# નૂતન શિક્ષણ

વર્ષ સાતમું · અંક આઠમો

માર્ચ · ૧૯૪૨



ત્રીઓ ·· હરભાઈ ત્રિવેદી ·· ચન્દ્રવદન શાહ

અ નુ ક્ર મ



વર્ષ • ૭ – અંક • ૮
માર્ચ • ૧૯૪૨

અત્યાર સુધી આપણે બાળકનું વિશિષ્ટ વ્યક્તિત્વ ખીલવવાનો આદર્શ સેવ્યો છે. એની સિદ્ધિને માટે આપણે એને વૈયક્તિક સ્વતંત્રતા આપી; એને નાગરિક ધર્મની તાલીમ આપી; સમૂહમાં કેમ વર્તવું તે સમજાવ્યું; સામાજિક જીવનની જવાબદારીનું તેને ભાન કરાવ્યું. છતા જે વિશ્વબંધુત્વની વિશાળ ભાવનાવાળા નાગરિકો ઉપજાવીને જગતમાં શાંતિ અને સમાનતાની ભાવનાનો સાર્વત્રિક સ્વીકાર કરાવવાની આપણી ઉમેદ હતી તે બર નથી આવી. આને માટે આપણે વિશ્વમાં પ્રચલિત એવાં વિવિધ સામાજિક બળોને જવાબદાર લેખી શકીએ એક હિટલર કે મુસોલિની પોતાના વિદ્યાર્થીઓને બીજાં રાષ્ટ્રોને ભોગે પોતાના રાષ્ટ્રને મહત્ત્વ આપતાં શીખવે છે; ઈંગ્લંડ કે જપાનનો શાહીવાદ પોતાની સમૃદ્ધિ કાજે બીજી પ્રજાઓને પરાધીન રાખવામાં કશું ખોટું નથી એમ પોતાનાં બાળકોને સમજાવે છે; અમેરિકાના મૂડીવાદીઓ પણ માનવસમાનતા સામે કુમળા મનનાં બાળકોમાં જબરજસ્ત પૂર્વગ્રહ પેદા કરે છે. ટૂંકમાં કેળવણીકાર જે આદર્શોની છાપ શાળાઓમાં બાળકના મન પર પાડવા મથે છે તે ભૂંસી નાખવા આગર ઝાંખી બનાવવા સમાજનાં વિવિધ બળો ખડે પગે તૈયાર હોય છે. શાળા જે સાધે છે તે સમાજ હતું–ન હતું કરી દે છે. માટેજ આજે કેળવણીકારે પોતાનું કાર્યક્ષેત્ર શાળામાં મર્યાદિત ન રાખતાં સમાજ તરફ પણ પોતાની દૃષ્ટિ ફેરવવી જોઈશે. પોતાના આદર્શો સમાજ પાસે સ્વીકારાવી તેનો સહકાર સાધવો જોઈશે. બાળકને કેળવવા જેટલી જ આવશ્યકતા સમાજને કેળવવાની પણ છે એટલું માન્ય રાખીને આપણે કામ કરવા મંડી પડીએ તો આજ કરતાં વિશેષ પ્રમાણમાં આપણી પ્રવૃત્તિ ફળદાયી નીવડશે એમાં શક નથી.

# શિક્ષકો અને માબાપોને*

**મિ. એસ. એન. મૂસ,**
એમ. એ., આઈ. ઈ. એસ.
મુંબઈ પ્રાંતના વિદ્યાધિકારી • પૂના

---

કેવળ આ પ્રાંતના શિક્ષકોને જ નહિ પરંતુ પોતાનાં બાળકોના શિક્ષણમાં રસ લેતા સર્વેને ઉદ્દેશીને હું બોલું છું.

મુંબઈ રેડિયોએ શિક્ષકો માટેના વાર્તાલાપની ગોઠવણ કરી છે, એ જાણી મને હર્ષ થાય છે; અને વ્યાખ્યાનમાળાની શરૂઆત કરતાં શિક્ષકોની તાલીમનું મહત્ત્વ અને હું જેને અસરકારક શિક્ષણ ગણું છું તેની અગત્ય પર હું આજે ભાર મૂકવા માગું છું.

હમણાં હમણાં આપણી કેળવણીની હાલની યોજનાઓની ખૂબ ટીકા થવા લાગી છે; અને તમને તો વિદિત છે કે આપણી શિક્ષણપદ્ધતિની પુનર્રચનાની જરૂરિયાત પર ભાર મુકાવા માંડયો છે કાયમી અને સંતોષકારક પ્રગતિ કરી શકાય તે પહેલાં આવી પુનઃરચના જરૂરી છે, એની કોઈ ના પાડશે નહિ. આપણી પદ્ધતિની ત્રુટિઓનો હું અસ્વીકાર કરવા માંગતો નથી, પરંતુ મને એમ લાગે છે કે સુધારાની ધગશમાં શિક્ષણની પુનર્રચનાની ઘણી યોજનાઓ શિક્ષકો અને શિક્ષણપદ્ધતિને વિશે મૌન જ સેવે છે. વિષય ગમે તે હોય પણ જે પદ્ધતિથી તે વર્ગમાં શીખવવામાં આવે છે તે ઉપર જ પ્રગતિનો આધાર છે. એ મહત્ત્વની હકીકત તરફ આપણે દુર્લક્ષ રાખવું ન જોઈએ. સંસ્થા ગમે તેવી સુંદર હોય, ગમે તેવો વિચારપૂર્વક યોજાયેલો તેનો અભ્યાસક્રમ હોય, પરંતુ કોઈ પણ યોજનાની સફળતાનો મુખ્ય આધાર જે ભાવના અને જુસ્સાથી કરવામાં આવે તેના પર રહેલો છે. જો વર્ગમાં શિક્ષણ અસરકારક હોય તો જ પ્રગતિ સંભવી શકે એમાં જરાયે શંકા નથી. એક સમયે માઉન્ટ વિલ્સન પરના ભવ્ય ૧૦૦-ઈંચ દૂરદર્શી યંત્રની આજુબાજુ ફરી એક અમેરિકને પૂછયું, "આ યંત્રનો કયો ભાગ ખૂબ અગત્યનો છે?" ખગોળશાસ્ત્રીએ થોડાક વિચાર કરી જવાબ આપ્યો, "એને નાને છેડે રહેલું નાનું મગજ." તે જ પ્રમાણે અસરકારક શિક્ષણ એ કાંઈ કેવળ વ્યવસ્થા, સાધનો કે અભ્યાસક્રમની જ બાબત નથી. ઉષ્મા, વૈવિધ્ય અને શક્તિ માટે માનવ સ્પર્શ જરૂરી છે. 'શાળાને નાને છેડે નાનું એક મગજ' જ અંતે તો કામકાજનું લક્ષણ નક્કી કરે છે. એટલે આપણા સુધારાના પ્રયાસોમાં સૌથી પહેલું ધ્યાન શિક્ષક પ્રત્યે અપાવું જોઈએ. બીજા ધંધા છોડીને આવનારાને નહિ પણ સર્વોત્તમ મગજશકિતવાળાઓને શિક્ષકના ધંધા માટે આકર્ષવા જોઈએ. નકામા અને નાલાયક માણસોની જ શાળામાં ભરતી કરીને કે જીવનસંગ્રામમાં આગળ ધપવાને શાળાનો પ્રથમ પગથિયા તરીકે ઉપયોગ કરનારાઓને જ જો આપણે પસંદ કરીશું તો ગમે તેવી સબળ યોજના પણ કદી ફળદાયી નહિ

---

* થોડા મહિના પહેલાં મુંબઈના ઑલ ઇન્ડિયા રેડિયો સ્ટેશનેથી Teachers' Refresher Course એ શિર્ષક હેઠળ કેટલાક વાર્તાલાપની યોજના કરી હતી ઑલ ઇન્ડિઆ રેડિયો સ્ટેશનના ડિરેક્ટરના તેમજ વ્યાખ્યાતાઓના સૌજન્યથી એ વાર્તાલાપમાંથી કેટલાકના અનુવાદો પ્રગટ કરવાની અમને તક મળી છે. આ અંકમાં મુંબઈ પ્રાંતના ડિરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન શ્રી. મૂસનું માંગલિક વ્યાખ્યાન અત્રે છાપ્યું છે. આવતા અંકથી મુંબઈની ટ્રેઇનિંગ કૉલેજના અધ્યાપિકા કુ. સુલભા પનાન્દિકરના વાર્તાલાપ પ્રગટ થશે.

નીવડે. ઉત્તમ પ્રતિભાવાળા શિક્ષકોને આકર્ષવા માટે તો આપણે શિક્ષકના ધંધામાં યોગ્ય ભાવિ લાભની અને નોકરીની સહીસલામતીની ખાતરી આપવી જોઈએ. આપણા શિક્ષકો પાસે કેટલું સખત કામ લેવામાં આવે છે તે પ્રશ્ન અલગ રાખીએ તો પણ તેમને યોગ્ય વેતન તો આપવું જોઈએને ? અને એમ થાય ત્યારે જ તેઓ સગવડભર્યું જીવન ગુજારી શકે, અને અન્ય ધંધાઓમાં રોકાયલાઓ સાથે સમાન ભૂમિકા પર મળી શકે. જેના હાથમાં આપણી પ્રજાની ભાવિ પેઢી સુપરત કરવામાં આવી છે તે જો નાલાયક અને અસંતુષ્ટ હોય તો તેઓ સમાજને ત્રાસરૂપ બને છે.

યોગ્ય આજીવિકા માટે પૂરતા પગાર અને આશાસ્પદ ભાવિનો આગ્રહ સર્વ માટે નહિ, પરંતુ દેશના યુવાનોને કેળવવાની જવાબદારી સ્વીકારવાને લાયક એવા લોકો માટે સેવવામાં આવે છે. ડૉક્ટર, ઇજનેર બૅન્કર, વગેરે ધંધાવાળાઓ માટે આપણે ધંધાને લગતી તાલીમ આપવાની આવશ્યકતા પર ભાર મૂકીએ છીએ. દા. ત. શરીરશાસ્ત્રના જાણકાર પાસે આપણે કદી પણ વાઢકાપ કરાવીશું નહિ; અથવા તો જે કોઈ પ્રમાણિત ઇજનેર નથી તેને પુલ બાંધવાનું કામ સોંપીશુ નહિ. પરંતુ આપણે કમનસીબે માત્ર થોડાક વિષયોનું સાધારણ જ્ઞાન ધરાવનાર શિક્ષકોને આપણને આપણાં બાળકોના શિક્ષણની જવાબદારી સોંપવામાં જરાય સંકોચ થતો નથી. પોતપોતાની રીતે પોતાનું જ્ઞાન બીજાને આપનાર ભૂતકાળના શિક્ષકોનું આજે પણ હિંદ ઘણું ઋણી છે. છતાં વધુ તર્કપ્રધાન અને કાર્યસાધક એવી પદ્ધતિસર દાખલ કરી ઘણું જ સુંદર કાર્ય કરવાનું હજી બાકી છે. શિક્ષકે માત્ર પોતાના વિષયનું જ્ઞાન ધરાવી બેસી રહેવાનું નથી. પરતુ જે વિષયને તે શીખવે છે તે શીખવતાં પહેલાં તેને સંપૂર્ણ સમજવાની સામાન્ય જીવન સાથ સાંકળવાની તથા વિદ્યાર્થીઓના માનસનો સંપૂર્ણ અભ્યાસ કરી તેમની મહેચ્છાઓ ને વલણો તેમજ તેમના જીવનના આદર્શો પણ સમજી લેવાની જરૂર છે. વિષય કરતાં તે શીખવવાની દૃષ્ટિ–પદ્ધતિ વધુ મહત્ત્વની છે. કારણ કે ઘણુંખરુ વસ્તુ કરતાં તેના તરફનું આપણું દૃષ્ટિબિન્દુ કેવું છે તે ઘણું અગત્યનું છે. શિક્ષકના કાર્યની પરીક્ષા તેના આદર્શો અને પ'ધતિઓ તથા તેની વિષયને રસમય તે જીવંન્ત બનાવવાની કળામાં છે.

ત્યારે શિક્ષણ એટલે શું ? શિક્ષણ એ બંધુભાવનાનો એક માર્ગ છે, એક જીવનપથ છે; શિષ્યોમાં શારીરિક ને માનસિક સમપ્રમાણતા ખીલવવી, તેમજ વિચાર તે વર્તનની સપ્રમાણ ટેવો કેળવવી એ સાચું શિક્ષણ છે. કેમકે જીવનમાં સાચી પ્રગતિ વ્યવસ્થા, સંવાદિતા, સમતોલપણા અને સપ્રમાણતા ઉપર અવલંબેલી છે. તેથી શિક્ષકને એકલો બૌદ્ધિક વિકાસ સાધવાનો નથી, એટલે કે માત્ર તેમની તર્કશક્તિ કેળવવાની નથી; પરંતુ સાચી ભાવનાલાગણીની શક્તિ કેળવવાની છે. બલ્કે તેને વિદ્યાર્થીઓનાં રુચિ અને રસ વિકસાવવાનાં અને યોગ્ય માર્ગે વાળવાનાં છે, જ્યાં સુધી લાગણી અને વિચાર સરખી રીતે કેળવાયાં ન હોય તથા તેમાં એકતાનતા ન હોય ત્યાંસુધી વિચારશીલ વર્તન મુશ્કેલ બને છે. તમે જાણો છે કે જે માણસની લાગણી તમારી વિરુદ્ધ હોય અથવા ચર્ચાતા વિષય વિરુદ્ધ હોય ત્યારે તેની સાથે દલીલ કરવી કેવી કપરી થઈ પડે છે. હૃદયબળ આગળ માત્ર મનોબળ નકામું છું. શિક્ષિત કહેવાતા માણસો પણ કેવા થઈ શકે છે તેની તમારામાંના ઘણાંને ખબર હશે. મનુષ્ય સ્વભાવ કુદરતી રીતે મૂળથી જ જડ હોય છે; અને જ્યારે મૂળ વૃત્તિનો પ્રશ્ન હોય છે, ત્યારે આ જડતા બાધક નીવડે છે. કોમી ઉપદ્રવ, ધર્મ માટેનું ઝનૂન, સંકુચિત સ્વદેશાભિમાન તથા મિથ્યા સ્વદેશભક્તિ પ્રાથમિક વૃત્તિઓ છે. ઉભય વિચાર એને લાગણીને જુવાનીમાં નિયમિત કરવામાં ખાસ તકેદારીની જરૂર છે.

આ બધા માટે ધંધાને લગતી કેળવણીની જરૂરિયાત છે; તથા આપણા પ્રત્યેક પ્રશ્નમાં આપણે શિક્ષકોને કેળવવા તરફ વધુ મહત્ત્વ આપવાની જરૂર છે. જો આપણે કબૂલ કરીએ અને મારા ધારવા

પ્રમાણે આપણે તે કબૂલ કરવું જોઈએ કે કાળજીપૂર્વક યોજાયેલી ધંધાર્થી તાલીમની જરૂર છે તો સાથે સાથે આપણે સમજવું જોઈએ કે લાયક શિક્ષકો બનાવવા માટે આપણી પાસે યોગ્ય લાયકાતવાળા માણસો જોઈએ; ગમે તેવી સબળ તાલીમ મળી હોય તો પણ ઓછા કાબેલ માણસો એમાં ચાલશે નહિ.

હવે સઘળી વસ્તુઓ ઠીક ઠીક રીતે સંપૂર્ણ છે, તથા શાળાની પરિસ્થિતિ પણ જોઈએ તેવી છે એમ માની લઈને તમે તમારાં બાળકો. માટે કેવા પરિણામની આશા રાખી શકો? આવા વાતાવરણમાં શિક્ષણ પામેલું બાળક કેવી જાતનું હોય? કોઈ પણ શાળા વિચક્ષણ બુદ્ધિના કે જ્ઞાન અને ગુણના ભંડાર સમાં બાળકો ઉત્પન્ન કરવાનો દાવો ન કરી શકે. છતાં એક સામાન્ય બાળક શાળા છોડતાં તન્દુરસ્ત, ચપળ અને ઓજસ્વી નીવડવું તો જોઈએ. તેણે તેનું મસ્તક ઊંચું રાખી હિંમતથી ફરતાં શીખવું જોઈએ. શિક્ષકની સામે હિંમતથી ઊભા રહેવાની શક્તિ કેળવનાર, સંપૂર્ણ શાંત ચિત્તે ઊભું રહેનાર તથા હલનચલનમાં સંવાદ સાધનાર તે હોવું જોઈએ; વળી તેણે એકાગ્રતા સાધી સ્વાવલંબી થવું જોઈએ; તથા તેની આસપાસની સઘળી વસ્તુ પ્રત્યે તેણે સમજપૂર્વકની રસવૃત્તિ કેળવવી જોઈએ; આતુરતાથી કાર્ય સાધી રસ પડે તેવું કાર્ય એકચિત્તે તથા શ્રદ્ધાથી જોતાં શીખવું જોઈએ; પોતાપણાની પ્રાથમિક વૃત્તિને બદલે બીજાઓને પણ પોતાના જેવાં ગણી પોતાના જેવું સ્થાન આપવા જેટલી બલ્કે કોઈક વાર બીજાને પ્રથમ સ્થાન આપવા જેટલી ઉદાત્ત ભાવના તેણે કેળવવી જોઈએ. આમ જો થાય તો તેણે જગતમાં પોતાનું સ્થાન લેવાની યોગ્ય ને પૂરતી તૈયારી કરી કહેવાય ને હું તમને ખાતરી આપું છું કે એ સ્થાન ઉપયોગી જ હશે.

શાળા અને વિદ્યાર્થીગૃહના સંચાલકોનો સહકાર ન સધાય ત્યાં સુધી આ બધું શક્ય નથી એમ તો આપ સ્વીકારશો. કેટલા માબાપો એમ સમજે છે કે શાળા શિસ્ત, સ્વચ્છતા અને સભ્યતા અંગે જે થોડુંઘણું પણ કરી શકે છે તે તેઓ નિરર્થક બનાવે છે! ઘણી વાર જ્યારે જ્યારે બાળક સ્વચ્છંદી માલૂમ પડે ત્યારે માબાપે શાળાને દોષ દેવા કરતાં પોતાને જ પૂછવું જોઈએ કે તેમણે કેળવણી અંગેની તેમની ફરજ અદા કરી છે કે નહિ. તેથી પ્રત્યેક બાળકના માબાપને તેમની ફરજ વિશે હું બે બોલ કહીશ.

જીવનની સામાન્ય સભ્યતા અને શિસ્ત પર ખાસ લક્ષ આપો. સભ્ય વર્તણુક જીવનમાં અનિવાર્ય છે. કોઈ પણ અજાણ્યા સાથે સભ્યતાથી અને ડહાપણથી વર્તવામાં શરમાવા જેવું નથી. પોતાનાં મોટેરાં પ્રત્યેના ડહાપણભર્યા અને વિવેકયુક્ત વર્તનને તેમણે પોતાનો હક ગણવો જોઈએ. કેટલાંક માબાપો માને છે કે બાળકને સીધી શિક્ષા કરવાથી કુમાર્ગે જતાં અટકાવાય છે. પરંતુ એ માન્યતા ભૂલભરેલી છે. બાળકને આપવા લાયક સારામાં સારી કેળવણી તે તેને ડર્યા વિના અને સ્વેચ્છાથી શિક્ષા સ્વીકારતાં શીખવવું તે છે.

તમારાં બાળકોને કાર્યનું ગૌરવ સમજાવો. તેમની પાસે તેમનાં ઓરડાઓ, જોડા અને તેમની સાયકલો સાફ કરાવી અને તેમનાં કપડાં ધોતાં અને સમારતાં શીખવો. પ્રમાણિક કાર્યમાં સ્વમાનહાનિ નથી.

તમારાં બાળકોને અર્થશાસ્ત્ર સમજાવો. દરેક બાળકે સમજવું જોઈએ કે પૈસો મહેનત કરવાથી મળે અને નહિ કે ફક્ત માગવાથી. કંઈ પણ કાર્ય કર્યા વિના કંઈ પણ સ્વીકારી લેવામાં અનીતિ છે, અને વિચારશીલ છે. પ્રાણીને માટે તે શોભાસ્પદ નથી.

તેમનાં બાળકો વિશે પૂરતો રસ લઈ તથા શિક્ષકે કરવાના કાર્યની કદર કરી આપણી શાળાઓ માટે માબાપો ઘણું કરી શકે તેમ છે. દવાખાનાની સારવાર માટે તથા ધર્મક્રિયા માટે જેમ તેઓ વિનાસંકોચ પૈસા

ખર્ચે છે તેમ કેળવણી માટે પૈસા ખર્ચવાની તત્પરતા બતાવી તેઓ તેમની મૂક પ્રશંસા વ્યક્ત કરી શકે છે હું ખાતરીપૂર્વક કહું છું કે જે થોડી ઘણી રકમ તે પોતાના બાળકના શિક્ષણ પાછળ ખર્ચે છે તે તેમને પરોક્ષ રીતે અનેક માર્ગે પાછી મળશે

શિક્ષકો માટે તો હું કહીશ કે તેમનું કાર્ય ખૂબ મુશ્કેલ છે તે હું જાણું છું પરંતુ શ્રમપૂર્વક ઉપજાવેલી વ્યવસ્થાથી સચોટ શિક્ષણ નીપજતુ નથી પોતાના કાર્યમા રસ લેનાર શિક્ષક પોતાની નૈસર્ગિક કરામત [ingenuity] નો ઉપયોગ કરે અને મળી શકે તેવા સામાન્ય સાધનો ઉપયોગમા લે તેનાથી ઘણુ થઈ શકે હાલની સ્થિતિમા પણ શિક્ષકને પોતાના વર્ગમા ધીમેથી પણ કાળજીપૂર્વક સુધારો કરી પોતાના દેશની સેવા કરવાની ઘણી તક છે ફ્રાન્સિસ બેકને પોતાને વિશે જે કહ્યુ હતુ તે હું તેમને યાદ દેવડાવુ

મેં માણસોના અભિપ્રાયો કે નિર્ણયોને ચગદી નાખવા કે સકંજામા ભેરવી લેવા કદી કોશિશ કરી નથી તેમજ કરતો પણ નથી, પરંતુ હુ તેમને ખુદ સાચી હકીકત તરફ તથા તેની એકરાગિતા તરફ દોરુ છુ કે જેથી તેઓ તેમની પાસે શુ છે, શુ મેળવવા તેઓ પ્રયત્ન કરી શકે છે અને જનસમાજની સામાન્ય મુડીમા તેઓ શુ ઉમેરી શકે એમ છે તે તેઓ પોતાની મેળે જ જોઈ શકે"

# જ્ઞાનપ્રાપ્તિ*

શ્રી. ચુનીલાલ નારણજી શાહ
આચાર્ય • મહિલાવિદ્યાલય • ભાવનગર

આ પ્રમાણે ઉપર વર્ણવેલા આ ચાર મનોવ્યાપારથી જ્ઞાનનો વિસ્તાર, જ્ઞાનની સમૃદ્ધિ, અને હકીકતોનો પરસ્પર સંબંધ ચિત્રમાં રચાય છે. એક રસપ્રદ પ્રશ્ન અહીંઆ ઉપસ્થિત થાય છે હું અનેક પ્રકારનાં કદવાળાં, રંગવાળાં, પૂંઠાવાળાં પુસ્તકો જોઉં છું, છતાં પુસ્તકનો વિચાર કરતાં સર્વ જુદાં જુદાં પુસ્તકોનો નહિ પરંતુ પુસ્તકનો ખ્યાલ મને આવે છે; મેં અનેક પ્રકારના આકારવાળાં, ઊંચાઈવાળાં અને રંગવાળાં ઘર જોયાં છે; ઘરનો વિચાર કરતાં સર્વ જુદા જુદા ઘરોનો નહિ પરંતુ ઘરનો ખ્યાલ મને આવે છે; એ જ પ્રમાણે બળદ, કૂતરો, ગોળ, ઘી, ધાણા, શાન્તિ, હિમ્મત, વગેરેના વિચારમાં પણ બને છે. આમ કેવી રીતે બનતું હશે? વિવિધ પુસ્તકોને બદલે પુસ્તકનો સામાન્ય ખ્યાલ મને કેમ આવતો હશે? વિવિધ સ્થાને અનુભવેલ શાંતિને બદલે શાંતિનો સર્વસામાન્ય ખ્યાલ મને કેમ આવતો હશે? વિવિધ અનુભવોમાંથી સર્વસામાન્ય ખ્યાલ કેવી રીતે બંધાયા છે એ હવે જોઈએ.

બાળક નાના, મોટા, ચળકતા, ઝાંખા, પિત્તળના અને અન્ય ધાતુઓના ચમચા જુએ છે. તેની આસપાસ અનેક પ્રકારની વસ્તુઓ પડેલી છે; તેમાંથી તે ચમચાને જુદા પાડે છે; તે ચમચા અને અન્ય વસ્તુઓ વચ્ચેનો ભેદ પારખે છે. ચમચાની આકૃતિ, કદ, રંગ, વગેરેમાં ભેદ છે, છતાં ય એ સર્વ ચમચાઓમાં જે જે વિશિષ્ટ આકૃતિ રહેલી છે એ આકૃતિ જુદી તારવે છે; ચમચાના રૂપ, રંગ અને કદમાંથી એના આકારને એ જુદો તારવે છે; ચમચાનું પૃથક્કરણ કરીને તેના અનેક ગુણોમાંથી એક ગુણને તે જુદો પાડે છે; અનેક ભિન્ન પ્રકારના ચમચાઓમાં તે સામ્ય જુએ છે; સર્વ વસ્તુઓમાંથી તે 'ચમચાત્વ' જુદું પાડતાં શીખે છે; તેના મનમાં ચમચાનો ભાવ બંધાય છે. ચમચો શબ્દ સાંભળતાં તેને અમુક રૂપ, અમુક રંગ, અમુક કદનો ચમચો યાદ નહિ આવે, પરંતુ ચમચાનું સામાન્ય સ્વરૂપ યાદ આવશે. એ જ પ્રમાણે તે અનેક પ્રાણીઓમાંથી કૂતરાનો ભેદ પાડે છે; તે જુદા જુદા લાલ, ધોળા, કાળા, નાના, મોટા, ઊંચા કાનવાળા, વળેલા કાનવાળા કૂતરાઓ જુએ છે. દરેક કૂતરાના કદ, રંગ, વગેરે ગુણોમાંથી તે 'કૂતરાત્વ' જુદું તારવે છે. દરેક કૂતરામાં તે એ કૂતરાત્વ નીરખે છે. પ્રત્યેક કૂતરો ભિન્ન હોવા છતાં પણ દરેક કૂતરામાં વસેલું સામાન્ય તત્ત્વ તે પારખે છે; તેના ચિત્તમાં હવે કોઈ વિશિષ્ટ રૂપ, રંગ, કદવાળા કૂતરાનો નહિ પણ સર્વસામાન્ય કૂતરાનો ખ્યાલ બંધાય છે.

એ જ પ્રમાણે તે ગાયનું અને ભેંસનું ધણ જુએ છે. કોઈ વાર તેમાં ઘણી ગાયો, તો કોઈ વાર થોડી ગાયો, કોઈ વાર તેમાં ઘણી ભેંસો તો કોઈ વાર તેમાં થોડી ભેંસો તે જુએ છે. એ ધણ આજે આ સ્થળે તો કાલે બીજે સ્થાને જુએ છે. એ સર્વ ભિન્ન પરિસ્થિતિમાં તે પ્રત્યેક ધણમાં રહેલું ધણત્વ જુદું પાડે છે અને તેને કોઈ વિશિષ્ટ સ્વરૂપના ધણનો નહિ પણ સર્વસામાન્ય ધણનો ખ્યાલ આવે છે.

વિદ્યાર્થી વ્યાજના અનેક દાખલા ગણે છે, અને એમાંથી મુદ્દલ, વર્ષ, ટકાની સંખ્યામાંથી વ્યાજ ગણવાની રીત તે જુદી પાડે છે; એથી આગળ વધીને સર્વ પ્રકારના અંકગણિતના દાખલામાં તે પ્રમાણ અને

---

* નૂતનશિક્ષણના ફેબ્રુઆરી ૧૯૪૨ના અંકના પા. ૨૧૯ થી ચાલુ.

ત્રિરાશીની જ રમત જુએ છે, અને વિવિધ પ્રકારના દાખલામાથી તેને તે જુદી પાડે છે. મનુષ્યો સધ્યાનું સૌન્દર્ય નિરખે છે, યુવતીની ચાનમા રહેલુ સૌન્દર્ય જુએ છે, આકાશના તારાઓમા રહેલું સૌન્દર્ય નિહાળે છે, પુષ્પમા રહેલુ સૌન્દર્ય અવલોકે છે, અને એવા વિવિધ અનુભવોમાથી સૌન્દર્ય વિશેનો ભાવ મનમા સ્પષ્ટ કરે છે. સૌન્દર્ય અનુભવતી વખતે તેના ચિત્તમા જુદા જુદા પદાર્થો નહિ પરતુ એ અનુભવોમાથી નીતરેલા ભાવનો તે આસ્વાદ કરે છે

'સૌન્દર્ય શુ, જગત શુ, તપ એજ સાથી', પક્તિ સાભળતી વખતે કોઈ સ્થૂલ વસ્તુનું સ્મરણ નહિ થતા છતા પણ ચિત્ત સૌન્દર્ય શબ્દમાથી અર્થગ્રહણ કરે છે

એ જ પ્રમાણે એ સભા, ઘી, ગોળ, શાન્તિ, હિમ્મત, કલ્પના, વગેરેનો સામાન્ય ખ્યાલ બાધે છે આ સર્વ ખ્યાલો બાધવા માટે એ જ મનોવ્યાપારો–ભેદદર્શન, સામ્યદર્શન, પૃથક્કરણ અને સયોગીકરણ–નો ઉપયોગ કરવો પડે છે

આ સર્વ મનોવ્યાપારને લઈને જે સર્વસામાન્ય ખ્યાલ બધાય છે તેને માટે અગ્રેજીમા ઘણા શબ્દો છે. general idea, general image, mental category, pattern અને scheme.

આવા ખ્યાલો, pattern રચાવાની ક્રિયા, બાળકના ચિત્તમા જોઈ શકાય છે. બાળક દોડતી ગાડી જુએ છે, તેમાથી તે ગતિનું પૃથક્કરણ કરીને જુદી પાડે છે તેને મન હલનચલન એ ગાડી છે, બાળક ઘરના બારણાને આમથી તેમ ચલાવે છે અને કહે છે કે ગાડી ચાલી. એ જ પ્રમાણે ઘોડા ઉપર કોઈને સ્વાર થયેલ તે જુએ છે, કોઈ ગતિ કરનાર વસ્તુ અને તેના ઉપર બેસનાર કોઈ હોય ત્યારે બેસવાની વસ્તુ ઘોડો કહેવાય એમ તેનું ચિત્ત ગ્રહણ કરે છે, પછી તે પોતે લાકડી ઉપર સવારી કરે છે અને કહે છે કે 'ઘોડા, ઘોડા, ચાલ.' બે વર્ષનું બાળક થાળીમા ભાત લે છે. રોટલી અને ભાત વચ્ચે ભેદ પાડતા તે શીખે છે રોટલી એટલે એક જ વસ્તુ અને ભાત એટલે છૂટા છૂટા કણોનો બનેલ સમૂહ શાક અને દાળ પણ આ દૃષ્ટિએ ભાતની કોટિમા જ બાળક મૂકે છે, અને શાક અથવા દાળ માગતી વખતે પણ 'ભાત, ભાત' એમ તે કહે છે. પદર માસનુ બાળક ઘડિયાળ જુએ છે, અને તે તેને 'ટીક, ટીક.' નામથી ઓળખે છે, તે વજન કરવાનો કાટો જુએ છે, તેમા પણ તે ચાદો અને કાટો જુએ છે એટલે તેને તે 'ટીક, ટીક,' કહે છે લોલકવાળુ ઘડિયાળ હવે તેની દૃષ્ટિએ પડે છે, તેને પણ તે 'ટીક ટીક' કહે છે, આ બાળકે આ સર્વ પદાર્થોમાથી ચાદો અને કાટાને જુદા પાડયા હતા.

ઉપરના સર્વ દૃષ્ટાતોમા બાળકો ગાડી અને બારણામાથી ગતિ, ઘોડા અને લાકડીમાથી ગતિ અને સ્વારી, દાળ, શાક, અને ભાતમાથી છૂટા કણોનો સમૂહ, ઘડિયાળ અને વજન કરવાના કાટામાથી ચાદો અને કાટો તે જુદા પાડે છે, અને તેનો ખ્યાલ તે સર્વના pattern તે મનમા રચે છે. અહીંના ભેદદર્શન, પૃથક્કરણ આદિ મનોવ્યાપારો અસ્તિત્વમા આવે છે, પરતુ તે વ્યાપારો પ્રારભદશામા હોય છે એટલે ગાડી ઘોડા, ઘડિયાળ, ભાત વિશેના તેના ખ્યાલો પ્રાથમિક અને અપૂર્ણ હોય છે

આ ખ્યાલો જીવનદર્શનમા અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે એક સુંદર ચિત્ર તરફ મનુષ્યો જુએ છે, એક વ્યક્તિ તે જોઈને ખુશ થાય છે અને કહે છે કે 'કેવુ સુન્દર', બીજા મનુષ્યને ચિત્રનુ જ્ઞાન ઊડુ છે, તેનો ચિત્ર વિશેનો ખ્યાલ વિશેષ સુરેખ અને સ્પષ્ટ હોવાથી તે માત્ર 'કેવુ સુદર'જ અનુભવીને સતોષ માનતો નથી, તે તો તે ચિત્રની રેખાઓ, રગ, ભાવ વગેરેની ખૂબી નિહાળીને આનદમગ્ન બને છે.

બન્ને નિરીક્ષકોના મનમા ચિત્રના ખ્યાલ ભિન્નભિન્ન અનુભવમાથી બધાયા હતા, બન્ને પાસે ચિત્રના ખ્યાલ જુદા જુદા હતા એકની પાસે સામાન્ય ખ્યાલ હતો, અને બીજાની પાસે વિકસિત ખ્યાલ હતો સહુ પોતાના ખ્યાલ પ્રમાણે જગત્ તરફ નિરખે છે. પથારીમા એક દરદી પડેલો છે, તેની માદગીના ચિહ્નો તેના

સગાંવહાલાં જોઈ શકે છે. એમનો ખ્યાલ છે કે દરદીને ઉધરસ અને તાવ છે. એમનો ખ્યાલ એથી વિશેષ ઊંડો ન હોવાથી એ ઉધરસ અને તાવ ઉધરસ અને તાવ રૂપે જ રહે છે; એથી કોઈ ઊંડી કલ્પના તેમને થતી નથી. પરંતુ ડૉક્ટરની પાસે વિકસિત સુગ્રંથિત ખ્યાલ હોવાથી તે તાવ અને ઉધરસ તેની સમક્ષ માત્ર તાવ અને ઉધરસ રૂપે ન રહેતાં ન્યૂમોનિયા બની જાય છે. તેની સમક્ષ ન્યૂમોનિયાનો ખ્યાલ સ્પષ્ટ હોવાથી તે તરત જ રોગ પારખી શકે છે.

એવા વિકસિત, ઊંડા ખ્યાલોને લઈને એન્જીનિયર નવા યંત્રની રચના સમજી શકે છે, ડિટેક્ટીવ થોડી માહિતી ઉપરથી આખો વૃત્તાંત સમજી જાય છે; વકીલો કેસની વિગતો ઉપરથી તેના ગુણદોષ જાણી જાય છે; દાખલાની રકમ જાણીને ગણિત જાણનારાઓ કયા પ્રકારનો દાખલો છે તે નક્કી કરી નાંખે છે. આ સાથેનું ચિત્ર જોઈને એક મનુષ્યને લાગશે કે કાગળ અંદર વાળ્યો છે; બીજાને લાગશે કે કાગળ બહાર વાળ્યો છે, ત્રીજાને લાગશે કે સમાનતત્ત્વવાળી આકૃતિઓ પાસે પાસે ગોઠવવામાં આવેલી છે. સહુ પોતાના અનુભવ પ્રમાણે એ ચિત્ર તરફ દૃષ્ટિ નાંખશે. પુષ્પ જોઈને એક જણ કહેશે, ‘આ પુષ્પ સારું છે,’ પરંતુ કવિને તેમાં જીવનના રહસ્યનું દર્શન થશે. અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થે કહ્યું છે કે :

A primrose by a river’s brim,
A yellow primrose was to him,
And it was nothing more,
But for the poet,
The meanest flower that blows can give,
Thoughts that do often lie too deep for tears.

કોઈનો ખ્યાલ તદ્દન સામાન્ય, તો કોઈનો અતિશય ગહન, વ્યાપક હોય છે. એ ખ્યાલો વચ્ચે અપાર અંતર હોય છે, પરંતુ જે મનોવ્યાપારોની સહાયથી સહુ જીવનનું દર્શન–ઉપરછલ્લું કે તલસ્પર્શી–પામે છે તે મનોવ્યાપારો તો સર્વને સમાન છે. કૂતરો, ગાય કે ઘોડો તદ્દન પ્રાથમિક ખ્યાલો બાંધે છે; તત્વજ્ઞાનીઓ, વૈજ્ઞાનિકો કે કવિઓ અતિ ગહન ખ્યાલો બાંધે છે. બન્નેના ખ્યાલો વચ્ચે આસમાન જમીનનું અંતર છે; પરંતુ બન્ને ઉપયોગ તો એજ મનોવ્યાપારોનો ભેદદર્શન પૃથક્કરણ, સામ્યદર્શન અને સંયોગીકરણનો–કરે છે. એકજ મનોવ્યાપારોનો ઉપયોગ થવા છતાં પણ પ્રાણીઓ અને મનુષ્યના વિચારોમાં અને મનુષ્ય મનુષ્ય વચ્ચેના વિચારોમાં અતિશય અંતર રહે છે. એનું કારણ જે પદાર્થ અને પરિસ્થિતિ વિશે વિચાર કરવામાં આવે છે તેમજ જે ભૂમિકા ઉપરથી કરવામાં આવે છે તે સર્વમાં ફેર હોય છે કૂતરો પણ ઓળખીતા અને અજાણ્યા વચ્ચેનો ભેદ જોઈ શકે છે; તેણે જે માર્ગ પર પ્રવાસ કર્યો હોય તે માર્ગ અને અન્ય માર્ગ વચ્ચેનો ફેર તે જોઈ શકે છે; કૂતરા પાળનારાઓ કહે છે કે ફરવા જતી વખતે અને અન્ય કાર્ય ઉપર જતી વખતે તે જે ટોપો પહેરે છે તે બે વચ્ચેનો ભેદ તે પારખી શકે છે; તેમજ તેનો શેઠ અમુક ટોપો માથે મૂકે તેના ઉપરથી તેને બહાર લઈ જવામાં આવશે અને તે ફરવાનો આનંદ લઈ શકશે એવો વિચાર તે કરી શકે છે; આ પ્રમાણે તે સંયોગીકરણની ક્રિયા કરે છે. ભેદ પારખવાની તેમજ સંયોગીકરણ કરવાની તેની શક્તિ મર્યાદિત હોય છે. તે કાંઈ આકાશના તારાઓ વચ્ચે કે પુસ્તકો વચ્ચે ભેદ કરી શકશે નહિ; તેમજ કોઈ યંત્રને જોઈ તે કેવી રીતે કાર્ય કરશે તે સમજી શકશે નહિ. મનુષ્યોની બાબતમાં પણ જંગલમાં રહેનારો મનુષ્ય જે રીતે પશુ, પક્ષીના ભેદ પાડતાં શીખે છે, તથા તેમના સ્વભાવ વિશે જ્ઞાન ધરાવે છે તેમાં અને વિજ્ઞાનશાસ્ત્રી એક તેજાબ અને બીજા તેજાબ વચ્ચે ભેદ જોઈ શકે છે, અને બન્નેના સંયોગીકરણનું પરિણામ અગાઉથી કરી શકે છે, તેમાં કાંઈ ભેદ હોતો નથી, સહુ એક જ

મનોવ્યાપારોનો ઉપયોગ કરે છે; પરંતુ ફેર હોય છે, તેમના વિસ્તાર અને ઊંડાણનો. જ્યારે એ મનોવ્યાપારો ઉચ્ચ ભૂમિકા ઉપર વિહાર કરે છે ત્યારે સૃષ્ટિના સકળ પદાર્થોને નિયમમાં રાખનાર ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢે છે અથવા તો જીવ, જગત્ અને ઈશ્વરના સંબંધોનો વિચાર કરે છે અથવા જગતમાં પ્રવર્તી રહેલી અસમાનતા દૂર કરવા સમાજવાદ અને સામ્યવાદ, હિંસા અને અહિંસા કેટલે અંશે કાર્યસાધક નીવડે એવા એવા વિચારપ્રદેશોમાં એ રમમાણ બને છે.

પશુ અને મનુષ્ય વચ્ચે વિચાર કરવાની બાબતમાં કેટલે અંશે સમાનતા તથા કેટલે અંશે ભેદ છે તે આપણે જોઈ ગયા. આ સંબંધમાં એક વિશેષ બાબતમાં સામ્ય અને ભેદ વિચારવા જેવા છે. જે પદાર્થ આપણી સમીપે હોય, એટલે કે આપણી આંખ, કાન, નાક, જીભ અને ત્વચા સાથે સંસર્ગમાં હોય તે વિશે પશુ અને મનુષ્ય સહુ સહુની શક્તિ પ્રમાણે વિચાર કરે છે, પરંતુ જે પદાર્થ સમીપે ન હોય તે પદાર્થ વિશે પશુ તદ્દન અલ્પાંશે વિચાર કરી શકે છે, મનુષ્ય તે પદાર્થોની ગેરહાજરીમાં પણ તે વિશે વિચાર કરી શકે છે. કૂતરાના પાળનાર કહે છે કે કૂતરાઓ શેઠની ચાળ ખેંચી શેઠને બહાર લઈ જવા સૂચવે છે.

પદાર્થોની ગેરહાજરીમાં માત્ર પદાર્થોની સ્મૃતિથી કૂતરા શેઠને પદાર્થ પાસે લઈ ગયેલ છે એવી કેટલીક દંતકથાઓ ચાલે છે. આ દૃષ્ટાંતોમાં પદાર્થોની ગેરહાજરીમાં પણ કૂતરા તે પદાર્થ વિશે વિચાર કરી શકે છે. તે આપણે જોઈએ છીએ. વળી પશુ તથા પક્ષી પોતાના ઘર અથવા માળાનો વિચાર કરતાં કરતાં ત્યાં પહોંચી જાય છે તે પણ દર્શાવે છે કે તે પદાર્થોની ગેરહાજરીમાં વિચાર કરી શકે છે. પરંતુ આટલેથી જ તેમના વિચારની મર્યાદાઓ આવી જાય છે. મનુષ્યો તો માત્ર પદાર્થો જ નહિ પરંતુ પ્રેમ, ક્રોધ, લોભ, સત્ય, આદિ ભાવનાઓ વિશે પણ એ ભાવોનો અનુભવ જે સમયે ન થતો હોય તે સમયે વિચાર કરી શકે છે. પશુ પક્ષીની બાબતમાં આ પ્રમાણે બનવું અશક્ય છે, જો કે દરજી અને હાથીની અથવા નાગણીના વેરઝેરની વાતો પશુમાં પણ આવી શક્તિની શંકા કરાવે છે. મનુષ્યો ભૂત, ભવિષ્ય, આશા, નિરાશાઓ વિશે વિચાર કરી શકે છે. આ પ્રકારના વિચારમાં કોઈ વસ્તુ પ્રત્યક્ષ નહિ હોવાથી અને માત્ર કલ્પનાની પાંખ ઉપર વિહાર કરવાનો હોવાથી તેને કલ્પનામય વિચાર કહેવામાં આવે છે. આપણી સમક્ષ પુસ્તક ન હોય છતાં પણ આપણે પુસ્તક વિશે વિચાર કરી શકીએ છીએ; એ જ પ્રમાણે કલ્પનામાં આપણે સ્વર સાંભળી શકીએ છીએ, વાસ લઈ શકીએ છીએ, સ્વાદ યાદ લાવી શકીએ છીએ, ટાઢું, ઊનું અનુભવી શકીએ છીએ. બાળકો અને અવિકસિત મનુષ્યો કલ્પનામય વિચાર ભાગ્યે જ અથવા અલ્પાંશે કરી શકતાં હોવાથી તેમને પદાર્થોની બહુ જરૂર રહે છે. સામાન્ય રીતે દરેક મનુષ્યને કેટલીક વાર પદાર્થોની જરૂર રહે છે. બુદ્ધિશાળી મનુષ્યોને પણ મદદથી વિચાર કરવો સરળ પડે છે. કોઈ વાર તો અત્યંત બુદ્ધિશાળી પુરુષોને પણ પદાર્થોની સહાય વિના વિચાર કરવો ફાવતો નથી; આનું સુપ્રસિદ્ધ દૃષ્ટાંત લૉર્ડ કેલ્વીન પૂરું પાડે છે.* શિક્ષણશાસ્ત્રનો નિયમ છે કે મૂર્તમાંથી અમૂર્ત તરફ વિદ્યાર્થીઓને લઈ જવા જોઈએ, આ નિયમનું સમર્થન મનુષ્ય ચિત્તની ખાસિયત ઉપર અવલંબેલું છે. જો પદાર્થ ન પ્રાપ્ત થઈ શકે તો ચિત્ર, નકશા, આદિની સહાય લઈને સ્પષ્ટ કરી શકાય છે.

[ અપૂર્ણ ]



* ઇલેક્ટ્રોમેગ્નેટીક સિદ્ધાંત અનુસાર હું એક પણ યંત્ર રચી શકું નહિ માટે એ સિદ્ધાંત હું સમજી શકતો નથી એમ તેમનું કહેવું હતું.

નૂતનશિક્ષણ સંઘ, સૂરતના આશ્રયે મળેલું

# બૃહદ્ ગૂજરાત આચાર્ય સંમેલન

[ દિવસ: તા. ૧૩-૧૪-૧૫ ઑક્ટોબર ૧૯૪૧
સ્થળ: સાર્વજનિક હાઈસ્કૂલ, નાનપરા-સૂરત ]

[ ૧ ]

## સ્વાગત

શ્રી. અમૃત કૃષ્ણ મોહિલે

પ્રમુખ · નૂતનશિક્ષણ સંઘ · સૂરત

બૃહદ્ ગૂજરાતની માધ્યમિક શાળાઓના મુખ્ય શિક્ષકો તેમ જ પ્રથમ મદદનીશ શિક્ષકોના આ પ્રથમ સંમેલનમાં આપને સૌને સૂરતના નૂતનશિક્ષણ સંઘ તરફથી હાર્દિક આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે.

શિક્ષકોને ઉપયોગી એવા અગત્યના કેળવણીના પ્રશ્નો પર વિચારવિનિમય કરવાના હેતુથી સભાઓ અને સંમેલનો યોજીને અમારો સંઘ સને ૧૯૩૮ માં એની સ્થાપના થઈ ત્યારથી આજપર્યંત માધ્યમિક શિક્ષણની યથાશક્તિ સેવા કરવાનો પ્રયાસ કરતો આવ્યો છે. એની સ્થાપનાના પહેલા વર્ષમાં જ નૂતનશિક્ષણ સંઘે, કેળવણી મંડળનો સહકાર સાધીને, મુંબઈ પ્રાંતીય માધ્યમિક શિક્ષક પરિષદનું તેરમું અધિવેશન સૂરતમાં ભરવાનું બીડું ઝડપ્યું હતું. આજે જેઓ અહીં હાજર છે તેમાંના ઘણાએ તે પરિષદમાં ય હાજરી આપી હશે અને તેમની ખાતરી થઈ હશે કે અમારા એ પ્રથમ પ્રયાસને ય ઠીક ઠીક સફળતા મળી હતી.

વર્ષમાં જુદે જુદે વખતે ચર્ચાસંમેલનો ગોઠવીને કેળવણીના ક્ષેત્રમાં રસ લેનારાઓને નૂતનશિક્ષણના સિદ્ધાંતો ને રીતિનીતિની ચર્ચા માટે તેમ જ તેના પ્રચાર માટે મળવાનું એક સામાન્ય સ્થાન અમારો સંઘ પૂરું પાડે છે. આવું જ એક બે-દિનનું ચર્ચાસંમેલન તાજેતરમાં જ યોજવામાં આવ્યું હતું અને તેમાં 'માધ્યમિક શિક્ષણમાં ગૂજરાતીનું સ્થાન' એ મહત્ત્વના પ્રશ્ન પર વિવિધ દૃષ્ટિબિંદુથી સંપૂર્ણ ચર્ચા કરવામાં આવી હતી. આ ઉપરાંત અમારો સંઘ એક કેળવણીવિષયક પુસ્તકાલય તેમ જ વાચનાલયનું સંચાલન પણ કરે છે.

અમારા સંઘની એક બીજી જાણીતી પ્રવૃત્તિ તે 'નૂતનશિક્ષણ' માસિકનું પ્રકાશન છે. ત્રણેક વર્ષથી આ માસિકના સંપાદનમાં અમારા સંઘના સભ્યો સક્રિય ભાગ લઈ રહ્યા છે ને તેઓ આ સામયિક શિક્ષકોને વધારે ને વધારે માર્ગદર્શક બને એવો પ્રયાસ કરે છે. 'નૂતનશિક્ષણ' ગૂજરાતભરમાં ઠીક ઠીક જાણીતું થયું છે એટલે એ સંબંધી વિશેષ કંઈ ન કહેતાં હું એટલું જ ઇચ્છીશ કે આપ સૌ એના ગ્રાહક બનીને તેમ જ આપની લાગવગથી બીજાને બનાવીને અમને આર્થિક મુશ્કેલીઓમાંથી ઉગારી લેશો કે જેથી અમે આ માસિકને વધારે માહિતીપૂર્ણ ને ઉપયોગી બનાવી શકીએ.

આજના સમેલનનું આયોજન કરનાર અમારા સંઘનો આટલો ટૂંક પરિચય બસ થશે. હવે આપણી સંમેલન પાછળ શી દૃષ્ટિ છે, તેનો શો હેતુ છે, તે વિશે હું બે બોલ કહીશ. મુંબઈ પ્રાંતીય માધ્યમિક શિક્ષક સમેલનની બેઠક અમે અહીં ભરી ત્યારથી મુખ્ય શિક્ષકોને તેમના શાળાસંચાલન અંગેના પ્રશ્નોની ચર્ચા કરવાની તક મળે તે હેતુથી તેમની એક ખાસ પરિષદ બોલાવવાનો વિચાર અમારાં મનમાં ઘોળાયા કરતો હતો. આ સમેલનના સચાલક શ્રી. ચન્દ્રવદન શાહની સૂચનાથી આ વિચારને પ્રોત્સાહન મળ્યું ને તેનું ફળ આપ સઘળા આજે જુઓ છો.

માત્ર મુખ્ય શિક્ષકોની જ પરિષદ ભરવાના મૂળ વિચારમાં સહેજ ફેરફાર થયો છે, અને હવે તેમાં પ્રથમ મદદનીશ શિક્ષકોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. આ ફેરફાર આવકારપાત્ર છે કેમકે શાળાસંચાલનમાં પ્રથમ મદદનીશ શિક્ષકોનો હિસ્સો પણ કંઈ નજીવો નથી. અત્રેના નૂતનશિક્ષણ સંઘના સભ્યો માત્ર પ્રેક્ષકો તરીકે જ આ સંમેલનમાં હાજરી આપે છે.

આમ આ સંમેલનની વિશિષ્ટતા એ છે કે શાળાસંચાલનમાં સક્રિયપણે ભાગ લેનાર વ્યક્તિઓ જ એમાં ભાગ લઈ શકે છે. એને અંગે વિધિસરની સ્વાગત સભા યોજવામાં આવી નથી, એને માટે પ્રમુખ તરીકે કોઈની વરણી કરવામાં આવી નથી, અને એમાં વિધિસરના ઠરાવો પસાર કરવાની યોજના નથી. આમ જો કે આ સંમેલન અવિધિસરનું છે, છતાં કેળવણીના ક્ષેત્રમાં સંગીન કાર્ય કરવાની શક્યતાઓથી તે ભરેલું છે. સુવિખ્યાત વક્તાઓની લાંબી યાદી, અને તેઓ જે વિષયો પર બોલશે ને જેના પર આપણે મુક્ત ને નિખાલસ ચર્ચા કરીશું તેની વિવિધતા સંમેલનની ઉપયોગિતાની આપણને ખાતરી આપે છે. આ સંમેલનમાં કોઈ પણ જાતના વિસંવાદ વિના વ્યવસ્થિત વિચારવિનિમય થશે એવી આપણે ઉમેદ રાખીએ. જ્યારે આખા સત્રના કાર્ય પછી આરામ લેવાનો સમય હતો ત્યારે ગૂજરાત અને કાઠિયાવાડના દૂર દૂરના ભાગમાંથી અગત અગવડો વેઠીને અહીં પધારેલાં અમારાં મહેમાનોને તેમનાં સમય અને જહેમત નિરર્થક ગયાં નહિ લાગે એવી અમારા સંઘના સભ્યો આશા રાખે છે.

આપણા પ્રખ્યાત, અનુભવી વક્તાઓના માર્ગદર્શનથી તેમજ આપણી ચર્ચાઓ દ્વારા શાળાસંચાલનમાં આપણી સમક્ષ પડેલી વિવિધ સમસ્યાઓનો ઉકેલ આપણે કાઢી શકીશુ એ વિશે મને શંકા નથી. જેમને આ સંમેલનમાં હાજરી આપ્યાથી મેળવવાનું છે, તેના કરતાં સમેલનને આપવાનુ વિશેષ છે તેમને પ પોતાનાં જ્ઞાન ને અનુભવમાં બીજાને ભાગીદાર બનાવાને વિવિધ મુશ્કેલીઓ રૂપી અંધકાર દૂર કરનાર જ્ઞાન-અનુભવની મશાલ સદાને માટે ને વધારે વિશાળ ક્ષેત્રમાં ઝગમગતી રાખવાનો સંતોષ જરૂર થશે.

હું મારું વક્તવ્ય સમાપ્ત કરું તે પહેલાં ગૂજરાતના નૂતનશિક્ષણસંઘના પ્રમુખ શ્રી હરભાઈ ત્રિવેદી તરફથી આપનો ભાવભીના સત્કાર કરતાં મને અત્યત આનંદ થાય છે અમારો સંઘ સમસ્ત ગૂજરાતના નૂતનશિક્ષણ સંઘ સાથે જોડાયેલો છે ને શ્રી. હરભાઈએ આપને આગ્રહભરી વિનંતિ કરવાનું જણાવ્યું છે કે આ સંઘની શાળાઓ ગૂજરાતમાં ઠેર ઠેર સ્થાપવામાં આપ આપની બધી જ લાગવગનો ઉપયોગ કરશો કે જેથી ગૂજરાતનો નૂતનશિક્ષણસંઘ વધુ પ્રવૃત્તિશીલ બને અને આપણી કેળવણીની પુનઃનિર્માણમાં પોતાનો સક્રિય ફાળો આપવાને શક્તિમાન થાય.

અંતમાં સુરતના નૂતનશિક્ષણ સંઘ તરફથી હું આપનું સૌનું ફરીથી ભાવભીનું સ્વાગત કરું છું ને જે માનવંતા મહેમાનો અમારા નિમંત્રણને માન આપી દૂર દૂરથી આ સંમેલનમાં પોતાના વિચારો દર્શાવવા પધાર્યા છે તેમના પ્રત્યે અમારો હાર્દિક આભારની લાગણી વ્યક્ત કરું છું. આ સંમેલનને સફળ બનાવવાને આપણે સૌ શક્ય એટલો બધો પ્રયાસ કરીએ એવી મારી પ્રાર્થના છે.

# સંમેલનનો હેતુ ને તેની ઉપયોગિતા

[ માંગલિક પ્રવચન ]

શ્રી. લાલભાઈ રતનજી દેસાઈ
બી. એ., બી. ટી., ટી. ડી. (લંડન)
કેળવણી ખાતાના નિરીક્ષક · ગૂજરાત વિભાગ

શરૂઆતમાં શ્રી. મોહિલેએ કહ્યું છે કે આ પરિષદ નથી પણ સંમેલન છે. ને એમાં માંગલિક પ્રવચન કરવાનું કહેવામાં આવ્યું છે. અવિધિસરના સંમેલનમાં આની શી જરૂર છે તે મને સમજાતું નથી. છતાં આ સંમેલનના હેતુઓ ને તેની ઉપયોગિતા તમારી સમક્ષ રજૂ કરવાનું મને સૂચવવામાં આવ્યું છે ને તે હું ટૂંકમાં જણાવીશ.

આપણે જાણીએ છીએ કે આપણે આપણી શાળાઓમાં એક યા બીજી પ્રવૃત્તિ, એક યા બીજી યોજના, એક યા બીજી પદ્ધતિ અનુસરતા હોઈએ છીએ. પરંતુ આપણે ત્યાં કમનસીબે આ બધાનો સમન્વય કરનારી કોઈ સંસ્થા નહીં હોવાથી એનો લાભ બધી શાળાઓ લઈ શકતી નથી. આપણને બધી શાળાઓ જોવાની તક નહીં મળતી હોવાથી આ સંમેલનનો એક મુખ્ય હેતુ એ છે કે શાળા-શાળા વચ્ચે એની એક સંયોજક કડી ઉપજાવવી કે જેથી બધી શાળાઓમાં ગયા સિવાય ત્યાં શું કામ થાય છે, શી રીતે કામ થાય છે, તેના સંચાલકનું શું દૃષ્ટિબિંદુ છે તે આપણે સંમેલનમાં હાજરી આપવાથી સમજી શકીએ.

'આપણે શું કરી શકીએ,' અને 'આપણે શું કરવું જોઈએ,' એની ચર્ચા કરવાના દિવસો વહી ગયા છે. જે મુંબઈ જેવા શહેર માટે યોગ્ય છે તે ધંધુકા જેવા સ્થાન માટે વાસ્તવિક ન પણ હોય; અને આપણે કાર્યનું ધોરણ બદલવું જોઈએ. તેથી હું એમ સમજું છું કે આપણે શું શક્ય છે કે શું કરવું જોઈએ તેની ચર્ચા કરવાને બદલે આપણી શાળાઓમાં આપણે શું કરી રહ્યા છીએ એની જ ચર્ચા કરવી જોઈએ. આથી અહીં જે વક્તાઓ પોતાના વિચારો દર્શાવે તેમને મારી વિનંતિ છે કે શું કરવું જોઈએ એની ચિંતા કર્યા સિવાય તેઓ પોતે પોતાની શાળામાં શું કરે છે તેનો જ ઉલ્લેખ કરે. જો તેમની પાસેથી આપણને કંઈક નવું જાણવાનું મળશે તો સંમેલનનો હેતુ બર આવ્યો લેખાશે.

અહીં એક નાનકડી સૂચના હું કરી લઉં. કોઈ પ્રતિભાશાળી શાળાસંચાલક એક નાની સરખી પણ સરસ વસ્તુનો અખતરો પોતાની શાળામાં કરે ને તેનો ખ્યાલ અહીં આપે. પછી એના પર વિવિધ વક્તાઓ પોતાના વિચારો દર્શાવે ને આપણે એ વિશે સંપૂર્ણ ચર્ચા કરીએ. એવો સંભવ છે કે બધા વિચારો સ્પષ્ટ ભાષામાં ન દર્શાવાયા હોય; સંભવ છે કે એ ચર્ચામાંથી આપનામાંથી કોઈના મનમાં કંઈ નાની મોટી શંકાઓ ઉદ્‌ભવી હોય. આ શંકાઓ પણ જો આપ રજૂ કરશો તો મૂળ વક્તાઓ તે સંબંધી ખુલાસો કરવાનો પ્રયત્ન કરશે. આ સંમેલનના સંચાલકને ય મારી વિનંતિ છે કે તેઓ એક પ્રશ્નપેટીની જોગવાઈ કરે કે જેથી જેમને કંઈ પ્રશ્નો પૂછવા હોય તેઓ તે કાગળ પર લખીને તેમાં નાખી શકે ને સંમેલન દરમિયાન એના ઉકેલનો માર્ગ અનુભવી કેળવણીકારોની પાસેથી સમજી શકે.

મુંબઈની ન્યૂ ઇરા સ્કૂલના આચાર્ય શ્રી. મગનલાલ વ્યાસ આપણા અભ્યાસક્રમના વિવિધ વિષયોનું તેમજ બીજી કેળવણીવિષયક પ્રવૃત્તિઓનું આયોજન શી રીતે કરે છે તેની સામાન્ય ચર્ચા કરશે. હવે હું તેમને પોતાના વિચારો રજૂ કરવા વિનંતિ કરીશ.

# અભ્યાસક્રમ અને કેળવણીવિષયક પ્રવૃત્તિઓનું આયોજન

શ્રી. મગનલાલ વ્યાસ
એમ. એ. [ લંડન ]
આચાર્ય • ન્યૂ ઇરા સ્કૂલ : મુંબઈ

**આ** જાતના વિષયને ન્યાય આપવો મુશ્કેલ છે. આ થઈ શકે, પેલું ન થઈ શકે, એવું મુખ્ય શિક્ષકો જ્યાં ચર્ચી શકે એવા એકાદ કૅમ્પફાયરમાં આ વિષયની ચર્ચા વધારે વિસ્તારથી ને સરળતાથી થઈ શકત. આવા અવિધિસરનાં સંમેલનમાં ય આપણે કેટલીક મર્યાદામાં રહીને કામ કરવું પડે છે.

પ્રથમ તો હું એક વાત સ્પષ્ટ કરવા માગું છું કે આપણે એક જ વિષયની ચર્ચા કરવી જોઈએ. દાખલા તરીકે મુખ્ય શિક્ષકો મોટે ભાગે સંપર્કમાં છે એવો અંગ્રેજી કે ભૂગોળનો વિષય લો. સામાન્ય રીતે વહીવટી કામમાં ગુંથાયેલા મુખ્ય શિક્ષકો બધા વિષયો સાથે નિકટનો સંબંધ ભાગ્યે જ રાખી શકે છે. કેટલાકને સરકારી દફતરનાં કાગળોનો નિકાલ કરવામાંથી અવકાશ મળતો નથી મારે સદ્‌ભાગ્યે એ વિભાગ મારા મંત્રી સંભાળતા હોવાથી હું સરકારી ખાતાના પત્રવ્યવહારથી તદ્દન અલિપ્ત રહું છું. તેથી મને શાળાની બીજી પ્રવૃત્તિઓ તરફ ધ્યાન આપવાનો સમય મળે છે. પહેલાં મેં કહ્યું તેમ અમારી શાળામાં અભ્યાસક્રમને અંગે જે આયોજન થાય છે અને તેને શિક્ષકોની મદદથી અમલમાં મૂકવાને શું કરવામાં આવે છે તે વિશે જ હું વાત કરવા માગું છું.

શાળાનું વર્ષ જૂનથી એપ્રિલ સુધીનું છે એવો વિચાર ધરાવતી અનેક શાળાઓમાં નવા વર્ષની બધી યોજના જૂન માસમાં જ ઘડાય છે. પરંતુ અમે વાર્ષિક પરીક્ષાની સમાપ્તિ પછી તરત જ એપ્રિલ-મે માસમાં જ નવી સાલના કામનો વિચાર કરવા મંડી પડીએ છીએ. નવા શિક્ષકોની નિમણુકો પણ હું એપ્રિલ માસમાં જ કરી દઉં છું. નવા વર્ષના સમયપત્રકો પણ ત્યારે જ બનાવવામાં આવે છે. નવા વર્ષમાં તેઓ શું શીખવશે એમ હું મારા શિક્ષકોને સામાન્ય રીતે પૂછું છું. હું તેમની પાસે એ પણ જાણવા માગું છું કે તેઓ અમુક વિષય દિવસની શરૂઆતમાં શીખવશે કે બપોરે. જેવી રીતે કેટલાક વિદ્યાર્થીઓ સવારે વાંચવાનું પસંદ કરે છે, જ્યારે બીજા રાત્રે વાંચવાનું પસંદ કરે છે, તેમ કેટલાક શિક્ષકો સવારે શીખવવાનું માગી લે છે જ્યારે બીજાની શક્તિ બપોરના કલાકો દરમિયાન ખીલી ઊઠે છે. શિક્ષકોની સલાહ લેવાથી તેમજ તેમની રુચિ-અરુચિથી પરિચિત થવાથી આપણું કાર્ય ઘણું સરળ થાય છે એમ હું માનું છું. જો કામની વહેંચણી એપ્રિલ માસમાં કરી દેવામાં આવી હોય તો શિક્ષકો પોતાને જૂન માસથી શીખવવાના વિષયોનો અભ્યાસ કરી શકે છે. અલબત્ત, આમ કરવા માટે વિષયો તેમજ શિક્ષકોની છેવટની પસંદગી થઈ જવી જોઈએ. યોગ્ય પાઠ્યપુસ્તકો પણ મુકરર થઈ જવાં જોઈએ. આપણી નજરે ચડતી સુંદર ચોપડીઓ આપણે અપનાવી લેવી જોઈએ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આપણી શાળામાં જૂનાં પુસ્તકો વાપરવાની સહેજ પણ આવશ્યકતા નથી. જો આપણા હાથમાં આવી પડતાં નવાં પુસ્તકો ખરેખર સારાં હોય તો સરકારી ખાતાની પરવાનગી લીધા સિવાય પણ તે શાળામાં દાખલ કરવાં જોઈએ. કેટલાક લોકોને જૂનાં પુસ્તકો માટે ખાસ પક્ષપાત હોય છે, પરંતુ આપને જો કોઈ નવું પુસ્તક સાચેજ ઉપયોગી લાગતું હોય તો વિના સંકોચે તે આપ મુકરર કરજો.

હવે હું પ્રસ્તુત વિષય પર આવું. શિક્ષણના કામની વહેંચણી કરતી વખતે હું મારા શિક્ષકોને ભેગા કરી પૂછું છું: 'અંગ્રેજી કોણ શીખવશે?' 'ગણિત?' 'ગૂજરાતી?' વગેરે. પછી દરેક વિષયના શિક્ષકોના નેતા

તરીકે કોઈની પસંદગી થાય છે. આમ શાળામાં જેટલા વિષયો શીખવાય છે એટલા વિભાગો આપોઆપ બની જાય છે. અંગ્રેજી શીખવનાર બધા શિક્ષકો ભેગા મળીને, પોતાના નેતાની સલાહ લઈને, પોતાના વિભાગના કામની વહેંચણી કરી લે છે અને સમયપત્રક બનાવે છે. આ પ્રમાણે પરસ્પર સહકારથી થયેલી કામની વહેંચણી ને ઘડાયેલાં સમયપત્રક જ્યારે મુખ્ય શિક્ષકના હાથમાં જાય છે ત્યારે તેનો ઇનકાર કદી થતો નથી; તેમ કરવાની જરૂર જ ઊભી થતી નથી. એકવાર મારા બધા શિક્ષકો ભેગાં મળીને કામની વહેંચણી ને સમયપત્રકનાં ખોખાં યથોચિત ભરી લાવે એટલે મારે કશું કરવાનું રહેતું નથી.

ધોરણ ૧ થી ૬ સુધીના બીજા વિષયોના કામનું આયોજન પણ આજ પ્રમાણે તે તે વિભાગના નેતાઓ પોતપોતાના સાથીઓને સાથે રાખીને જ કરી લે છે. અલબત લાયક વ્યક્તિને તેને યોગ્ય એવું સ્થાન આપવાની હું ખાસ તકેદારી રાખું છું. સાતમા ધોરણના કામનું આયોજન તો વિદ્યાપીઠની ભૂરી પુસ્તિકાએ કરી જ દીધું હોવાથી આપણે ખાસ કંઈ કરવાનું હોતું નથી.

× × ×

બાળવર્ગના કામની યોજના ઘડવાનું કામ કપરું છે ને તેનો અમલ તો તેથીય વધારે કપરો છે. દાખલા તરીકે જો શિક્ષકને 'run', 'jump', 'hop', 'turn' 'sweep', 'command' જેવા શબ્દો શીખવવાના હોય તો બાળકો સાથે શિક્ષકે પણ તે તે ક્રિયામાં સામેલ થવું એ તેને માટે અનિવાર્ય છે. સંતોષકારક પરિણામ લાવવા સારુ શિક્ષકે થોડી તૈયાર કરવી પડે છે, થોડી તકલીફ ઉઠાવવી પડે છે. દર અઠવાડિયે અમે એક દિવસ પુનરાવર્તન માટે મુકરર કરીએ છીએ. ચિત્રો, જોડકણાં [ નર્સરી રાઇમ્સ ] અને સંગીત વગેરેની મદદથી અમે નવા શબ્દો બાળકો આગળ રજૂ કરીએ છીએ. જોડકણાંની મદદથી બાળકો ઘણું શીખે છે એવો મારો અનુભવ છે. અમારા સંગીત શિક્ષકની મદદથી મારાં બાળકો જોડકણાં હોંસે હોંસે શીખે છે. આપણે પહેલાં તેમને ગૂજરાતી જોડકણાંનો પરિચય આપવો જોઈએ ને પછી તેની મદદથી અંગ્રેજી જોડકણાં તેમની સમક્ષ રજૂ કરવાં જોઈએ. પરંતુ આપણે કમભાગ્યે ગૂજરાતીમાં જોડકણાંની ખૂબ અછત છે.

આવી મુશ્કેલી દૂર કરવામાં તેમ જ બાળકોના શિક્ષણનું કાર્ય સરળ કરવામાં મુખ્ય શિક્ષકને અગત્યનો ફાળો આપવાનો હોય છે. એક વેળા મેં ગૂજરાતના એક વિખ્યાત કવિને ચા પીવા બોલાવ્યા. પછીથી મેં એમને 'ચાંદરણા' નામનું એમનું કાવ્ય બાળવર્ગના વિદ્યાર્થીઓ સમક્ષ વાંચવા તથા સમજાવવા વિનંતિ કરી. એમણે તે કાવ્યનું વાચન પૂરું કર્યું પછી બાળકોએ તે વાંચ્યું: કેટલીક ટીકા સહિત તેમણે તેમની ભૂલો સુધારી. બાળકોએ તે ફરીથી વાંચ્યું ને તેનો રસાસ્વાદ પૂરેપૂરો માણ્યો. આ કામ પૂરું થયા પછી મેં એ ભાઈને જોડકણાની ઉપયોગિતા વિશે કહ્યું ને ગૂજરાતીમાં એવા સાહિત્યના અભાવ માટે અફસોસ દર્શાવ્યો. આ વાત એમના મન પર ઠસી ને તેમણે ગૂજરાતીમાં જોડકણાં [ નર્સરી રાઇમ્સ ] તૈયાર કરવાનું માથે લીધું. આપણી શાળાના કામમાં અવરનવર પૂર્તિ કરવાની આવી અનેક તકો આપણને મળ્યા જ કરે છે.

× × ×

બીજે એક પ્રસંગે મેં શ્રીમતી સરોજીની નાઈડુને નોંતર્યાં ને 'Nightfall in the City of Hyderabad' નામનું એમનું કાવ્ય સાતમા ધોરણના વિદ્યાર્થીઓ સમક્ષ વાંચવા વિનંતિ કરી. ચાળીસ મિનિટ સુધી અવિરતપણે ને સરસ રીતે તેમણે આ કાવ્ય સમજાવ્યું. મને જણાવતાં ઘણો આનંદ થાય છે કે શિક્ષકનું કાર્ય તેમણે ખૂબ સારી રીતે બજાવ્યું.

વળી એક વેળા મેં શ્રી. હરિન ચટ્ટોપાધ્યાને ચા પીવા નોંતર્યા. મને તો એમ લાગે છે કે આવી ચા નિરર્થક જતી નથી. પછીથી મેં એમને પૂછ્યું: 'મારા વિદ્યાર્થીઓને થોડાંક કાવ્યો શીખવશો?' તેમણે હા પાડી કે તરત જ મેં એમનાં કેટલાંક કાવ્યોનો સંગ્રહ છપાવી દીધો. કવિ ચટ્ટોપાધ્યા આ જોઈને ખૂબ રાજી થઈ ગયા

ને તેમણે એક જ દિવસમાં ત્રણ કાવ્યો સમજાવ્યાં. વિદ્યાર્થીઓને પણ એમાં ખૂબ રસ પડ્યો ને તેમણે આવી તક વિશેષ પ્રમાણમાં સાંપડે એવી ઇચ્છા દર્શાવી. આવી રીતે મુખ્ય શિક્ષક શિક્ષકના રોજીંદા કામનો પૂરક બની શકે.

એક વખત આપણા જાણીતા કવિ શ્રી. સ્નેહરશ્મિ મને અચાનક મળી ગયા. મેં એમને ચા પીવાનું નિમંત્રણ આપ્યું. એઓ જ્યારે શાળામાં આવ્યા ત્યારે મારા એક ઉપલા ધોરણમાં ગૂજરાતીનો સમય હતો. મેં એમને થોડાંક કાવ્યો શીખવવા વિનંતિ કરી. જો કે તેઓ તાલીમ પામેલા શિક્ષક નથી છતાં તેમણે એક કાવ્ય એટલી હૃદયંગમ શૈલીમાં ને અસરકારક રીતે શીખવ્યું કે મારા વિદ્યાર્થીઓ તે હજી પણ ભૂલ્યા નથી. બધા શિક્ષકો કંઈ કવિ હોતા નથી. એટલે જ્યારે આપણું શિક્ષણ જોઈએ તેટલી અસર નીપજાવી શકતું ન લાગે ત્યારે આપણે આપણા કવિ-મહેમાનો પાસેથી સારું કામ કઢાવીને આ ઊણપ દૂર કરી શકીએ છીએ.

કાવ્યશિક્ષણનો રસ જાળવી રાખવાને અમે અવરનવર કવિદિન ઊજવીએ છીએ. તે દિવસને માટે મુકરર કરેલ કવિનાં સરસ કાવ્યો એકઠાં કરવામાં ઘણા વિદ્યાર્થીઓ રોકાઈ જાય છે. દાખલા તરીકે, જો કોઈ દિન 'વર્ડ્ઝવર્થ દિન' તરીકે ઊજવવાનું નક્કી થાય તો શાળાનાં પુસ્તકાલયમાંથી પ્રસ્તુત ગ્રંથો મેળવીને વિદ્યાર્થીઓ એમનાં સુંદર કાવ્યો મેળવવાનો પ્રયાસ કરે છે. મુકરર થયેલા દિવસે પોતે પસંદ કરેલાં કાવ્યોનો તેઓ મુખપાઠ કરે છે. હાજર રહેલા મહેમાનો તેમજ શિક્ષકો છેવટે પોતાના વિચારો દર્શાવે છે, અને વિદ્યાર્થીના કાર્યને કેમ વધારે સારું બનાવી શકાય તે સંબંધી સૂચના કરે છે.

* * *

અમારા શાળાના કાર્યની સાથે સાથે બહારની દુનિયામાં બનતા મહત્ત્વના પ્રસંગોનો પૂરતો લાભ ઉઠાવવાનું અમે ચૂકતા નથી. થોડા જ દિવસ પહેલાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું અવસાન થયું. તરત જ મેં શ્રીમતી સરોજીની નાયડુને ડૉ. ટાગોર વિશે વિદ્યાર્થીઓને બે શબ્દો કહેવા નિમંત્રણ આપ્યું. અમારી શાળામાં સદ્‌ભાગ્યે એક બંગાળી શિક્ષક છે. એમણે કવિનાં કેટલાક બંગાળી ગીતો ગાઈ સંભળાવ્યાં

વળી અમે અમારી શાળા-મિજલસ [ School Assembly ]માં ટાગોર સપ્તાહ ઊજવવાનું ઠરાવ્યું. સામાન્ય રીતે આવી મિજલસમાં બધા ધોરણના વિદ્યાર્થીઓ-પહેલા ધોરણના સુદ્ધાં-પોતે મોઢે કરેલી કવિતાનો મુખપાઠ કરે છે. આ વર્ષના અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓને ડૉ. ટાગોરનાં કાવ્યો શીખવાનાં છે. ટાગોર-સપ્તાહ દરમિયાન વિદ્યાર્થીઓ ડૉ. ટાગોરનાં આ તેમજ બીજાં કાવ્યો મોઢે કરી લાવ્યા ને સરસ રીતે બીજા વિદ્યાર્થીઓ સમક્ષ તેમણે આ કાવ્યો રજૂ કર્યાં.

આ બનાવની વિદ્યાર્થીજનતા ઉપર એવી ઊંડી અસર થઈ કે તેમણે ટાગોરનાં બધાં પ્રકાશનોનો સંગ્રહ કરવાની માંગણી કરી. પરંતુ અમારી સમક્ષ એ પ્રશ્ન ખડો થયો કે એને માટે જરૂરી નાણાં લાવવાં ક્યાંથી ? એક વિદ્યાર્થીના પિતાએ રૂ ૫૦૦) આપવાની ઇચ્છા દર્શાવી; પરતુ વિદ્યાર્થીઓએ તે લેવાની ના પાડી ને પોતામાંથી રૂ. ૨૦૦) ભેગા કર્યા ને તે રકમ શાંતિનિકેતન મોકલીને આખો સંગ્રહ મંગાવ્યો. આમ તેમણે સ્વપ્રયત્નથી ને અંતરના ઉત્સાહથી ટાગોર પુસ્તકાલય મેળવ્યું.

આવી રીતે મુખ્ય શિક્ષક પોતાના શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને તેમના કાર્યમાં મદદરૂપ થઈ શકે. ઇતિહાસ, ભૂગોળ, સંગીત, ચિત્રકળા વગેરેના શિક્ષણમાં આપણને ઉપયોગી થઈ શકે એવા અનેક સ્ત્રીપુરુષો અમને મુંબઈમાં મળી આવે છે. હું કબૂલ કરું છું કે અન્ય સ્થળે ને ખાસ કરીને ગ્રામવિસ્તારમાં આવી વ્યક્તિઓ મેળવવામાં મુશ્કેલી પડે ખરી. છતાં જો આપણે એ દિશામાં પ્રયત્નશીલ રહીએ તો આપણા ગામ યા શહેરની મુલાકાત લેનાર ભાઈબેનો આપણને આ દિશામાં અવરનવર જરૂર મદદરૂપ થાય. એક વાર આપણે એવા ભાઈ-બેનોની સેવાનો લાભ ઉઠાવવાનું નક્કી કરીએ તો યોગ્ય અવસરે એમનો કાર્યક્રમ ગોઠવવામાં કંઈ મુશ્કેલી નથી. માત્ર એવા અવસરોની શોધમાં આપણે આપણી નજર ચોમેર ને સતત ફરતી રાખવી જોઈશે.

× × ×

આપણું સરકારી કેળવણી ખાતું સંગીત અને ચિત્રકળા પ્રત્યે બરાબર ધ્યાન આપતું નથી પરંતુ મને લાગે છે કે આપણે આ દિશામાં પણ આપણાં બાળકોનો વિકાસ સાધવો જોઈએ. મારી શાળામાં એક ચિત્રકળા વર્ગ છે. એક નામાંકિત કળાકારને આ વર્ગનું સંચાલન હાથમાં લેવા મેં વિનંતિ કરી. આને માટે એમણે પોતાની શરતો રજૂ કરી :

[ ૧ ] વર્ગમાં તૈયાર થયેલાં ચિત્રો પર મારો સંપૂર્ણ હક રહે. જાહેરમાં તેનું પ્રદર્શન થઈ શકે નહીં.

[ ૨ ] મારા વર્ગની મુલાકાતે ઘણા માણસો લાવવા નહીં.

[ ૩ ] એને માટે જરૂરી એવાં પુસ્તકો તમારે મને પૂરાં પાડવાં.

મેં આ શરતો સ્વીકારી ને એ ભાઈએ કામ શરૂ કામ કર્યું. પાંચ છ વર્ષની પ્રસિદ્ધિ વિનાની કામગીરીને અંતે તેમણે ૫–૬ વર્ષનાં બાળકોનાં પંદરવીસ ચિત્રો જાહેરમાં મૂકવાની તેમણે મને પરવાનગી આપી. આ કામ ખરેખર સંતોષકારક હતું.

સંગીત માટે યોગ્ય શિક્ષકો મેળવવા મુશ્કેલ છે. આપણી તાલીમી સંસ્થાઓમાં તો એ વિષયનો છેદ ઉડાડવામાં આવ્યો છે. એટલે આપણી પોતાની રીતે જ સંગીત શિક્ષકો ઉપજાવવા રહ્યા. સંગીતકામના નિષ્ણાતો બહુ થોડા હોય છે. અને એવા કોઈ સંગીતકાર મળી આવે તો પણ શાળાના વાતાવરણ તેમજ ભાવનાને અનુકૂળ બનીને શિક્ષણ આપવા સારુ તેમને પોતાની ઘણી ખાસિયતો જતી કરવી પડે છે. સંગીતશિક્ષણમાં સંગીતના શાસ્ત્રીય જ્ઞાન ઉપરાંત પસંદગી પામેલા ગીતોના ભાવ, તેની ભાષા, વગેરે પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આપણા સંગીતશિક્ષકે સાહિત્યકની દૃષ્ટિ પણ ખીલવી જોઈશે; તેણે બાળચરિત્ર ઘડનાર શિક્ષકનું દૃષ્ટિબિંદુ પણ સમજવું જોઈશે. માધ્યમિક શાળાનાં બાળકોને અનુકૂળ આવે એવાં સંગીતના પાઠ્યપુસ્તકોનો આજે આપણે ત્યાં અભાવ છે. કોઈક પુસ્તકમાં ગીતો સારાં હોય છે તો શાસ્ત્રીય માહિતી અસંતોષકારક હોય છે. બીજામાં વળી તેથી ઊલટું હોય છે. એટલે આપણે નવાં પુસ્તકો પણ રચવાં જોઈશે. મારી શાળાના ઉપયોગ માટે મેં અત્યાર સુધીમાં ત્રણ પુસ્તકો તૈયાર કરાવ્યાં છે. જેમ જેમ અનુભવ મળતો ગયો તેમતેમ અમને એમાં સુધારોવધારો કરાવવાની આવશ્યકતા લાગી છે. હજુય એમાં સુધારાને અવકાશ છે.

મારા એક શિક્ષકને સૃષ્ટિનિરીક્ષણમાં રસ છે અને તેમણે 'વિજ્ઞાનપાઠાવલી' નામનું એક મનોહર પુસ્તક પ્રગટ કર્યું છે. આ વિષય પર અંગ્રેજીમાં લખાયેલાં, સુંદર ચિત્રો ને આકૃતિવાળાં પુસ્તકો મેં તેમને પ્રસ્તા પ્રમાણમાં પૂરાં પાડયાં ને તેમના આ પ્રયાસમાં પ્રોત્સાહન આપ્યું. એક વેળા અમે મુંબઈના વિક્ટોરિયા બાગમાં ગયા અને ત્યાં અમને વનસ્પતિશાસ્ત્રના નિષ્ણાત મળ્યા. મારા વિદ્યાર્થીઓને જુદી જુદી જાતનાં વૃક્ષો તેમજ છોડ વિશે તથા તેમનાં વિશિષ્ટ લક્ષણો વિશે સમજ આપવા મેં તેમને વિનંતિ કરી. આમ તો આ વિદ્યાર્થીઓ ઘણીવાર આ બાગની મુલાકાતે આવ્યા હતા. પરંતુ તે વખતે વાંદરા, સિંહ, વગેરે પ્રાણીઓમાં જ તેમને રસ પડતો. આ વેળા આ બાગ તેમણે નવીન દૃષ્ટિએ નિહાળ્યો, અને તેથી તેમને ખૂબ મઝા પડી આ મુલાકાત પછી બાગમાંનાં વિવિધ વૃક્ષો વિશે નાનકડી નોંધ બાળકોને પૂરી પાડવામાં આવી હતી.

* * *

ભૂગોળના શિક્ષણની યોજના ઘડવા માટે એ વિષયને રસમય બનાવવાને આપણી પાસે પૂરતાં સાધનો ને સવડ જોઈએ. જો આપણાં સાધનો પૂરતાં ન હોય તો આપણે વિષયને સંપૂર્ણ ન્યાય આપી ન શકીએ. ભૂગોળશિક્ષણમાં ચલચિત્રોનું સ્થાન ઘણું અગત્યનું છે. મૌખિક વર્ણનો અને ચિત્રોથી બાળકો જેટલું શીખે છે તેના કરતાં ઘણું વિશેષ તેઓ ચલચિત્રોદ્વારા શીખે છે. દાખલા તરીકે, વર્ષની શરૂઆતમાં વસાવેલી અને અનુકૂળ વર્ગોમાં અવારનવાર બતાવેલી ઑસ્ટ્રેલિયાની ફિલ્મોદ્વારા ઑસ્ટ્રેલિયાના ઉદ્યોગો, પ્રજાજીવન અને કુદરતી રચના વિશે બાળકોને જે ખ્યાલ આવી શકે છે તે વર્ગશિક્ષણથી કદી આવતો નથી. આવી જ રીતે ભૌગોલિક પ્રદર્શનોની યોજના પણ ભૂગોળશિક્ષણના કામની પૂર્તિ કરવામાં ખૂબ મદદરૂપ થાય છે. તાજેતરમાં અમે 'હિંદુસ્તાનનાં જાત્રાનાં ધામો' એ વિષય પર એક નાનકડું પ્રદર્શન યોજ્યું હતું. એમાં બધાં ધોરણોનાં બાળકોને રસ પડે એવી રીતની ગોઠવણી કરવામાં આવી હતી. આ પ્રમાણે મુખ્યશિક્ષક ભૂગોળશિક્ષકને અનેક રીતે મદદરૂપ થાય છે ને તેને તેના કાર્યમાં પ્રોત્સાહન આપી શકે છે.

* * *

કોઈ કોઈ વાર ધોરણ ૪–૫ વચ્ચે કે ધોરણ ૬–૭ વચ્ચે જોડણીની હરીફાઈ યોજવામાં આવે છે. એ ખરું છે કે એમાં કેટલીક વાર જાણકાર વિદ્યાર્થીઓ પોતાના જ્ઞાનનો દેખાવ કરવાનો પ્રયત્ન કરે છે. છતાં એકંદરે તેથી વિદ્યાર્થીઓની જોડણી સુધરે છે.

* * *

મારા અભિપ્રાય પ્રમાણે તો આપણી શાળાની વાર્ષિક તપાસણી નિરર્થક છે. પોતપોતાના વિષયોમાં નિષ્ણાત એવી વ્યક્તિઓએ જુદા જુદા વિષયોના શિક્ષણનું નિરીક્ષણ કરવું જોઈએ. દાખલા તરીકે મિસ રૂસ્તમજી અંગ્રેજી અને ફ્રેન્ચના વિષયોનું કામ તપાસવા આવે, ને શ્રી. લાલભાઈ દેસાઈ ગણિત ને વિજ્ઞાનના વિષયો તપાસે. વળી બીજા કોઈ ઇતિહાસ ભૂગોળના શિક્ષણનું નિરીક્ષણ કરે. દરેક વિષયની તપાસણી એક સામાન્ય કદની શાળામાં ત્રણેક દિવસનો અવકાશ માગી લે. નિરીક્ષણને અંતે નિરીક્ષક પોતાના વિષયના શિક્ષકોને ભેગા કરીને તેમના કામની ચર્ચા કરે, પોતાનો અભિપ્રાય દર્શાવે, તેમાં સુધારો કેવી રીતે થઈ શકે તેની સૂચના કરે અને શિક્ષકને માર્ગદર્શક થઈ પડે એવાં પુસ્તકોની યાદી આપે. મારી શાળા તપાસવા જે નિરીક્ષક આવે તેની સાથે તેના મનપસંદ વિષયના શિક્ષકોને ચા પીવાની તક હું હંમેશ આપું છું કે જેથી ઉપર દર્શાવ્યા પ્રમાણેના વિચારોની આપ લે શક્ય બને અને નિરીક્ષણ સાર્થક થાય. કેટલીક વાર હું નિરીક્ષકને પોતાને યોગ્ય લાગે તે વર્ગમાં ને વિષયમાં એકાદ પાઠ આપવા વિનવું છું. મારા શિક્ષકો તે વેળા હાજર રહે છે. પાઠને અંતે ચર્ચા થાય છે. આ પ્રથા અખત્યાર કરવામાં અનેક લાભો છે. નિરીક્ષક એમ જાણે છે કે પોતે જે જાતના કામની અપેક્ષા શિક્ષકો પાસે રાખે છે. તેના વ્યવહારુપણા વિશે પોતાના કાર્યથી તેણે ખાતરી કરી આપવી પડવાની છે; આથી તે

અવ્યવહારુ વાતો કરતાં સંકોચ પામે છે. શિક્ષકને નિરીક્ષકના કામ પર ચર્ચા કરવાની તક મળે છે; એને અંગે પોતાના વિચારો ને માન્યતા રજૂ કરવાની છૂટ મળે છે. એટલે તેનામાં આત્મવિશ્વાસ ઉદ્ભવે છે. પરિણામે તે વધારે મક્કમપણે, સફળતાની આશા સેવીને પોતાને માર્ગે ચાલ્યો જાય છે. નિરીક્ષકો અને શિક્ષકો વચ્ચે આવો પરસ્પરને મદદરૂપ થવાનો સંબંધ બંધાય તો તે ખરેખર કાર્યસાધક નીવડે છે.

*  *  *

દરેક વર્ગનો અભ્યાસક્રમ વખતસર અને સપ્રમાણ પૂરો કરવા સારુ એક સત્રમાં કેટલું કામ કરવાનું છે તે અમે પહેલેથી નક્કી કરીએ છીએ. વળી દરેક સત્રના કામને માસિક તેમ જ અઠવાડિક એકમ [unit]માં વહેંચી નાખવામાં આવે છે. આ પ્રમાણે દરેક શિક્ષક પહેલેથી જાણે છે કે પોતાને અમુક મહિના કે અઠવાડિયામાં કેટલું કામ કરવાનું હોય છે. આ યોજના પ્રમાણે કામ થાય છે કે કેમ તેની ખાતરી કરવાને મુખ્યશિક્ષકે પોતાના શિક્ષકોના કામ ઉપર નજર રાખતા રહેવું પડે છે. આ વર્ષે અમને એમ લાગ્યું કે દિવસના છ તાસ (Period) રાખવાથી બધા વિષયોનું કામ પૂરું નહીં થાય, આથી એક શિક્ષકે આઠ તાસ મુજબ સમયપત્રક ગોઠવવાની ભલામણ કરી. અમે તે વધાવી લીધી ને હાલ અમે તે પ્રમાણે કામ કરીએ છીએ.

*  *  *

અમારી શાળામાં ૬–૭ વર્ષની ઉંમરનાં બાળકો પણ પોતાનાં હસ્તલિખિતો તૈયાર કરે છે. એમાં ઘણે ભાગે ચિત્રો હોય છે. વળી અંગ્રેજી ધોરણ પહેલાથી છઠ્ઠા સુધીના વિદ્યાર્થીઓ પણ પોતપોતાનું સામયિક પ્રગટ કરે છે. આમાં તેઓ શાળા–બહારની પોતાની પ્રવૃત્તિઓ વિશે લેખો લખે છે. મુંબઈ જેવા શહેરમાં કાપડ–ઉદ્યોગ અને બીજા અનેક ઉદ્યોગો છે. અમારા વિદ્યાર્થીઓ આ ઉદ્યોગકેન્દ્રોના સંપર્કમાં આવે છે કેટલીક વાર તેઓ આવાં કેન્દ્રો જોવાની ઇચ્છા દર્શાવે છે ને હું તે માટે સવડ કરી આપું છું. હમણાં જ તેમણે ટપાલ ને તાર ખાતાના કામનો પરિચય સાધવાની ઇચ્છા દર્શાવી. મેં મુંબઈના પોસ્ટમાસ્તર જનરલને કાગળ લખીને તેમની પરવાનગી મેળવી. તેમણે તે વિના આનાકાનીએ આપી ને મારા વિદ્યાર્થીઓને જનરલ પોસ્ટ ઑફિસના એકેએક ખાતામાં જાતે જઈને તેની કાર્યવાહી સમજાવી, એટલુંજ નહીં પણ વિદ્યાર્થીઓએ પૂછેલા સવાલોના જવાબ આપીને તેમની જિજ્ઞાસાવૃત્તિ સંતોષી. આ બધાને અંતે એમણે ટેલિફોન કરીને મને કહ્યું: ' મિ. વ્યાસ, તમારા વિદ્યાર્થીઓને મેં પોસ્ટ ઑફિસનાં બધાં ખાતાં બતાવ્યાં છે. આમાંનાં કેટલાંક તો એવાં છે કે જ્યાં તમને પણ જવાની પરવાનગી ન મળત.' મેં એમનો આભાર માન્યો.

*  *  *

જ્યારે કોઈ શિક્ષક માંદગીના યા બીજા કારણસર ગેરહાજર હોય, ત્યારે વર્ગનો સમય નકામો ન જાય તેટલા માટે ગેરહાજર રહેનાર શિક્ષકને રજા આપતી વખતે પોતાના વર્ગને કંઈ કામ સોંપવા, નાનો સરખો સ્વાધ્યાય [ assignment ] તૈયાર કરવા હું કહું છું. જ્યારે શિક્ષક ગેરહાજર હોય ત્યારે તેના વર્ગના વિદ્યાર્થીઓ આ કામમાં ગુંથાઈ જાય છે. આમ વિદ્યાર્થીઓનો સમય નકામો જતો નથી; સમયપત્રક પ્રમાણે જે વિષય તેમને શીખવાનો હોય તેનું જ કામ તેઓ કરે છે. ગેરહાજર રહેનાર શિક્ષકને પણ રજા પરથી પાછાં ફરતાં ચડી ગયેલું કામ ઉકેલવાનું રહેતું નથી; ને તેમને બદલે જનાર શિક્ષકને માથે નવા કામનો બોજો લદાતો નથી. માત્ર તેમણે વર્ગમાં હાજર રહીને સામાન્ય દેખરેખ જ રાખવાની રહે છે. આ પ્રમાણે તૈયાર થયેલું લેખિત કામ રજા પર જનાર શિક્ષક પાછળથી તપાસે છે. જ્યારે શિક્ષક આગળથી રજા માગે છે ત્યારે તો આ યોજના અમલમાં મૂકી શકાય છે, પરંતુ જ્યારે શિક્ષકને અચાનક ગેરહાજર રહેવું પડે છે ત્યારે આ શક્ય નથી હોતું. એવે સમયે તો જે શિક્ષકો છૂટા હોય તેમાંથી પ્રસ્તુત વિષયને ન્યાય આપી શકે એવા શિક્ષકને રજા પર ઊતરેલા શિક્ષકના વર્ગમાં મોકલવામાં આવે છે.

દરેક શનિવારે હું જુદા જુદા વર્ગના વર્ગ શિક્ષકોને અવરનવર મળું છું, ને એમના વર્ગના વિદ્યાર્થીઓ વિશે માહિતી મેળવું છું દરેક વર્ગ શિક્ષક પોતાના વર્ગ સોંપાય પછી એકાદ માસમાં તેઓ પોતાના વર્ગના પ્રત્યેક વિદ્યાર્થીની ખાસિયેતો, નબળાઈ, અભ્યાસ તેમજ ઇતર પ્રવૃત્તિઓમાંનો તેનો રસ, વગેરે બાબતો પર ટૂંક નોંધ તૈયાર કરે છે. આ નોંધને આધારે દર અઠવાડિયે તેઓ પોતાનો મૌખિક હેવાલ રજૂ કરે છે તેઓ પોતાના વર્ગની પ્રવૃત્તિઓનો ખ્યાલ પણ મને આપે છે; જો કોઈ વિદ્યાર્થી વિશે કંઈ ખાસ કહેવા જેવું હોય તો તે કહે છે; જો કોઈ નવો વિદ્યાર્થી પોતાના વર્ગમાં આવ્યો હોય તો એને વિશે સામાન્ય હકીકત પૂરી પાડે છે; કોઈક શિક્ષકો આગામી અઠવાડિયામાં તેઓ શું કરવા માગે છે તે જણાવે છે. આમ આખી શાળાના બધા શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ અને તેમની પ્રવૃત્તિઓથી પરિચિત રહેવાનો લાભ અઠવાડિક હેવાલ માગવાની આ પ્રથાથી મને મળે છે.

* * *

આ પ્રમાણે બીજી અનેક બાબતો વિશે અમારી શાળામાં શું થાય છે તે હું જણાવી શકું પરંતુ મને આપવામાં આવેલો સમય તો ક્યારનો પૂરો થઈ ગયો છે, એટલે આટલી હકીકત તમારી પાસે રજૂ કરીને મારે સંતોષ માનવો જોઈએ. મારા વ્યાખ્યાનથી જો આપની જિજ્ઞાસા ઉત્તેજીત થઈ હોય તો પ્રદર્શનમા જે સાહિત્ય મારી શાળા તરફથી રજૂ થયું છે તે જોઈ જવા મારી આપને વિનતિ છે. અમારા કાર્યનો એથી તમને વિશેષ સચોટ ખ્યાલ આવશે.

## — ઉપર્યુક્ત વિષય પર થયેલી ચર્ચા —

શ્રી. મગનલાલ વ્યાસના વ્યાખ્યાનને અંગે એમના વિષય પર સામાન્ય ચર્ચા થઈ હતી. તેનો સાર નીચે આપ્યો છે.

**શ્રી. ઝીણાભાઇ રતનજી દેસાઈ** [ આચાર્ય, શ્રી. ચીમનલાલ નગીનદાસ વિદ્યાલય, અમદાવાદ ]

અંગ્રેજી ભાષામાં ભાષણો થઈ ગયા પછી હું ગૂજરાતીમાં બોલું છું તેથી જરા એઠ્ઠું તો લાગશે પણ મને દરગુજર કરશો. શ્રી વ્યાસે પોતાની નિશાળના અનુભવો કહ્યા. તે મુજબ આપણે બધાએ પણ આપણા અનુભવો રજૂ કરવાના છે. એથી મોટો લાભ એ થશે કે કેટલાક શિક્ષકોને ગામડાંની નિશાળોના અનુભવો જાણવાના મળશે.

મેં જ્યારે મારી શાળાનો ચાર્જ લીધો ત્યારે સંસ્થાના ઉપરીને કહ્યું હતું કે તમે મારા ઉપરી છો એ વાત કબૂલ, પણ મારા વિચારોનો અમલ કરવાની મને છૂટ આપજો. મારા શિક્ષકોને પણ કહ્યું કે શાળાના આચાર્ય તરીકે હું તમારો ઉપરી છું, છતાં જે કંઈ કાર્ય કે પ્રવૃત્તિ ઉપાડવાનો આપણે વિચાર કરીએ તેના પર આપણે બધા ચર્ચા કરીશું, અને બધાં કાર્યો સામાન્ય સંમતિ [ common agreement ]થી કરીશું. આપણી સંસ્થા એક વીણા જેવી હોવી જોઈએ. વીણામાં તાર ઘણા હોય છે પણ જ્યારે તે વાગે છે ત્યારે તેનો રણકો સુંદર લાગે છે-એક સૂર નીકળે, છે તેવું જ આપણામાં પણ હોવું જોઈએ. મતલબ કે આપણે બધાએ હળીમળીને સંપથી ને સમજપૂર્વક કામ કરવું એમાં જ સંસ્થાનું હિત સમાયેલું છે.

મારી શાળામાં શરૂઆતમાં દરેક શિક્ષક ભાઈ શાળાના મહેમાન તરીકે, શનિવારે બપોરથી રાત સુધી રહેતા અને તે વખતે અમે શાળાને લગતી વિવિધ પ્રકારની વાતો કરતા અને બીજા અઠવાડિયાનો કાર્યક્રમ રચતા. શરૂઆતમાં આવી રીતે મળવાનું બધાને ગમતું. પરંતુ વખત જતાં કેટલાકને તે બરાબર રૂચ્યું નહિ કેમકે શનિવારે બપોર પછી તેઓ બીજી શાળાના શિક્ષકોની માફક પોતાના ખાનગી કામ માટે સ્વતંત્ર રહી શકતા નહિ તેમને

કુટુંબ હોવાથી બજારમાંથી ઘર વપરાશની વસ્તુઓ ખરીદવાની હોય તે કાર્ય તેઓ કરી શકતા નહિ. ઘણી ખરી મોટી દુકાનો રવિવારે બંધ રહેતી હોવાથી જો શનિવારે તેઓ ખરીદી કરવા ન નીકળે તો કેટલીક વસ્તુ વગર તેમને ચલાવી લેવું પડતું. વળી શિક્ષકોની આર્થિક સ્થિતિ બહુ ખરાબ હોય છે અને એ રીતે વધુ કામ લેવું અયોગ્ય છે એ હું સમજું છું. આથી મેં એ પ્રથા બદલી કાઢી. હું જ હવે ૪૦ મિનિટની વિશ્રાંતિમાં તેમની સાથે બેસું છું, વાત કરું છું. અમારા દરેક શિક્ષકે શાળાના ચા–ઘર [ ક્લબ ]ના સભ્ય થવું પડે છે અને વિશ્રાંતિ દરમિયાન બધા શિક્ષક ભેગા મળે છે. આથી નાનીનાની બાબતોની સૂચના આપતા પરિપત્રો કાઢવાની જરૂરિયાત ટળી જાય છે. મુખ્ય શિક્ષક અને શિક્ષકોની જે મુશ્કેલીઓ હોય તેની ચર્ચા થાય છે ને તેમાંથી એનો ઉકેલ જડી આવે છે ને મુખ્યશિક્ષક તથા અન્ય શિક્ષકો વચ્ચેનું અંતર કમી થાય છે.

વિદ્યાર્થીઓ સાથે પણ હમે છૂટથી મળીએ છીએ. મારે ત્યાં છાત્રાલયમાં એવો રિવાજ છે કે દરેક વિદ્યાર્થીએ ખાદી પહેરવાની હોય છે. હું વિદ્યાર્થીઓ કહે તે સાચું હોય તો તેમના કહેવા મુજબ વર્તું પણ છું. એક શિયાળામાં વિલાયતી ગરમ બન્નુસ વાપરવાં કે નહિ તેની ચર્ચા થઈ. મેં કહ્યું કે નિયમ મુજબ કોઈએ વિલાયતી વસ્તુ વાપરવી નહિ. વિદ્યાર્થીઓના બે આગેવાનો મને મળ્યા ને મારી સાથે વાતો કરી. લાંબી ચર્ચાને અંતે હું તેમને સમજાવી શક્યો કે ખરેખર વિલાયતી બન્નુસ તો ન જ વાપરવું. તેમણે પોતાની સાથીઓને એ વાત કહેવાનું માથે લીધું. પણ મેં તેમને તેમ કરવા ના પાડી જેમકે એથી તો વિદ્યાર્થીઓ ઉલટા તેમના પર ગુસ્સે થાય એવો સંભવ હતો. મેં સૂચવ્યું કે એના કરતાં જો તેઓ બધાને મારી પાસે બોલાવી લાવે તો હું એમની સાથે ચર્ચા કરું. તેઓ આવ્યા અને વાતચીત કરી અને સમજ્યા કે તેઓની ભૂલ થતી હતી, તેમણે બધાએ આખરે મારું મંતવ્ય સ્વીકાર્યું. આ વાત કહેવાનો મારો હેતુ એ છે કે મુખ્યશિક્ષકમાં સચ્ચાઈનો ગુણ હોવો જોઈએ. શિક્ષકો ને વિદ્યાર્થીઓ તરફનું મુખ્યશિક્ષકનું વલણ મળતાવડું હોવું જોઈએ, કે જેથી વીણાના સઘળા તારો વાગે ત્યારે સુંદર રણકો આપે તેવો રણકો શાળામાંથી પણ નીકળે.

**શ્રી. ભીખાભાઈ પટેલ** [ આચાર્ય, નર્મદા હાઈસ્કૂલ, શુક્લતીર્થ ]

ભાઈશ્રી વ્યાસની શાળાની વાતો સાંભળી આપણને એમ જ લાગે કે એ તો સમૃદ્ધિશાળી શાળા તેથી એ બધું કરી શકે; પણ તેનો જવાબ શ્રી. ઝીણાભાઈએ આપ્યો છે. આપણા ગજા જેટલું કામ તો આપણે પણ જરૂર કરી શકીએ છીએ. મુખ્ય વાત એ છે કે શાળાના મુખ્યશિક્ષકે શિક્ષકો સાથે હળીમળીને કામ લેવું જોઈએ. તેમનો સહકાર સાધવો જોઈએ. આમ જો થાય તો મુશ્કેલીઓ નડે નહિ અને કામ સરસ રીતે થયા કરે. તેની જ રીતે શિક્ષકોએ વિદ્યાર્થીઓનો સહકાર મેળવવો જોઈએ. હમણાં હમણાં વિદ્યાર્થીઓ હડતાળ પાડે છે તેનું કારણ એ છે કે વિદ્યાર્થીને શિક્ષક વચ્ચે મેળ નથી.

મુખ્યશિક્ષક મક્કમ વિચારના અને હોશિયાર હોવા જોઈએ, નહિ તો શાળામાં હરઘડી ગરબડ ઊભી થયા કરે. મારી શાળામાં સ્વરાજ્ય છે. વિદ્યાર્થીઓને મેં સત્તા આપી છે તેઓ ગાંધીજયંતીનો કાર્યક્રમ યોજી લાવે છે અને અમે તે ઊજવીએ છીએ. કેમકે એ પણ કેળવણીનું એક અંગ છે. તે દિવસે વિદ્યાર્થીઓ ગાંધીજીનાં પુસ્તકો એકઠાં કરે, વાંચે, અને ગાંધીજી વિશે કંઈ લખે પણ ખરા. ટાગોરના મરણ વખતે જેમ શ્રી. વ્યાસે રૂા. ૨૦૦)માં લાયબ્રેરી ઊભી કરી તેમ અમે રૂા. ૪૦)માં ટાગોરનાં થોડાં પુસ્તકો ખરીદી લાયબ્રેરીમાં ઉમેરો કર્યો. દરેક સંસ્થામાં મુખ્યશિક્ષક તેનો પ્રાણ છે, તેની સફળતાનો ખરો આધાર મુખ્યશિક્ષકની હોશિયારી, સેવાપરાયણતા, દૂરંદેશી, અને શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ પાસે કામ લેવાની કુનેહ ઉપર રહેલો છે.

' બૃહદ્ ગૂજરાત

# આચાર્ય સંમેલનનો હેવાલ



તા. ૧૩-૧૪-૧૫ મી ઓકટોબર ૧૯૪૧ ને દિને સૂરતમાં મળેલા સંમેલનનો વિસ્તૃત હેવાલ આ અંકમાં છાપવો શરૂ કર્યો છે. એની થોડીક નકલ પુસ્તકાકારે જુદી પ્રગટ કરવાનું નક્કી કર્યું છે.

એ પુસ્તિકા જેમને જોઈતી હોય તેમને પોતાનું નામ વ્યવસ્થાપક 'નૂતનશિક્ષણ' કાર્યાલય, દેસાઈ પોળ, સૂરત, ને વેળાસર લખી મોકલવું. માર્ચની દસમી તારીખ સુધીમાં નોંધાયેલા ઑર્ડર જેટલી જ છૂટી નકલ કાઢવામાં આવશે.

તાકીદે ઑર્ડર નોંધાવો.

કિંમત આઠ આના

ટપાલખર્ચ બે આના જુદા

# પુસ્તકપરિચય

[ 'નૂતનશિક્ષણ'ની ત્રૈમાસિક પૂર્તિ
અંક ત્રીજો - માર્ચ ૧૯૪૨ ]

## શાળોપયોગી પુસ્તકો

**15. Constructive Correction of Common Errors in English Composition.** pp. 104, Authors : Messrs. Desai & Majmundar, Publishers : Messrs. Karsandas Narandas & Sons, Surat. Price : 9 annas.

લેખકોએ વિદ્યાર્થીઓના નિબંધ લેખનમાં થતી ભૂલોનો ઊંડો અભ્યાસ કર્યો છે એમ આ પુસ્તિકાની વસ્તુ પરથી માલૂમ પડે છે. વિદ્યાર્થી તેમજ શિક્ષક–બન્નેને આ પુસ્તિકા ઉપયોગી છે. આ જાતનું આ પ્રથમ માર્ગદર્શન છે અને તેથી એની ઉપયોગિતા ઘણીજ છે. આશા છે કે વિદ્યાર્થીઓ આ પુસ્તિકાનો બનતો લાભ લેવાની તક ગુમાવશે નહિ. —છોટાલાલ વ્યાસ

**૧૬. સરળ સૃષ્ટિવિજ્ઞાન :** ભાગ–૨જો. પ્રકાશક : મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ. લેખક : કાજી અને દેસાઈ. કિંમત : ૦–૧૦–૦ : પાનાં–૧૫૩.

વિજ્ઞાન જેવા વિષયને વાર્તાના રૂપમાં લખી સરળ અને રસમય બનાવવાના બધા પ્રયત્નો આ પુસ્તકમાં કરવામાં આવ્યા છે. પુસ્તક લખવામાં વિદ્યાર્થીઓની માનસિક શક્તિ અને ઉમ્મર ધ્યાનમાં લેવામાં આવી છે. આકૃતિઓ પણ બહુ જ અસરકારક અને સ્પષ્ટ છે. —લલ્લુભાઈ શાહ

**17. A New English Course for Junior Classes Grammar and Composition.** By S. U. Shukla & G. M. Jhambotkar. (Publishers: Karsandas Narandas and Sons, Surat.) Price : 1-12-0 pp. 373.

અત્યાર સુધી આપણે ત્યાં જે પદ્ધતિથી વ્યાકરણ શીખવાયું છે એને લીધે એ વિષય વિદ્યાર્થીઓને ઘણો અળખામણો થઈ પડ્યો છે. અભ્યાસી અને સિદ્ધહસ્ત શિક્ષક જ એને સુગમ્ય અને રસિક બનાવી શકે. વ્યાકરણના અભ્યાસ માટે અલગ પાઠ્યપુસ્તકની ઉપયોગિતા છે કે નહિ એ ચર્ચાસ્પદ છે. છતાં જ્યાં સુધી એ બાબતનો તોડ થયો નથી ત્યાં સુધી એ વિષયનાં પાઠ્યપુસ્તકો શાળામાં ચાલુ રહેવાનાં. શ્રી. શુકલ અને ઝામ્બોટકરે વ્યાકરણ અને લેખનકાર્યની માધ્યમિક ધોરણ પહેલાથી માંડી ધોરણ પાંચ સુધીના વિદ્યાર્થીઓ માટે ક્રમિક પુસ્તકમાળા રચી છે. ઉપર જણાવેલ પુસ્તક ધોરણ ચોથા અને પાંચમાના વિદ્યાર્થીઓ માટે છે. વિદ્યાર્થીઓની રસવૃત્તિ, વય અને શક્તિને અનુરૂપ તેમજ શિક્ષણ પદ્ધતિને અનુસંગી આ પુસ્તક લખાયેલું હોઈ તે ઉપયોગી નીવડે એમ લાગે છે. પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવેલી વિશિષ્ટતાનું દર્શન એના અંતર્ભાગમાં સાચે જ થાય છે, જે ઘણાં ઓછા પુસ્તકોની બાબતમાં બને છે. —હ. મો.

**18. The Winter's Tale—Tales Retold for Easy Reading—second series—O. U. P.** pp. 70, Price, 10d.

ઉપર દર્શાવેલી પુસ્તકમાળાનો હેતુ અંગ્રેજી સાહિત્યની બહુ લોકપ્રિય થયેલી કૃતિઓ પરિમિત શબ્દકોશની ભાષામાં ઉતારવાનો છે. એ હેતુ પ્રમાણે તૈયાર થયેલાં ઘણાં પુસ્તક અત્યાર લગીમાં આપણી

શાળાઓમાં વિદ્યાર્થીઓએ વાંચ્યાં હોવાં જોઈએ. આ પુસ્તક પણ આગળના એ મણુકાઓના ધોરણ પર તૈયાર થયું છે.

—પ્રીતમલાલ મજમુંદાર

**19. The Story of Transport—By Colin Wise-(Oxford University Press). Price 1s. 3d. pp. 104.**

મનુષ્યસમાજની રચનાના આરંભથી તે આજ સુધી મનુષ્યે પોતાની જરૂરિયાતને અંગે વાહનનાં સાધનોની ક્રમશ કેમ અને કેવી શોધ કરી તેનું ટૂંકું પણ રસિક અને માહિતીપૂર્ણ-બ્યાન આ પુસ્તિકામાં નજરે પડે છે. ખભે બોજ વહેવાની પ્રથાથી માંડી ડોળી, પૈડાવાળી, ધક્કાગાડી, ખટારો, એમ ક્રમે ક્રમે જરૂરિયાત વધતી ગઈ તેમ તેમાં સુધારો કરી ઓછામાં ઓછા વખતમાં જેમ બને તેમ વધારે બોજ વધારેમા વધારે સુતરાઈથી લઈ જવાય એવાં સાધનોની શોધ થઈ. આવાં વાહનો માટે અનુકૂળ રસ્તાઓ કરવામાં આવ્યા. આમ રસ્તા અને સાધનની જોગવાઈ થતાં વ્યવહાર વધ્યો અને છેવટ એટલી હદ સુધી પહોંચ્યો કે જમીન અને પાણીના માર્ગ પહોંચી વળે એમ ન જણાતાં હવામાં ઊડવાનાં સાધનોની શોધ થઈ અને પ્રત્યેક દેશ જગતના તમામ દેશ સાથે વ્યવહાર રાખતો થયો, માનવ સંસ્કૃતિ આમ પરિસીમાએ પહોંચી. સામ્રાજ્યમાં આ વાહન વ્યવહાર હાલ કયાં પ્રકારનો છે અને તેનો ક્રમશઃ વિકાસ કેમ થયો અને આજની સ્થિતિએ પ્હોંચ્યો તેમજ એની લોકજીવન ઉપર શું અસર થઈ વગેરે બાબતની રસપૂર્ણ હકીકત શ્રી કોલિને આપી છે. આવાં માહિતી પૂર્ણ પુસ્તકોનું વાચન આપણા વિદ્યાર્થીઓ માટે ખાસ જરૂરનું છે, કે જેથી તેમનું જ્ઞાન વિશાળ થાય. આપણા છેવટના ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ સમજી શકે એવી સરળ અંગ્રેજીમાં એ લખાયેલું છે. આશા છે કે વિદ્યાર્થીભાઈઓ આવાં પુસ્તકો જરૂર વાંચતા રહે.

—હરિભાઇ દેસાઈ

**20. An Introduction to Citizenship—The New Approach Series-By J. C. Hill, M. Sc., Publishers, O. U. P., pp 103, Price, 1s. 6d.**

આ પુસ્તક ખાસ કરીને અંગ્રેજી જીવન ગાળના બાળકોને નાગરિકતાનાં રહસ્ય અને આદર્શ સમજાવવા માટે લખાયું છે અને તે દષ્ટિએ એ સફળ થયું છે. છતાં આપણા અંગ્રેજી ધો. ૫, ૬ અને ૭ ના વિદ્યાર્થીઓને આ પુસ્તક જરૂર રસદાયક થઈ પડશે. કેમકે કર્તાએ એમાં આખા માનવવંશના ભૂત, વર્તમાન અને ભવિષ્યનું દર્શન સરળ અને રસિક ભાષામાં કરાવ્યું છે. ઉપર જણાવેલા ધોરણોના પ્રત્યેક પુસ્તકાલયમાં આ પુસ્તક અવશ્ય હોવું જોઈએ એમ લાગે છે

**21. Beacon Number Reader—By C. M. Fleming and E. H. Grassam. Publishers Ginn and Company, (O. U. P.) pp. 96, price 1s 6d.**

બીકન વાચનમાળા અને બીકન ગણિતમાળાની સાંકળરૂપે લખાયેલું આ પુસ્તક આપણી શાળાઓના વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી નથી. પણ પ્રાથમિક શાળામાં ગણિતનાં દરેક શિક્ષકે એ પુસ્તક જોઈ જવા જેવું છે. કેમકે એ જે સિદ્ધાંત પર રચાયું છે તે માન્ય રાખવા જેવો છે. અને તે એ છે કે વાચનમાળામાં સારી પ્રગતિ કરેલી હોય એવાં બાળકને પણ ગણિતના દાખલા આપતાં પહેલાં ગણિતની પરિભાષાનું જ્ઞાન મળવું જોઈએ. આ પુસ્તકમાં એ જ્ઞાન છંદ અને ચિત્રોદ્વારા રસિક રીતે આપવામાં આવ્યું છે. પુસ્તક જોતાં આપણને એ પ્રશ્ન સહેજે થાય કે આપણા જીવનના સંસ્કારવાળું એવું કંઈ આ પુસ્તકની સરણિ પર આપણાં બાળકોને માટે રચવાની જરૂર છે કે નહિ ?

—પ્રીતમલાલ મજમુંદાર

**22. Oxford Elementary Mathematics—Book I By R. Navasimhachani, M. A., L. T. (Oxford University Press). pp. 217.**

આ પુસ્તક માધ્યમિક શાળાના પહેલાં ધોરણ માટે લખવામાં આવ્યું છે. પુસ્તક અંગ્રેજી ભાષામાં લખાયેલું હોવાથી એંગ્લો-ઇન્ડિયન તથા યુરોપિયન શાળાઓને જ ઉપયોગી થઈ પડે એવું છે. સામાન્ય રીતે

આપણી માધ્યમિક શાળાઓમાં પહેલાં ત્રણ ધોરણોમાં વિદ્યાર્થીઓને અંકગણિતનું જ જ્ઞાન માતૃભાષાદ્વારા આપવામાં આવે છે. ચોથા ધોરણમાં જ બીજગણિત તથા ભૂમિતિની શરૂઆત કરવામાં આવે છે. પહેલાં ત્રણ ધોરણમાં અંકગણિતના શિક્ષણની સાથે બીજગણિત તથા ભૂમિતિના મૂળતત્ત્વો શિખવવામાં આવે એ ઇચ્છનીય છે. વળી અંકગણિત, બીજગણિત તથા ભૂમિતિ અલગ વિષયો નથી, પરંતુ એક બીજા જોડે સંકળાયેલા છે એ વાત પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. આથી ઉપર્યુક્ત પુસ્તકના જેવાં જ પુસ્તકો માતૃભાષામાં તૈયાર થાય એ ઇચ્છવાજોગ છે. આવાં પુસ્તકો તૈયાર થાય તે પહેલાં કેળવણીખાતાં તરફથી એ પરત્વેનો યોગ્ય અભ્યાસક્રમ બહાર પડે તો લેખકોનું કાર્ય સહેલું થઈ પડે.

ઉપર્યુક્ત પુસ્તકમાં અંકગણિત ઉપરાંત બીજગણિત તથા ભૂમિતિને યોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે. મૌખિક પ્રશ્નો, કસોટીપ્રશ્નો, વગેરેનો યોગ્ય પ્રમાણમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વ્યવહાર દાખલાઓ પણ પૂરતી સંખ્યામાં આપવામાં આવ્યા છે અને વિષયની સમજાવટમાં વાસ્તવિક ઉદાહરણો પણ આપવામાં આવ્યાં છે. એકંદરે આ પુસ્તક નૂતનશિક્ષણ પદ્ધતિના ઉદ્દેશો અનુસાર લખાયેલું છે એમ જરૂર કહી શકાય. —**ચંદ્રકાન્ત પંડ્યા**

**૨૩. આપણા દેશનો માધ્યમિક ઇતિહાસ**: લે. રા. નાનુભાઈ દેસાઈ, હેડમાસ્તર, ધ કડોદ હાઈસ્કૂલ, કડોદ. પ્રકાશક: શ્રી હરિહર પુસ્તકાલય, સુરત. કિંમત રૂા. ૧–૧૨–૦.

આ પુસ્તકના લેખક પોતાનાં અન્ય પુસ્તકોથી ગૂજરાતભરમાં જાણીતા થઈ ચૂકયા છે. પ્રથમ દૃષ્ટિએ જ આ પુસ્તકની કેટલીક ખૂબીઓ આપણી નજરે ચડે છે. પુસ્તકના દરેક પ્રકરણને અંતે "સ્વાધ્યાય અને વિશેષ વાચન માટેની સૂચનાઓ' એ વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો માટે અતિ ઉપયોગી માર્ગદર્શન છે. શાળાઓના પુસ્તકોમાં આ જાતનું માર્ગદર્શન રજૂ કરવા માટે અંગ્રેજી પુસ્તકો જાણીતાં છે. પરંતુ ગૂજરાતીમાં લખાએલાં પાઠ્ય-પુસ્તકોમાં એવું માર્ગદર્શન આપનારા ઘણા જ ઓછા લેખકો છે. એ કાર્ય માટે શ્રી. નાનુભાઈને અવસ્ય અભિનંદન આપવા ઘટે છે. તદુપરાંત પ્રકરણોની ગોઠવણી પણ આવકારદાયક છે. ને લેખકે હિંદી વિદ્યાર્થીઓને લક્ષમાં રાખી પુસ્તકની રચના કરી છે એ પ્રસંશનીય છે એ પુસ્તક હિંદનો ઇતિહાસ લગભગ ૫૦૦ પાનામાં ખડો કરે છે. જુદા જુદા યુગો પ્રચલિત ધોરણે આલેખાયા છે, પરંતુ એમાં હિંદના ઇતિહાસની સળંગ સાંકળ રહેલી છે. એ બતાવવાનો પણ ઠીક ઠીક પ્રયત્ન કરવામાં આવ્યો છે. પુસ્તકની ભાષા વિદ્યાર્થી વર્ગ માટે સુવાચ્ય છે ને બને ત્યાં સુધી લેખકે સરળતા સાચવી રાખવાનો યત્ન કર્યો છે. એ પુસ્તક માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો માટે ઘણી રીતે ઉપયોગી થઈ પડશે એમ અમારે વિના સંકોચે કહેવું જોઈએ. —**ર. છો. મહેતા**

## અન્ય પ્રકાશનો

**૨૬. નફાકારક હુન્નરો**: ભાગ–ત્રીજો, સંપાદક અને પ્રકાશક: મૂળજી કાનજી ચાવડા–સીતુગરા–અંજાર–કચ્છ. કિં. રૂા. ત્રણ. પા. ૨૫૦.

આ પુસ્તકના બે ભાગો આ પહેલાં બહાર પડી ચૂકયા છે. કોઈ પણ વ્યક્તિએ પોતાના અનુભવદ્વારા સિદ્ધ કર્યો હોય તેવો જ પ્રયોગ કે હુન્નર આ પુસ્તકમાં પ્રકાશન પામતો હશે એમ માની લઈએ તો આવી જાતનાં પુસ્તક નાના નાના ઉદ્યોગોની ખીલવણી માટે બહુ અગત્યનાં થઈ પડે. દુનિયાના બીજા દેશમાં આવા ઉદ્યોગો સારી રીતે ખીલ્યા છે જ્યારે આપણે ત્યાં તેમાંનું કશું જ નથી તેનું એક કારણ આવી જાતના પુસ્તકોનો અભાવ છે. આ પુસ્તકમાં જણાવેલા હુન્નરો પાર પાડવા માટે જરૂરી બધી જ માહિતી વિગતવાર આપવામાં આવેલી છે, એટલે કોઈ પણ માણસ એ હુન્નર હાથ પર લઈ તેની ખીલવણી કરી શકે તેમ છે. આવી જાતના હુન્નર ઉદ્યોગના સફળ અખતરા વિષેના લેખોનો સંગ્રહ કરી સંપાદકે સમાજની અગત્યની સેવા કરી છે, દરેકે

આ પુસ્તક એકવાર જોઈ જવા જેવું છે. આશા છે કે તેમાંથી ઘણાંને હુન્નર ઉદ્યોગના ક્ષેત્રમાં માર્ગદર્શન મળી રહેશે. એક સૂચના અહીં અસ્થાને ન લેખાય. આ પુસ્તકમાં વર્ણવેલા હુન્નરોનો તેમાં બતાવ્યા પ્રમાણે જે કોઈ અમલ કરે, તેમના અનુભવો મેળવવા અને એ દિશામાં કંઈ વિશેષ પ્રગતિ કે સુધારો થવા પામ્યાં હોય તેની નોંધ અવારનવાર કર્યા કરવી. આમ કરવાથી હુન્નર ઉદ્યોગો વધુ શાસ્ત્રીય અને સંપૂર્ણ બને.

૨૭. **પરિમલ : ધી સનાતનધર્મ હાઈસ્કૂલ મેગેઝિન :**

સનાતન ધર્મશાળાના સામયિક 'પરિમલ' પર દૃષ્ટિ ફેંકતાં એક વાત તરત જ જણાઈ આવે છે કે આ સામયિકમાં ગૂર્જરગિરાને ઠીકઠીક પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. કેટલાક લેખોમાં વિદ્યાર્થીઓએ રસપ્રદ વિષયો ઉપર સુંદર ચર્ચા કરી છે. આ સામયિકમાંથી આપણને શાળાની વિવિધ પ્રવૃત્તિઓનો પણ ખ્યાલ આવે છે.

—શિરીષ ત્રિવેદી

૨૮. **સંઘવ્યાયામ** : પ્રકાશન ઘર : ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ, પો. કરાડી – જિલ્લે – સૂરત : કિં. ૧–૨–૦. પા. ૧૬૩.

ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળે બહાર પાડેલું આ પુસ્તક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં તથા વ્યાયામ વર્ગો અને વ્યાયામ મંદિરોને ઉપયોગી થશે તેના વિષે બે મત છે જ નહિ. પુસ્તકમાં આપેલી આકૃતિઓ તથા ફોટાઓથી વાંચનારનું કાર્ય તદ્દન સરળ થઈ જાય છે એ તો પુસ્તક માત્ર ઉપર ઉપરથી જોનારને પણ માલૂમ પડ્યા વિના રહેતું જ નથી. આવી જાતનાં પુસ્તકો પ્રગટ થવાથી વ્યાયામપ્રવર્તકો સંગઠિત બની વ્યાયામની અનેકવિધ પ્રવૃત્તિઓને વેગ અને પ્રેરણા પૂરાં પાડશે એ તો નિઃશંક છે.

—ઉપેન્દ્ર પંડિત

29. **Oxford Pamphlets on World Affairs, No. 50-American Foreign Policy by D. W. Brogan (Oxford University Press) Price : 4d. pp. 32.**

યુનાઈટેડ સ્ટેટ્સ્ ઑફ અમેરિકાનું જગત અને અન્ય દેશો પ્રત્યેનું શું દૃષ્ટિબિન્દુ હતું અને છે તેનું સચોટ વર્ણન આ પુસ્તિકામાં કરવામાં આવ્યું છે. યુરોપીય કારભારથી વિમુખ રહેવાની ઇચ્છા છતાં પણ એ દેશને શા માટે કેટલીએકવાર એ તરફ ઘસડાવું પડ્યું છે તે પણ સુંદર રીતે સમજાવવામાં આવ્યું છે. તદુપરાંત જગવિખ્યાત મન્રોનો સિદ્ધાંત, આંતરરાષ્ટ્રીય સંઘ, યુદ્ધઋણ, તટસ્થપણાં અંગેનું ધારાધોરણ, વગેરે વિષયો ઠીક ઠીક ચર્ચવામાં આવ્યા છે. ટૂંકમાં આ જાતની અન્ય પુસ્તિકાઓની માફક આ પુસ્તિકા પણ માહિતીપૂર્ણ છે એમ કહી શકાય.

—ચંદ્રકાન્ત પંડ્યા

## સાભાર–સ્વીકાર

**સોપાન**—ધી ન્યૂ ઈંગ્લીશ સ્કૂલ, નડીઆદ

**કેળવણીકાર**—ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘ, અંક ૩ અને ૪

**વિદ્યાર્થીમિત્ર**—વાર્ષિક દીપોત્સવી અંક

**પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ વાર્ષિક**—અમદાવાદ

**ઇશ્કની ગુરુત્ત્ત**—રા. બકુલેશ આર. આર. શેઠની કંપની, મુંબઈ રૂ. ૨–૮–૦

**Oxford Pamphlets on World Affairs** : No. 51. Norway and the War-By G. M. Gathorne Hardy.

**America Faces the War Series** : O. U. P.—No. 1. Mr. Roosevelt Speaks. No. 2. An American Looks at the British Empire-By James Truslow Adams. No. 3. The Faith of an American-By Walter Mills. No. 4. The Monroe Doctrine Today-By Grayson Kirk.

# ચર્ચાવિભાગ

## શિક્ષકો અને મોંઘવારી ભથ્થું

શ્રી. તંત્રી, 'નૂતનશિક્ષણ', સુરત

નૂતનશિક્ષણના ફેબ્રુઆરી માસના અંકમાં શાળાઓમાં કામ કરતા શિક્ષકોને અત્યારની ગળાડૂબ મોંઘવારીના સમયમાં તેમને અત્યંત મુંઝવી રહેલા મોંઘવારીના પ્રશ્નને છેડી શિક્ષકોને મોંઘવારી ભથ્થું મળવું જોઈએ એવી જે હિમાયત આપે કરી છે તે ખરેખર સ્તુત્ય છે. આ પ્રશ્ન વધુ વખત એમને એમ લટકતો રહે એ ઈચ્છવાજોગ નથી. તે એમને એમ રહેવા દઈ શકાય તેમ પણ નથી અને તે તાત્કાલિક નિવારણ માગી લે છે. તેનો નીવેડો કાગળના ઘોડા દોડાવવાથી આવવાનો નથી. તે માટે અમલી કાર્ય જરૂરનું છે.

આ પ્રશ્ન પરત્વે મુંબઈ પ્રાંતીય માધ્યમિક શિક્ષક સંઘ તથા પ્રાથમિક શિક્ષક સંઘે અત્યાર સુધી મૌન સેવ્યું હોય તો તે છોડવાનો સમય હવે ચોક્કસ આવી ચૂક્યો છે. આ બન્ને શિક્ષક સંઘોએ હવે વધુ વખત ખોયા સિવાય તેમની સાથે સંકળિત થયેલા શિક્ષક સંઘો સાથે તાત્કાલિક સંપર્ક સાધવો જોઈએ. તેમની સાથે જોડાયેલા સંઘોએ આ દિશામાં કાંઈ પગલાં લીધાં છે કે નહીં અને લીધાં હોય તો તેનું શું પરિણામ આવ્યું છે અને કાંઈ પણ પરિણામ આવ્યું ન હોય તો આ પ્રશ્ન કયા તબક્કા સુધી પહોંચ્યો છે તે જાણવું જોઈએ. આ બન્ને સંઘો સાથે સંકળિત થયેલા શિક્ષક સંઘો પૈકી જે શિક્ષક સંઘોએ તે દિશામાં પગલાં લેવા આદેશ આપવો જોઈએ.

આ પ્રશ્ન પરત્વે શાળાઓ દુર્લક્ષ આપતી હોય કે ખોરંભે પાડવાનો પ્રયત્ન કરતી હોય તો તેવી શાળાઓને ચેતવણી આપવી જોઈએ કે આ પ્રશ્ન હવે વધુ વખત શિક્ષકો અને તેમની વચ્ચેનો કૌટુંબિક પ્રશ્ન રહ્યો નથી. શાળાઓએ તે દૃષ્ટિથી આ પ્રશ્નને છણ્યો હોત તો તેનો નીવેડો પણ આવી ગયો હોત અને તેમના પર લખાણ કરવાની સંઘોને જરૂર પણ પડી ન હોત.

આ સંઘોએ શાળાઓને સ્પષ્ટ શબ્દોમાં જણાવવું જોઈએ કે શિક્ષકઆલમને મુંઝવતા અતિ અગત્યના પ્રશ્ન પરત્વે તે વધુ વખત મૌન સેવી શકે તેમ નથી, અને સમસ્ત શિક્ષકવર્ગને આ ભરખી રહેલી મોંઘવારીના સમયે રાહત મળે તે દિશામાં પગલાં લેશે.

આ સંઘોના હાથ મજબૂત કરવા શિક્ષકોએ પણ તંદ્રા છોડવી જોઈશે ખોટી શરમ કે ગભરામણ સિવાય પોતાના સંચાલકો પાસે મોંઘવારી ભથ્થું મેળવવા સ્પષ્ટ શબ્દોમાં વિનયપૂર્વક માગણી કરવી પડશે કે જે સંચાલકો આ સંઘોને ન કહી શકે કે શિક્ષકોને તો કાંઈ જોઈતું નથી તો તમે શું કામ આ બધો ભાર ઉપાડી ફરો છો ?

આ સંઘોએ આ બધું કાર્ય તાત્કાલિક બિલકુલ સમય ગુમાવ્યા સિવાય કરવું જોઈશે. શાળાના સંચાલકો સંઘોને પણ મચક ન આપે તો આ પ્રશ્ન સરકારના કેળવણીખાતા તથા મુંબઈ યુનિવર્સિટી સમક્ષ પ્રશ્ન રજૂ કરવો જોઈએ. આ સંબંધમાં આ બંન્ને સંસ્થાના મંતવ્ય એમ હોય કે આ પ્રશ્ન શિક્ષકો અને શાળાઓ વચ્ચેનો આંતરિક પ્રશ્ન છે તો તે મંતવ્ય ફેરવવું જ રહ્યું. આ પ્રશ્ન આંતરિક પ્રશ્ન જ નથી તે તેમને બતાવવું જોઈએ. જો તેમ હોત તો સંઘો ને તેમની પાસે જવાની જરૂરજ ન પડત, કારણ શાળાઓ શિક્ષકોની માગણીને ઠોકરે મારી રહી છે. શિક્ષકોના પગાર ક્રમશ: બઢતી, પ્રોવીડંટ ફંડ, વગેરે બાબતોમાં ખાતાએ રાહત અપાવી ત્યારે તે રાહત મળી છે. ખાતાએ જ્યાં સુધી આ પ્રશ્નોને શાળાઓના આંતર વહિવટના પ્રશ્નો ગણ્યા ત્યાં સુધી શિક્ષકોને કાંઈ જ મળ્યું ન હતું તે દાખલો ટાંકી બતાવવું જોઈએ, અને આ પ્રશ્નમાં પણ ખાતાએ જેમ ઉપર જણાવેલી બાબતોમાં રાહત અપાવી તેમ આમાં પણ શાળાઓ પાસે શિક્ષકોને રાહત અપાવવી જોઈએ.

સરકાર બિનસરકારી શાળાઓને જાહેર પ્રજાના નાણાંમાંથી મદદ આપે છે તો તે મદદનો અલ્પાંશ અત્યારના અત્યંત મોંઘવારીના સમયમાં શાળાઓના અત્યંત અગત્યના અંગ–શિક્ષકોના લાભાર્થે વપરાવવો જોઈએ તે દૃષ્ટિબિંદુ સંઘોએ ખાતા સમક્ષ રજૂ કરવું જોઈએ અને જે શાળાઓ તેમ ન કરતી હોય તેવી શાળાઓને તેમ કરવાની તાકીદ આપવાનું સૂચન કરવા સરકારને વિનંતિ કરવી જોઇએ. તે માટે શાળાઓને નાણાંની જરૂર હોય તો ચાલુ સાલની ગ્રાંટના ધોરણે અમુક રકમ તેઓ પોતાના શિક્ષકોને મોંઘવારી ભથ્થું આપવા પેટે ખર્ચશે એવી બાંહેધરીથી આપવી જોઈએ. આમ છતાંએ શાળાઓ મોંઘવારી ભથ્થુ આપવાની ના પાડે તો તેમની સામે ખાતાએ પગલાં લેવાં જોઈએ એવી સંઘોએ ભલામણ કરવી જોઈએ.

આ બધું થાય તે માટે જબરદસ્ત આંદોલન પેદા કરવું જોઈએ. શિક્ષકો માટે પ્રસિદ્ધ થતાં સામયિકો, શિક્ષકસંઘો, સંઘો સાથે સંકળિત થયેલા મંડળો અને તેના સભ્યોએ તેમાં સાથ આપવો જોઈએ અને બધા મળી નિશ્ચય કરે કે Let us be up and doing તો આ પ્રશ્નનો સંતોષકારક નિકાલ નજીકના ભવિષ્યમાં આવવાનો જ છે તે ચોક્કસ છે.

અમદાવાદ,
તા. ૫-૨-૪૧

લિ.
વૈકુંઠરાય ભૂપતરાય દેસાઈ

# શાળાનાં સામયિકો

નૂતનશિક્ષણના ફેબ્રુઆરી ૧૯૪૨ના અંકમાં બૃહદ્ ગૂજરાતની માધ્યમિક શાળાનાં સામયિકોની યાદી પ્રગટ કરી છે. તેની પૂરવણીમાં નીચેની માહિતી આપી છે. હવે પછી મળનાર માહિતી નૂતનશિક્ષણના હવે પછીના અંકોમાં છપાશે.

| અનુક્રમ | શાળાનું નામ | સામયિકનું નામ | વાર્ષિક છ માસિક, ત્રિમાસિક, કે માસિક | નોંધ |
|---|---|---|---|---|
| ૪૨ | વકીલ કે. એમ ઈંગ્લીશ સ્કૂલ, કઠલાલ, (ખેડા) | જ્ઞાનદીપ | ચતુર્માસિક | હસ્તલિખિત |
| ૪૩ | એડવર્ડ મેમોરીઅલ હાઇસ્કૂલ, ખેડા | વેત્રવતી | વાર્ષિક | છાપેલું |
| ૪૪ | શેઠ છ. સી. એ. વી. સ્કૂલ, પીલવાઈ | પ્રભાત | વાર્ષિક | હસ્તલિખિત |
| ૪૫ | શેઠ આર. જે. જે. એ. વી. સ્કૂલ, નવસારી | વિદ્યાર્થી | ૭ માસિક | હસ્તલિખિત |
| ૪૬ | શ્રી સરસ્વતી ઈંગ્લીશ સ્કૂલ, ધનસુરા | પ્રભાત | માસિક | હસ્તલિખિત |
| ૪૭ | હરિપરા સાર્વજનિક હાઇસ્કૂલ, સુરત | અંજલિ | વાર્ષિક | છાપેલું |

— સુધારો —

અમદાવાદની પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલના સામયિકનું નામ 'ઉષા' છપાયું હતું તે 'પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલ વાર્ષિક' એમ જોઈએ.

# સમાચારસંગ્રહ

## — ફેબ્રુઆરી માસની રોજનીશી —

**તા. ૧**—વર્ધામાં મહાત્માજીએ અખિલ હિંદ ગો–સેવા પરિષદ ખુલ્લી મૂકતાં ખેતીવાડીની ખીલવણી માટે ગાયોની કેટલી બધી જરૂર છે તે સમજાવ્યું હતું. પરિષદ્‌ના પ્રમુખસ્થાને શ્રી વિનોબા ભાવે હતા.

—મુંબઈના ધી આર્ટ સર્કલના સભ્યોની ગ્રીન્સ હોટેલ ખાતે મળેલી સભામાં દિલ્હીના ડૉ. આર. એસ. આગરવાલે જણાવ્યું હતું કે આંખ એ પ્રકાશનું જન્મસ્થાન છે. અને આંખને પ્રકાશવંતી રાખવામાં સૂર્યનાં કિરણો ભાગ ભજવે છે. રોજ સવારે થોડી મિનિટ સૂર્ય સામે જોવાથી આંખની રોશની અને સુંદરતા વધે છે.

—સૈજપૂર (અમદાવાદ)ના શાળાના મકાનની ખાતમુહૂર્ત વિધિ શેઠ કસ્તુરભાઈને હાથે થઈ.

**તા. ૨**—પટણામાં અંજુમને ઈસ્લામિયા હૉલ ખાતે વિદ્યાર્થીઓના જંગી મેળાવડા સમક્ષ પ્રવચન કરતાં રાષ્ટ્રપતિ મૌલાનાએ જણાવ્યું હતું કે કાર્ય કરવાનો વખત આવી રહ્યો છે. દેશ જે કટોકટીમાંથી પસાર થઇ રહ્યો છે તેનો ઉકેલ કરવા પોતાની સઘળી શક્તિ એકત્રિત કરવી જોઈએ. પરિસ્થિતિ જ્યારે તાત્કાલિક પગલું માગતી હોય ત્યારે સૂત્રોને વળગી રહેવુ ઠીક નથી.

**તા. ૩**—વરણામા (વડોદરા)માં શ્રી સેવા સમાજ હસ્તક ચાલતા બાળમંદિરનો મેળાવડો શ્રી અરૂણાદેવી મુકરજીને પ્રમુખપદે થયો હતો. જે વેળા તારાબેન મોડકે બાલજીવનનું મહત્વ, માબાપોની બાળકો પ્રત્યેની ફરજ, ગામડાંના ઉદ્ધારમાં બાલમંદિરનું સ્થાન અને તેને પોષવાની સૌની ફરજ બહુ અસરકારક રીતે સમજાવી હતી.

—પટણામાં સમૂહ સાક્ષરતા પ્રચારની ત્રીજી જ્યંતિ શ્રી. કઝીન્સના પ્રમુખપદે સેનેટહૉલ ખાતે યોજવામાં આવી હતી.

**તા. ૫**—મુંબઈ રેડિયો મથકેથી શ્રી પર્જન્યરાય મેઢ ‘યુગાન્ડામાં ગૂજરાતીઓ’ એ વિષય પર બોલ્યા હતા.

—ઓલપાડમાં શ્રી. ચંદ્રવદન શાહના પ્રમુખપદે તાલુકાની શાળાઓનો રમતગમત સમારંભ ઉજવાયો હતો. રમતોનું ધ્યેય ઈનામો ન રહેતાં સાચી નાગરિકતા કેળવાય એવા ઉત્તમ ગુણો વિદ્યાર્થીઓએ સંપાદન કરેલા હોવા જોઈએ એમ જણાવી રમતગમતની પ્રવૃત્તિનું શિક્ષણમાં શું સ્થાન છે એ તેમણે સમજાવ્યું હતું.

**તા. ૭**—પોરબંદરમાં આર્યકન્યા ગુરુકુળનો ચોથો વાર્ષિક મહોત્સવ યુવરાજશ્રી તથા યુવરાણીના પ્રમુખપદે ઉજવાયો હતો અને તે પ્રસગે વ્યાખ્યાનો, સંવાદો, ભજનો, પ્રયોગો, ગરબાઓ વિ.નો રસિક કાર્યક્રમ રજૂ થયો હતો.

—મુંબઇમાં શ્રી બાળાસાહેબ ખેરને હસ્તે શ્રી નૂતન બાળશિક્ષણ સંઘની મુંબઈ શાખાની ઉદ્‌ઘાટન વિધિ થઈ હતી.

**તા. ૮**—ચુંગકીંગમાં ચીનની આગેવાન શિક્ષણ સંસ્થાના સત્તાવાળાઓની પરિષદ મળી હતી તે પ્રસંગે ચીનની આઝાદીના યજ્ઞમાં તથા ચીનની પુનઃરચનાના કાર્યમાં તેમણે આપેલા ફાળાની કદર કરતો સંદેશો શ્રી ચાંગ–કાઈ–શેકે પાઠવ્યો હતો અને જણાવ્યું હતું કે ચીન જાદુમંતરથી બળવાન બની જશે એમ માની હાથપગ જોડી બેસી રહેવાનું નથી પણ દેશને કોરી રહેલા અનિષ્ટો દૂર કરવા માટે સૌએ મંડી પડવું જોઈએ. ચીની કેળવણીકારોએ એ દિને નવી વિશ્વરચનાની ચાવી મેળવવા માટે ચીની લશ્કરની જમાવટને વેગવાન બનાવવા પ્રતિજ્ઞા લીધી હતી.

**તા. ૭–૮–૯**—વર્ધા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી લેવાતી પરીક્ષાઓ ગુજરાતના તમામ કેન્દ્રોમાં લેવામાં આવી હતી.

**તા. ૯**—કાનપુરમાં ટિલક હોલમાં વિદ્યાર્થીઓની સભામાં પંડિત જવાહરલાલજીએ જણાવ્યું હતું કે વિદ્યાર્થીઓએ રાજકારણનો અભ્યાસ જરૂર કરવાનો છે પણ તેની પક્ષાપક્ષીથી તેઓએ અલગ રહેવું જોઇએ ભવિષ્યના જવાબદાર નાગરિક બનવા માટે રાજકારણનો અભ્યાસ જરૂરી છે.

**તા. ૧૦**—કાનપુરમાં શ્રી રામગુપ્તાએ વેપારી મંડળની દશમી વાર્ષિક સભાના પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું કે સરકારની એ ફરજ છે કે રાષ્ટ્રને મજબૂત બનાવવાના ધોરણે આપણા ઔદ્યોગિક વિકાસ સંબંધની જવાબદારી તેણે ઉપાડી લેવી જોઈએ. દેશના વહાણવટાને, જહાજો બાંધવાના ઉદ્યોગને, ભારે રસાયણો બનાવવાના ઉદ્યોગને, એન્જીન, વિમાનો, મોટર અને શસ્ત્રો બનાવવાના ઉદ્યોગને સરકાર તરફથી બને તેટલા પ્રમાણમાં ઉત્તેજન મળવું જોઈએ.

—મુંબઈમાં સર કાવસજી જહાંગીર હૉલમાં સર ચીમનલાલ સેતલવાડને પ્રમુખપદે ‘ગોખલે દિન’ ઉજવાયો હતો. પંડિત કુંઝરૂ, શ્રી ભૂલાભાઈ દેસાઇ વગેરેએ રાષ્ટ્રઘડતરના કાર્યમાં સ્વર્ગસ્થે આપેલા મહાન હિસ્સાની તેમની ઉમદા સેવાભાવના, સાદાઈ અને મનુષ્યજીવનને દીપાવે એવા અનેક ઉત્તમ ગુણોની સુંદર સમીક્ષા કરી હતી.

**તા. ૧૧**—અમદાવાદમાં ગૂજરાત સાહિત્ય સભાના આસરા હેઠળ પ્રેમાભાઇ હૉલમાં ‘પ્રકાશની સૃષ્ટિ’ એ વિષય ઉપર પ્રો. યશવંતરાય ગુલાબભાઈ દેસાઈએ મૅજિક લૅન્ટર્ન સાથે રસિક વ્યાખ્યાન આપ્યું હતું.

—વર્ધા મુકામે દાનવીર શ્રી જમનાલાલજીનું અવસાન થયું તેમણે વર્ધામાં મારવાડી શિક્ષણ મંડળ સ્થાપ્યું હતું તેમની એકંદર સખાવત બાર લાખ રૂા. ની જણાવાય છે

તા. ૧૪—મુંબઈ યુનિવર્સિટીની સ્કૂલ ઑફ ઇકોનોમીક્સ્ એન્ડ સોશ્યોલોજીનું નવમું વાર્ષિક સ્નેહસંમેલન કોન્વોકેશન હોલમાં સર સી વી મહેતાના પ્રમુખપદે યોજવામાં આવ્યું હતું તેમણે જણાવ્યું હતું કે જગતની પલટાતી જતી પરિસ્થિતિમાંથી ઉદ્ભવતા આર્થિક પ્રશ્નોનો આપણે ઊંડો અભ્યાસ કરવાની જરૂર છે ચલણી નોટો અને કીંમતી ધાતુઓનું વર્ષો પહેલાં જેટલું પીઠબળ હતું તેટલું આજે નથી

—મુંબઈમાં શ્રી ભગિની સમાજના 'માળની બાળમંદિર દિન' પ્રસંગે શ્રી કાકા સાહેબે જણાવ્યું હતું કે બાળકોમાં સ્વાતંત્ર્ય ખીલવવું હોય તો કેળવણીની પદ્ધતિઓ પણ સ્વાતંત્ર્યની પોષક જ હોવી જોઈએ બાળ કેળવણીમાં ચિત્રકળા, સંગીત અને રસિકતા એ ત્રણેને મહત્વનું સ્થાન હોવું જોઈએ બાળ કેળવણીનો પ્રારંભ ચિત્રકળાથી જ થવો જોઈએ, અક્ષરજ્ઞાન પાછળથી આવે સંગીત પણ પહેલેથી જ શરૂ થવું જોઈએ

તા. ૧૬—ભાવનગરમાં સ્વ પટ્ટણીજીની સંવત્સરી નિમિત્તે ભારે ઉત્સાહથી 'બાળદિન' ઉજવાયો હતો

—વડોદરા કૉલેજના ગુજરાતી સાહિત્ય સંઘ તરફથી કૉલેજમાં 'ગુજરાતી કવિતામાં વાસ્તવવાદ' ઉપર કવિશ્રી ઉમાશંકર જોશીએ રસિક અને ઉપયોગી વ્યાખ્યાન આપ્યું હતું તેમનું બીજું વ્યાખ્યાન સાંજે ન્યૂ ઇરા હાઇસ્કૂલના પટાંગણમાં 'પ્રેમાનંદની પ્રતિભાનું સ્વરૂપ' એ વિષય ઉપર થયું હતું તેમણે સત્તરમી સદીના ત્રણ મહા ગુર્જર કવિઓ, પ્રેમાનંદ ને શામળ—ની તુલનાત્મક સમીક્ષા કરી હતી. વિશેષમાં તેમણે પ્રેમાનંદની કાવ્યપ્રતિભાનું સચોટ આલેખન કરી તેનું ચિરંજીવ સ્વરૂપ સમજાવ્યું હતું

તા. ૧૮—વડોદરામાં શ્રી પાટીદાર છાત્રાલયના મકાનની ખાતમુહૂર્તની માંગલિક ક્રિયા યુવરાજશ્રીને હસ્તે થઈ હતી વિદ્યાર્થીઓમાં કોમી ભાવના પેસી ન જાય તેટલા ખાતર ૨૫ ટકા સુધી બીજી જ્ઞાતિના વિદ્યાર્થીઓ દાખલ કરવાનું ધોરણ રાખ્યું છે શિસ્ત, નીતિ અને ચારિત્ર્યના ઘડતર માટે આવી સંસ્થાની જરૂર છે એમ સંસ્થાના મંત્રીશ્રીએ જણાવ્યું હતું

—મુંબઈમાં શ્રી રામકૃષ્ણ પરમ હંસનો ૧૦૭ મો જન્મદિન શ્રી આર પી મસાણીના પ્રમુખપદે બ્લેવેટસ્કી લૉજમાં ઊજવાયો હતો

તા. ૧૯—ચાંગ દંપતીએ શાંતિનિકેતનની મુલાકાત લીધી હતી વિદાય વખતે તેમને સ્વ કવિસમ્રાટ ટાગોરનાં પુસ્તકો, કાવ્યો, ચિત્રો, વગેરેની ભેટ આપવામાં આવી હતી.

—મુંબઈ રેડીઓ મથકેથી શ્રી મણિલાલ ઝવેરી 'બૃહદ્ ગૂજરાત—એડન' વિષે બોલ્યા હતા.

તા. ૨૧—સંયુક્ત પ્રાંતની સરકારે 'અક્ષરજ્ઞાન દિવસ' પાળ્યો

તા. ૨૨—વડોદરામાં શ્રી મહિલા ક્રીડા મંડળનો રમતગમતનો વાર્ષિક ઉત્સવ શ્રીમંત સૌ મહારાણી શાંતાદેવીના પ્રમુખપદે ઉજવાયો

તા. ૨૧-૨૭—ભાવનગરમાં શ્રી પટણીના પ્રમુખપદે 'હુસેન—દિન' ઉજવાયો

તા. ૨૭-૨૮—સુપા ગુરૂકુળનો વાર્ષિકોત્સવ

## શાળાના સમાચાર

વસો હાઈસ્કૂલમાં તા. ૧ લીએ સ્વ મોતીભાઈ અમીનની ત્રીજી સંવત્સરી ઉજવાઈ હતી પ્રમુખસ્થાને ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી મગનલાલ દેસાઈ હતા પ્રમુખ તેમજ અન્ય વક્તાઓએ સદ્ગતને ભાવભરી અંજલી આપી હતી અને તેમના જીવનમાંથી મૂક સેવાભાવ, સાદાઈ, કર્તવ્યપરાયણતા વગેરે ગુણો પોતાના જીવનમાં ઉતારવા વિદ્યાર્થીઓને બોધ આપ્યો હતો

મુંબઈના વનિતા વિશ્રામની અંગ્રેજી શાળાએ તા ૧૫ મીએ રસોત્સવ ઉજવ્યો હતો 'મંગળસૂત્ર' નામનું નાટક, ગરબા, નૃત્ય વિ નો રસિક કાર્યક્રમ બાળાઓ તરફથી રજૂ થયો હતો

ચરોતર એજ્યુકેશન સોસાયટીની દા ના હાઈસ્કૂલના શિક્ષક શ્રી ચુનીલાલ બેચરદાસ ભટને જુના વિદ્યાર્થીઓ તરફથી માનપત્ર આપવાનો મેળાવડો સુધરાઈના પ્રમુખ શ્રી ઘનશ્યામલાલ દવેના પ્રમુખપદે થયો હતો

અમદાવાદની આર સી હાઈસ્કૂલના નિવૃત્ત થતા હેડમાસ્તર રા સા બી વી. દલાલને તા. ૧૯મીએ શ્રી માવળંકરના પ્રમુખપણા નીચે જુના અને હાલના વિદ્યાર્થીઓએ માનપત્ર આપ્યું

કાંદીવલી વ્યાયામ મંદિરના વિદ્યાર્થીઓએ પ્રિ. જોસેફની દેખરેખ નીચે તા. ૨૧મીએ રમતગમતનો મેળાવડો યોજ્યો હતો

સુરતની જૈન હાઈસ્કૂલમાં ઈડર રાજ્યના વિદ્યાધિકારી શ્રી ખોસલાએ ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને 'આજની પરિસ્થિતિ અને વિદ્યાર્થીનું કર્તવ્ય' એ વિષય ઉપર પ્રવચન કર્યું હતું તા. ૭મીએ શાળાના સ્કાઉટો શહેરથી સાત માઈલ દૂર આવેલા ઈચ્છાપોર ગામે પર્યટન માટે ગયા હતા. તા ૨૦મીએ શ્રી કુમાર પટ્ટાનાએ શાળાના વિદ્યાર્થીઓને વ્યાયામના પ્રયોગો બતાવ્યા હતા.

## — પરચુરણ સમાચાર —

મુંબાઈ યુનિવર્સિટિએ બી. એ.ની પરીક્ષા માટે આ વર્ષથી ભાવનગરને વધારાનું કેન્દ્ર બનાવ્યું છે.

મુંબાઈની તમામ સરકારી અને બીન સરકારી હાઈસ્કૂલો તેમજ કૉલેજોમાં તેમનો અભ્યાસ પૂરો કરી શકે તે માટે બ્રહ્મદેશના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવશે.

જે શિક્ષકો યુદ્ધ અંગે પોતાની સેવા આપવા માગતા હોય તેમની જગ્યા તેઓ જે શાળામાં હોય ત્યાં કાયમ રાખવામાં આવશે અને શાળાઓને એ અંગે જે વધારાની જોગવાઈ કરવાની થાય તે પૂરતી સરકાર તરફથી વધારાની ગ્રાંટ મળશે.

મહારાષ્ટ્રમાં યુનિવર્સિટિ સ્થાપવાની શક્યતાનો વિચાર કરવા ઑન૦ શ્રી. જયકરના પ્રમુખપદે એક સમિતિ નીમવામાં આવી છે.

**વડોદરા રાજ્યમાં અક્ષરજ્ઞાન :** વડોદરા રાજ્યના ૧૯૪૦-૪૧ ના બહાર પડેલા હેવાલમાંથી નીચેની વિગત મળે છે. રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત અને મફત છે. છેલ્લા દશ વર્ષમાં અક્ષરજ્ઞાની સ્ત્રી પુરૂષોની સંખ્યામાં ૫૦ ટકા જેટલો વધારો થયો છે, તેમાં યે સ્ત્રી કેળવણીમાં સારો વિકાસ થયો છે.

રાજ્યમાં ૨૩૨૦ સરકારી પ્રાથમિક શાળાઓ અને ૬૪૩૬ પ્રાથમિક શિક્ષકો છે. ૩૭ માધ્યમિક શાળાઓ અને ૫૧૪ શિક્ષકો છે. ૧૦૨ ઍંગ્લો વર્નાક્યુલર શાળાઓ છે. ઉપરાંત એક કૉલેજ, કલાભુવન, હુન્નરશાળાઓ સેકન્ડરી ટીચર્સ ટ્રેનિંગ કોલેજ અને પ્રાથમિક શિક્ષકો માટેની બે તાલીમ કૉલેજો છે.

## — શિક્ષક મંડળોના સમાચાર —

૧ **મુંબાઈ માધ્યમિક શિક્ષક સંઘે** આ માસ દરમિયાન નીચે પ્રમાણે કાર્યક્રમ ગોઠવ્યો હતો.

| તારીખ | વિષય | વક્તા |
|---|---|---|
| ૬-૨-૪૨ | એ. આર. પી. ઈન રફ્લ્સ | મિ. એમ. એ. એસ. ટ્રોલીપ |
| ૧૩-૨-૪૨ | ભૂતકાળ અને આજનું ભૂગોળ શિક્ષણ | ડૉ. એ. એસ. કાળાપેસી |
| ૨૭-૨-૪૨ | માધ્યમિક શાળાઓ અને કોલેજોમાં વર્તમાન અંગ્રેજીનું સ્થાન. | પ્રિ. એચ. વી. હેમ્પટન |

૨. **સુરત નૂતનશિક્ષણ સંઘ,** બેટરમેન લીગ, કેળવણીમંડળ વિ. ના સંયુક્ત આસરા હેઠળ ગુરૂવાર તા. ૧૨-૨-૪૨ ના રોજ બિસાંટ હોલમાં રાનડે જન્મ શતાબ્દિ ઉજવી હતી. પ્રમુખસ્થાને દિ. બા. ચૂનીલાલ ગાંધી હતા. શ્રી. ચંદ્રવદન શાહ. ડૉ. શાંતાબાઈ વોરા, શ્રી. રણધીર દેસાઈ, પ્રો. મુન્શી અને શ્રી. મોહિલે તેમજ પ્રમુખશ્રીએ સદ્‌ગતના જીવનકાર્યની યોગ્ય સમીક્ષા કરી હતી,

**સુધારો**—સંઘે મોંઘવારી ભથ્થા માટે નીમેલી સમિતિમાં શ્રી. નારદલાલ બુચ અને શ્રી. અરદેશર તલાટીનાં નામો ગયા અંકમાં ભૂલથી છાપવાનાં રહી ગયાં હતાં.

૩. **સુરત જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘની** કાર્યવાહક સમિતિની સભા તા. ૧ લીએ મળી હતી અને તેમાં મોંઘવારી ભથ્થાની માગણી માટે શાળાના સંચાલકો પર શક્ય એટલું નૈતિક દબાણ કરવું એમ ઠરાવ્યું હતું.

૪. **અમદાવાદના માધ્યમિક શિક્ષક સંઘ** તરફથી સંઘના આદ્યમંત્રી રા. સા. બી. વી. દલાલના માનમાં એક સન્માનસમારંભ શ્રી. વિનાયકરાવ ત્રિવેદીના પ્રમુખ પદે તા. ૨૧-૨-૪૨ના રોજ યોજવામાં આવ્યો હતો, જેમાં રા. સા. દલાલની વિધવિધ કેળવણીવિષયક પ્રવૃતિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો અને નિવૃતિ કાળમાં અમદાવાદમાં બી. ટી. કૉલેજની સ્થાપના અંગેનું કાર્ય ઉપાડી લેવાની રા. સા. દલાલને વિનંતિ કરવામાં આવી હતી.

## આવતા માસનો કાર્યક્રમ

સુરત જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘનું ત્રીજું વાર્ષિક અધિવેશન તા. ૧-૨-૩ માર્ચના દિવસે પારડી હાઈસ્કૂલના મકાનમાં શ્રી. શંકરપ્રસાદ શુકલના અધ્યક્ષપણા હેઠળ ભરાનાર છે.

કોસંબામાં તા. ૪-૫-૬ માર્ચના દિવસે આમોદ્ધાર પ્રદર્શન યોજવામાં આવનાર છે.

મુદ્રક : કાલિદાસ કૃપાશંકર રોલત, 'પ્રતાપ' પ્રિન્ટીંગ પ્રેસ, કણપીઠ, સૂરત
પ્રકાશક . ચન્દ્રવદન ચૂનીલાલ શાહ · દેસાઈપોળ . સૂરત

# નૂતન શિક્ષણ

વર્ષ સાતમું • અંક નવમો

એપ્રિલ • ૧૯૪૨



તંત્રીઓ • • હરભાઈ ત્રિવેદી • • ચન્દ્રવદન શાહ

अनुक्रम

અ નુ ક્ર મ







વર્ષ • ૭ • અંક • ૯
એપ્રિલ • ૧૯૪૨

બાળકની કેળવણીમાં રહેણીકરણીની સારી ટેવો અગત્યનો ભાગ ભજવે છે. એ ખરું છે કે શારીરિક સ્વચ્છતા, કપડાંની સ્વચ્છતા અને સામાન્ય સુઘડતાની ટેવો બાળપણમાં પાડવી જોઈએ. એને માટે મોટેરાંઓએ ને ખાસ કરીને માતાએ તકેદારી રાખવી જોઈએ. ઘર અને ઘરમાં વસતા માણસો જેટલે અંશે સુઘડ હશે એટલે અંશે બાળકો સુઘડ બનશે.

આમ સંસ્કારી ને કેળવાયેલા માબાપ પાસે આ બાબતની કાળજી રાખવાની અપેક્ષા આપણે રાખીએ તો તે વાજબી છે. પરંતુ સુઘડતાના સંસ્કાર આપણી વસ્તીના બહુ અલ્પ ભાગમાં જોવામાં આવે છે. પરિણામે આપણી પ્રાથમિક શાળાઓમાં આવતાં અનેક બાળકોમાં આ ટેવો પાડવાની રહે છે. જૂની આદતો ભૂંસી નાખી નવી સારી ટેવો પાડવી એ વિકટ છે; છતાં મુશ્કેલીથી ડરી કે કંટાળી જઈને શિક્ષકો એ કામ હાથમાં ન લે અથવા એ દિશામાં પ્રમાણિક પ્રયત્ન ન કરે તો તેઓ એક મહત્ત્વની ફરજમાંથી ચૂક્યા ગણાય. માટે એ ખાસ જરૂરનું છે કે પ્રાથમિક શાળાના શિક્ષકો સ્વચ્છ શરીર અને પોષાક માટે આગ્રહ રાખે; વર્ગની સફાઈ જાળવવા માટે ચીવટ બતાવે; અને પોતાના પુસ્તકો અને લખાણમાં પણ સ્વચ્છતા ને સુઘડતાની ટેવો પાડવા પોતાના વિદ્યાર્થીઓને સમજાવે.

માધ્યમિક શાળાઓમાં પણ આ બાબતની અવગણના કરવી પરવડે એમ નથી. બાળકોની શારીરિક ને પોષાકની સ્વચ્છતા વિશેષ જળવાતી હોય તો પણ વર્ગની સ્વચ્છતા સુધારો માગી લે છે. વર્ગમાં ઠેર ઠેર જમીન પર, બારીઓમાં, બાંકડા પર ને ક્વચિત ક્વચિત દિવાલો પર પણ શાહીના ડાઘા આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતા નથી. આંગળાં ને કપડાં શાહીથી બગાડીને ફરતા ને એવે જ હાથે પાણી પીતા વિદ્યાર્થીઓ પણ અવરનવર નજરે ચડી જાય છે. આખી નોંધપોથી સ્વચ્છ ને આકર્ષક હોય એવા વિદ્યાર્થીનો તો જવલ્લે જ ભેટો થાય છે. વર્ગમાં કાગળની કાપલી પડી હોય, બાંકડાઓ નીચે કચરો જમા થયો હોય ને દિવાલો પર ને છત પર જાળાં બાઝયાં હોય એવા ઓરડા પણ લગભગ દરેક નિશાળમાં જોવા મળશે. શિક્ષક જો સુઘડતા માટે આગ્રહી હોય તો આ બધું વિદ્યાર્થીઓના સમજપૂર્વકના સહકારથી ઝાઝી તકલીફ વિના દૂર થઈ શકે. સુઘડતા એ જીવનનું આવશ્યક અંગ હોય તો શિક્ષકે અભ્યાસ જેટલો જ આગ્રહ સુઘડતાની ટેવો માટે રાખવો જોઈએ.

# જ્ઞાનપ્રાપ્તિ*

શ્રી. ચૂનીલાલ નારણજી શાહ
આચાર્ય · મહિલા વિદ્યાલય · ભાવનગર

કલ્પનાત્મક વિચારણા

વિચારની સર્વ ભૂમિકાઓ આપણે વિચારી ગયા; હવે આપણે કલ્પનાત્મક વિચારના જુદા જુદા પ્રકારો વિશે વિચાર કરીએ. કલ્પનાત્મક વિચારણાના મુખ્ય બે પ્રકાર છેઃ (૧) અનુકરણાત્મક અને (૨) સર્જનાત્મક. જ્યારે આપણે કોઈ નવલિકા કે નવલકથા વાંચીએ છીએ અથવા કોઈ સિદ્ધાંત સમજીએ છીએ, ભૂમિતિના પ્રમેયમાં સમાયલો તર્ક ગ્રહણ કરીએ છીએ અથવા યંત્રરચના કોઈ પાસેથી સમજીએ છીએ ત્યારે આપણી ગાડી કોઈએ રચેલા વિચારપાટા ઉપર ચાલી જાય છે; આપણે એમાં એ પ્રત્યેક કૃતિના કર્તાની વિચારસરણીનું આપણા ચિત્તમાં અનુકરણ કરીએ છીએ.

કલ્પનાત્મક વિચારનો બીજો પ્રકાર સર્જનાત્મક વિચાર છે. જ્યારે કોઈ જૂના, પરિચિત તત્ત્વોના સરવાળા બાદબાકીમાંથી નવું તત્વ નિર્માણ કરે છે ત્યારે તે સર્જનાત્મક વિચાર કરે છે. સર્જનાત્મક વિચારના પણ બે વિભાગ છે: (૧) વૈજ્ઞાનિક અને (૨) લલિત. જ્યારે કોઈ એંજીનીયર નવો પુલ અથવા નદી વચ્ચે બંધ બાંધે છે ત્યારે તેને સર્જનાત્મક વિચાર કરવો પડે છે. એ વિચાર કરતી વખતે તેણે કુદરતના નિયમો-પદાર્થ વિજ્ઞાન, રસાયણ, ગણિત-આદિના નિયમોને વશ થઈને સર્જન કરવાનું રહે છે. એ નિયમોના સ્વીકાર વિના તે સર્જન કરી શકે જ નહિ. શોધ એ વૈજ્ઞાનિક સર્જનનો જ ઉચ્ચ અને વિશિષ્ટ પ્રકાર છે. એમાં પણ શોધક જૂના અને પરિચિત તત્ત્વોના સરવાળા બાદબાકીમાંથી નવીન સર્જન કરે છે. હંફી પૉટરને એંજીનનું ઢાંકણું ઉઘાડ-વાસ કરવું પડતું હતું; એ ક્રિયા એની મેળે થાય તે માટે એણે ઢાંકણા સાથે સળિયાને જોડ્યો. આ સળિયો ઉમેરવાથી તેને કાર્યમાંથી છૂટી મળી ગઈ. એ જ પ્રમાણે પંપીગ એંજીનને રેલ્વે વેગન ઉપર ગોઠવવાથી રેલ્વેનું ગતિ કરે તેવું એંજીન બને છે; એ જ પ્રમાણે ગાડીમાં ગેસ એંજીન ગોઠવવાથી અને ગેસ એંજીનમાં ગેસને બદલે પેટ્રોલની વરાળનો ઉપયોગ કરવાથી મોટરકાર બની જાય છે. હોલ્ડરની સાથે જ શાહીનો ખડીયો જોડી દેવાથી ફાઉન્ટનપેન બને છે. ભૂમિતિના સિદ્ધાંતો આગલા સિદ્ધાંતો ઉપર જ નિર્ભર હોય છે.

આ પ્રમાણે બે સીધી લીટીના સંમિલનથી પાસેના ખૂણાનો સરવાળો ૧૮૦° અંશ બને છે. એ ઉપરની સીધી લીટીને આ પ્રમાણે લંબાવશો એટલે ઉપરના જ સિદ્ધાંતને આધારે સામસામા ખૂણા સરખા બનશે. આ પ્રમાણે વૈજ્ઞાનિક શોધ કરનાર જૂનાં તત્ત્વોની નવેસર ગોઠવણી કરીને નૂતન રચનાનું નિર્માણ કરે છે. આ નિર્માણમાં પૃથક્કરણ, સંયોગીકરણના જ મનોવ્યાપારો કાર્ય કરી રહેલા હોય છે. સામાન્ય જનોનાં ચિત્તો સદા બનતી આવેલી વસ્તુનો સ્વીકાર કરીને જ સંતોષ માને છે; અસાધારણ મનુષ્યોનાં ચિત્ત પરિચિત વસ્તુઓમાંથી ભિન્ન ભિન્ન અંશો જુદા પાડે છે અને બુદ્ધિપૂર્વક તેમાનાં કેટલાક અંશોનું સંયોગીકરણ કરે છે. ઉપર આપેલાં દૃષ્ટાંતોમાં આપણે આ ક્રિયા જોઈ શકીએ છીએ.

---

* નૂતનશિક્ષણના માર્ચ ૧૯૪૨ના અંકના પા. ૨૫૭થી ચાલુ. આગલા બે હપતા ફેબ્રુઆરી ને માર્ચના અંકમાં પ્રગટ થયા છે.

જેને આપણે તર્ક [ reasoning ] કહીએ છીએ એ પણ વૈજ્ઞાનિક વિચારણાનો એક પ્રકાર છે. કોઈ પણ પ્રશ્નનું કલ્પનાત્મક નિરાકરણ કરવું એટલે તર્ક કરવો. એટલે જ તર્કની એક વ્યાખ્યા એમ પણ આપવામાં આવે છે કે તર્ક કરવો એટલે કલ્પનાના પ્રદેશમાં પ્રયોગ કરવો. *

કેટલાંક દૃષ્ટાંતોથી આ સ્પષ્ટ થશે.

(૧) શેઠ શેઠાણી મણમણિયા,
છોકરાં બે અધમણિયા.
હોડી ઝીલે મણનો ભાર,
તેને ઉતારો પેલે પાર.

જો કોઈનો વિચાર આ ચારેને પેલે પાર ઉતારવાનો હોય તો તે ઘરમાં બેઠા બેઠા વિચાર કરીને એવો રસ્તો શોધી કાઢે કે જેથી એ સર્વ પેલે પાર જાય; પરંતુ જે મનુષ્યમાં બુદ્ધિ તદ્દન ઓછી હોય તે નદી ઉપર જઈને હોડીમાં ઉતારુઓને બેસાડીને કેટલાક પ્રયોગો કર્યા પછી જ કાર્ય બજાવી શકે.

(૨) એજ પ્રમાણે નંદલાલને રજામાં કચ્છ-ભુજમાં, કરાંચીમાં અને અમદાવાદમાં રહેવાનું આમંત્રણ છે. જો તે દરિયો ઓળંગે તો તેની તબિયત બગડી જાય, જો તે સમુદ્ર કાંઠે વસે તો તેને દમ થઈ આવે છે, તો હવે તેણે કયે શહેર વસવું? આનો ઉત્તર શોધવા કોઈ અલ્પ બુદ્ધિવાળા મનુષ્યને ત્રણેય સ્થળે જવું પડે અને અનુભવથી જ નક્કી કરવું પડે કે નંદલાલને અમદાવાદ ફાવશે.

તર્ક કરનાર મનુષ્ય એ ત્રણેય સ્થળે ગયા વિના કલ્પનામાં એ સ્થળે જઈ આવે છે અને નક્કી કરે છે કે નંદલાલને અમદાવાદ ફાવશે.

(૩) કિશોર પાસે ૮ શેર ઘી છે. તેની પાસે ૩, ૫ અને ૮ શેર ઘી શમાય તેવાં વાસણ છે; તો એ ત્રણ વાસણોની સહાયથી એ ઘીના સરખા ભાગ પાડી આપો.

(૪) એક વર્ગમાં ૩૦ વિદ્યાર્થીઓ છે. તેમાંથી ૮ વિદ્યાર્થીઓ સંસ્કૃત અને અંગ્રેજીનો અભ્યાસ કરતા નથી, અને બાકીનામાંથી ૧૮ અને ૧૬ અનુક્રમે અંગ્રેજી અને સંસ્કૃતનો અભ્યાસ કરે છે; તો બન્ને વિષયનો અભ્યાસ કરનારા કેટલા હશે?

ઉપરના બન્ને દૃષ્ટાંતોમાં આપણે પ્રયોગ કરીને ઉત્તર શોધી શકીએ; અથવા મનમાં એ જ પ્રયોગ કરીને ઉત્તર શોધી શકીએ છીએ.

### લલિત સર્જન

વૈજ્ઞાનિક વિચારણાનો હેતુ અત્યંત વ્યવહારિક હોય છે. જે હેતુ માટે પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી અથવા રસાયણશાસ્ત્રી અથવા યંત્રવિશારદ શોધખોળ કરતો હોય અથવા વિચારણા કરતો હોય તે હેતુ સિદ્ધ થાય ત્યાં સુધી જ તે તેમાં ચિત્ત પરોવે છે; એ સર્વને એમાં હેતુ પૂરતો રસ છે. પરંતુ સર્જનનો એક એવો પ્રદેશ છે કે જેમાં માત્ર વ્યવહારમાં સિદ્ધિ મેળવીને જ વિચાર અટકતો નથી; હેતુસિદ્ધિએ ધ્યેય નથી બનતું, પરંતુ જે પૃથક્કરણ, સંયોગીકરણ આદિ જે મનોવ્યાપારદ્વારા એ હેતુ સિદ્ધ થાય છે તે મનોવ્યાપારની સંપૂર્ણતા એ ધ્યેય બની જાય છે. ચિત્રકાર પ્રાકૃતિક દૃશ્યની માત્ર આબેહુબ નકલ કરીને સંતોષ માનતો નથી; પરંતુ તેના ચિત્રમાં જે સંવેદનો, જે ભાવો એ દૃશ્યની કલ્પનાથી જાગ્રત થયા હતા તે ભાવો ચિત્રમાં એ વ્યક્ત કરવા માગે છે. એ જ પ્રમાણે કવિને કે નવલકથાકારને જે કહેવાનું હોય છે તે માત્ર કહી નાખીને જ સંતોષ થતો નથી; એ કથનની રીત પણ ધ્યેય બની રહે છે; કથનની રીતને સંપૂર્ણતાએ પહોંચાડવી એ પણ એમનું લક્ષ્ય હોય છે.

---

* To reason is to perform an ideal experiment.

કથનની અથવા ચિત્રાલેખનની રીતને સંપૂર્ણતાએ પહોંચાડવી એટલે પૃથક્કરણ, સંયોગીકરણ, ભેદ અને સામ્ય દર્શનના મનોવ્યાપારોને પૂર્ણતાએ પહોંચાડવાં.

સાહિત્યમાં આલેખાયલું પાત્ર કોઈ જીવન્ત પાત્રનો આબેહુબ ફોટોગ્રાફ નથી હોતો; વિવિધ અનુભવોમાંથી પૃથક પૃથક સંવેદનોને એક પાત્રમાં તે સંયોજિત કરે છે; એટલે કે તે પૃથક્કરણ અને સંયોગીકરણના મનોવ્યાપાર કરે છે; તેમ કરવા પાછળ તેનો હેતુ કોઈ વ્યાવહારિક ધ્યેય સાધવાનો હોતો નથી પરંતુ એ વ્યાપારોદ્વારા ચિત્તને માનસિક આનંદ આપવાનો હોય છે.

આ ઉપરાંત એક બીજો ભેદ પણ ધ્યાન ખેંચે તેવો છે. યંત્રવિશારદ અથવા વૈજ્ઞાનિક ભૌતિક નિયમોને વશ રહીને પોતાની કૃતિનું સર્જન કરે છે.

કલાકાર પણ નિયમોને આધીન રહીને વર્તે છે; પરંતુ એ નિયમો ભૌતિક સૃષ્ટિની માફક બહારના નિયમો નહિ પણ કલાના જ નિયમો હોય છે. કલાના નિયમો સુસંગતા અને વાસ્તવિકતા–અવિરોધનો* સ્વીકાર દરેક કલાકારને કરવો પડે છે. વૈજ્ઞાનિકો અને કલાકારો પોતાના પ્રદેશોમાં ભિન્ન સૃષ્ટિના નિયમો સ્વીકારે છે; એટલું જ નહિ પરંતુ એ ઉપરાંત પણ એમાં એક ફેર છે. વૈજ્ઞાનિકો અથવા યંત્રવિશારદો ભૌતિક જગતના નિયમોનો ભંગ કરવાથી કોઈ કૃતિ અથવા સર્જન કરી શકતા નથી; તેમને તે નિયમોને અધીન રહે જ છૂટકો છે. પરંતુ કલાકારો પોતે સ્વીકારેલા નિયમો–સુસંગતતા અને વાસ્તવિકતા–અવિરોધનો ઉપયોગ યથેચ્છ કરી શકે છે; નિયમોમાં ફેરફાર કરીને કૃતિ એ રચી શકે છે; એમાં ફેરફાર કરવાથી કૃતિ અશક્ય બનતી નથી. જ્યારે કોઈ કલાકાર વાસ્તવિકતાથી અતિ દૂર જાય છે ત્યારે એની કૃતિમાં કલ્પનાના વિહારને બદલે તરંગવિહાર હોય છે, અને એ કૃતિ અધમ પ્રકારની બને છે.

શિક્ષણની દૃષ્ટિએ વિચારણા સંબંધી એકાદ પ્રશ્ન વિચારીએ. શોધકબુદ્ધિ અને તર્કનો આપણે કઈ રીતે વિકાસ સાધી શકીએ? કઈ રીતે જીવનમાં મહત્વનો ભાગ ભજવતા આ તત્ત્વોને શાળામાં પુષ્ટિ આપી શકીએ? આ પ્રકરણમાં આપણે જોયું છે કે જ્ઞાન અને ક્રિયા બન્ને એકબીજા સાથે સંકળાયલાં છે; તેમજ પ્રત્યક્ષ અથવા કાલ્પનિક બન્ને વિચારણામાં એક જ મનોવ્યાપાર કાર્ય કરે છે; વળી તર્ક એટલે કાલ્પનિક ભૂમિકા ઉપર ક્રિયા કરવી, પ્રયોગ કરવો તે છે; એટલે આ ઉચ્ચ ક્રિયાઓના પાયામાં કોઈ પણ પ્રકારની ક્રિયા રહેલી છે; ક્રિયાદ્વારા શિક્ષણથી આ પ્રકરણનો પ્રારંભ કર્યો હતો અને સર્વવ્યાપારોનું અવલોકન કરીને આ પ્રકરણને અંતે પણ આપણે એ જ સિદ્ધાંત ઉપર આવીએ છીએ આજે પુસ્તકીયા જ્ઞાનમાં આપણે ક્રિયાને જ્ઞાનથી તદ્દન વિમુખ કરી દીધી છે, અને તેથી એ શિક્ષણ વાંઝીયું નીવડે છે એ સાચી ફરિયાદ આપણે સાંભળવી પડે છે. ગણિત, ભૂગોળ, પદાર્થવિજ્ઞાન, રસાયણ આદિ વિષયોમાં આ સિદ્ધાંતોને સફળ શિક્ષકોએ આચારમાં મૂકેલા છે. એ સિદ્ધાંતો જેમ વ્યવહારમાં વિશેષ ઉતારવામાં આવશે તેમ શિક્ષણ વધારે ફળદાયી થશે.

કલ્પનાને અને તરંગને શો સંબંધ છે અને જીવનમાં તેમનું શું સ્થાન છે એ અન્ય સ્થળે વિચારવામાં આવ્યું છે.

---

* Consistency અને Congruity with reality.

卐

# બાળઅવલોકનની અનિવાર્ય શરતો

શ્રી. હરભાઈ ત્રિવેદી
આચાર્ય • ઘરશાળા • ભાવનગર

બાળઅવલોકનનો મહિમા શિક્ષણની દુનિયામાં વધતો ચાલ્યો છે. જ્યારથી મૉન્ટીસોરી પદ્ધતિ ઉપર બાળ-શિક્ષણની પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારથી કોઈ પણ બાળ-શાળા બાળકના શાસ્ત્રીય અવલોકન ઉપર ચલાવવી જોઈએ તેવો આગ્રહ જરૂરનો પણ છે.

બાળકનું શાસ્ત્રીય અવલોકન કરવાની શક્તિ જ્યાં સુધી શિક્ષક પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધી બાળશિક્ષણનું કાર્ય વૈજ્ઞાનિક ઢબે ચાલે નહિ. અવલોકનનો મહિમા એટલા માટે જ આપણે સ્વીકારવો જોઈએ. જે શિક્ષકને બાળકનું અવલોકન કરવું છે તે શિક્ષક પાસે બાળ મનોવિજ્ઞાનનું ઊંડું જ્ઞાન અપેક્ષિત રહે છે. કમનસીબે આવા બાળ-શિક્ષકો મોટી સંખ્યામાં સાંપડવા આજે મુશ્કેલ છે. વળી બાળશિક્ષણની દુનિયા કોઈ સામાજિક મોભો ધરાવતી નથી તથા આર્થિક દૃષ્ટિએ પણ દરિદ્રી રહેલી છે એટલે તેજસ્વી અને પ્રતિભાવાન શિક્ષકો બાળશિક્ષણના કાર્યમાં ઝંપલાવતા નથી. આનું અનિવાર્ય પરિણામ એ આવ્યું છે કે બાળશિક્ષણનો મહિમા જરૂર વધ્યો છે પણ તેનો વ્યવહાર તો એટલો જ નબળો રહ્યો છે જ્યાં સુધી સામાજિક અને આર્થિક દૃષ્ટિએ શિક્ષકનો મોભો ઊંચો આવે નહિ ત્યાં સુધી આ પરિસ્થિતિ રહેવાની જ છે. એટલા માટે આજની ખરી જરૂરિયાત બાળશિક્ષણમાં કામ કરતા બાળશિક્ષકને કેટલીક ચોક્કસ બાબતો તત્કાળ આપી દેવાની છે. બાળશિક્ષક એને શ્રદ્ધાથી સ્વીકારે છે અને બાળ-શિક્ષણનું કાર્ય બને તેટલા પ્રમાણમાં તેજસ્વી બનાવવાના પ્રયત્નો કરે છે. એ આપણે માટે શુભ ચિહ્ન છે. એવા બાળશિક્ષકને ઉપયોગમાં આવે તેટલા સારૂ બાળઅવલોકનની થોડી અનિવાર્યતાઓ અહિં રજૂ કરીએ છીએ.

વર્ગમાં આપણી સમક્ષ કલાકો સુધી બેસીને ભક્તિભાવે ભણી રહેલું બાળક એક જીવતું જાગતું સામાજિક પ્રાણી છે એ બાળઅવલોકનની પહેલી અને અતિ મહત્ત્વની શરત છે દરેક જીવન્ત આત્મા પોતાનો વિકાસ સાધવા અનેક પ્રકારની મથામણો કરી રહ્યો હોય છે. આ મથામણો વ્યક્તિગત હોવા છતાં જે સમાજમાં એ જીવે છે તે સમાજની સાથે એનો ઘનિષ્ઠ સંબંધ હોય છે. વિકાસ માટે ફાંફાં મારી રહેલું બાળક કોઈપણ પ્રકારના વ્યક્તિગત વર્તનનું દર્શન કરાવે ત્યારે એ તો કેવળ વ્યક્તિ સ્વાતંત્ર્યની જ હિમાયત કરે છે અને પોતે સમાજનું એક વિશિષ્ટ અંગ છે એ ભૂલી જાય છે એમ માનવું ભૂલભરેલું છે. હજારો વર્ષોની પ્રણાલિકામાં ઊછરતું આવેલું બાળમાનવી પોતાના સામાજિક વારસાને ખોઈ દેવાને માટે તૈયાર હોતું નથી. હજારો અને લાખો વર્ષોની મથામણો પછી એણે સામાજિકતા પ્રાપ્ત કરી છે. એ સામાજિકતા છોડવા માટે એનો આત્મા કોઈ પણ રીતે તૈયાર નથી હોતો. આગળ વધીને એમ પણ કહી શકાય કે આજનો મનુષ્યબાળ વૈયક્તિક જીવન જીવે છે તેના કરતાં અતિ ઘણું વધારે સામાજિક જીવન જીવે છે. બાળકનું અવલોકન કરતી વખતે આ સત્યને સૌથી પહેલું નજર સમક્ષ રાખવું ઘટે છે.

બાળક પોતાની સાથે અનેક પ્રકારની પ્રાથમિક વૃત્તિઓ લઈને જન્મેલું હોય છે એ હકીકત પણ શિક્ષકે સંભાળપૂર્વક યાદ રાખવાની જરૂર છે. બાળક ઘરના વાતાવરણમાં ઊછરતું ઊછરતું બુદ્ધિના શિક્ષણ માટે

શાળામાં આવે છે, ભિન્ન ભિન્ન ઘરોમાં ઉછેરનું વાતાવરણ ભિન્ન ભિન્ન હોય છે. બાળકની પ્રાથમિક વૃત્તિઓ એટલા માટે જ કાંતો તેની તે જ સ્થિતિમાં પડેલી હોય છે, કાંતો વિકાસને પંથે શરૂઆત સાધેલી હોય છે. અને કાંતો આડે માર્ગે ચાલવાના પગલાં મંડાઈ ચૂક્યાં હોય છે. બાળશિક્ષકને એની સાચી ખબર પડે એ પહેલાં એવું એણે ઝીણવટથી અવલોકન કરવાનું રહે છે. આવી પ્રાથમિક સંખ્યા ઘણી મોટી હોય છે પરંતુ બાળશિક્ષકના માર્ગદર્શન સારૂ એવી થોડીએક વૃત્તિ જાણી લેવાની જરૂર રહે છે. આવી પ્રમુખ પ્રાથમિક વૃત્તિઓમાં આપણે આટલીને વિશિષ્ટ સ્થાન આપી શકીએ.

૧. ક્ષુધાવૃતિ, ૨. કામવૃતિ, ૩. પરિગ્રહવૃતિ, ૪. અહંવૃતિ, ૫. વ્યકિતસન્માનવૃતિ. જે વૃતિઓ અતિ બળવાન હોય છે તે પોતાનો માર્ગ વહેલો શરૂ કરે છે. ઉપર ગણાવેલી વૃતિઓને યોગ્ય માર્ગે વાળવાના પ્રયત્નો કરવામાં આવે નહિ તો તે પોતપોતાના સ્વતંત્ર માર્ગો શોધી કાઢે છે. કમનસીબે આ વૃતિઓ અને તેના વેગનું ઘણું મોટું અજ્ઞાન આજના સમાજમાં અને શિક્ષકોમાં પ્રવર્તે છે. બાળશિક્ષકે બાળકના સૂક્ષ્મ અવલોકનથી આ વૃતિના પ્રવાહને નિહાળવાના રહે છે. એનું બારીક નિરીક્ષણ કોઈ અવનવીન સૃષ્ટિ શિક્ષકની પાસે ઉઘાડે છે. બાળકના સમગ્ર જીવન ઉપર અને તેના અભ્યાસ ઉપર એ નવો પ્રકાશ નાખે છે.

બાળક શાળામાં ભણવા આવે છે ત્યારે ચિત્રવિચિત્ર વર્તન કરતું દેખાય છે. કોઈ ક્રિયા સાહજિક હોય છે કોઈ સ્વપ્રેરિત હોય છે તો કોઈ ક્રિયા પરપ્રેરિત હોય છે. પણ જેવી જડ દેખાતી ક્રિયા પણ કોઈ એકાદ આવેગની અથવા તો બહારના કોઈ ઉત્તેજનની પ્રતિક્રિયા હોય છે. બાળક હરહંમેશ જે વાતનું વર્તન દાખવે છે તેની પાછળ કોઈ હેતુ રહેલો છે એવું આજ દિન સુધી આપણને સમજાયું નથી. એની ઘણી ક્રિયાઓ તો આપણને કારણવિહોણી જ લાગી છે. બાળ અવલોકન કરનાર શિક્ષકે પોતાના મનમાંથી આ માન્યતા દૂર કરી નાખવી ઘટે છે. બાળકની નાનીમોટી દરેક ક્રિયાના મૂળમાં કોઈ પણ એક આવેગનો ધક્કો રહેલો હોય છે. એ આવેગજન્ય ધક્કાને આપણે એની ક્રિયાનું કારણ કહીશું. આપણને એવા કારણની આજ દિન સુધી ખબર નથી પડી પરંતુ હવે એને જાણી લીધા વિના છૂટકો નથી એ હેતુ જાણી લઈએ નહિ તો બાળકને આપણે અન્યાય કરીએ છીએ. એક વખત આપણે એટલું જરૂર સમજી લઈએ કે તેની કોઈ પણ ક્રિયા હેતુવિહોણી નથી. આટલી સમજણ આપણી પાસે આવી જાય એટલે પછી હેતુ શોધી કાઢવાનું કામ જ બાકી રહે છે. વૈજ્ઞાનિક રીતે અવલોકન કરનાર શિક્ષક એવો હેતુ શોધી કાઢવામાં પણ સફળ થયા વિના રહેતો નથી

બાળકનું અવલોકન કરવા બેસનાર શિક્ષકે બાળક તરફ સહાનુભૂતિ અને પ્રેમ કેળવી લેવા એ તો એની પ્રાથમિક જરૂરિયાત છે. જેમ કોઈ પણ શુભ પરિણામ લાવનારી ક્રિયા પાછળ લાગણી અને શુભેચ્છાની અપેક્ષા રહે છે તેમજ બાળઅવલોકનની ક્રિયાને પણ સહાનુભૂતિ અને સ્નેહની ભૂમિકાની અપેક્ષા રહે છે. એવી ભૂમિકા ન હોય તો અવલોકનનું કામ શક્ય બનતું નથી. આપણે શિક્ષકોએ સ્નેહ અને સહાનુભૂતિની વાતો આજ દિન સુધી કર્યા કરી છે એ વાતોને હવે વ્યવહારમાં ઉતારવી હોય તો તેમ કરવા માટે શિક્ષકે શાંતિ અને ધીરજ કેળવવી પડશે તથા જરૂરી સંયમ કેળવવો પડશે આજના શિક્ષકમાં સૌથી વધારે ખૂટતી વસ્તુ તે એ છે. જ્યાંસુધી સ્નેહાળ અને સહાનુભૂતિભરી દૃષ્ટિ શિક્ષક કેળવી શકે નહિ ત્યાંસુધી શાસ્ત્રીય અવલોકનના કાર્યમાં એણે પડવું નહિ એ વધારે વાજબી લેખાશે.

આજના શિક્ષકને બાળકનું કોઈ પણ વર્તન જોઈને એકાદ ઈરાદાનું આરોપણ કરવાની બૂરી ટેવ પડેલી હોય છે. અવલોકન કરતી વખતે મનમાં કેવળ તટસ્થ ભાવ રાખવો એ ભારે કઠિન કામ છે. તેમ થઈ

શકે તો ઉત્તમ. પરંતુ આજનો બાળ-શિક્ષક એવી તટસ્થ વૃત્તિ ધરાવવાની શક્તિ ન કેળવી શક્યો હોય તોપે બાળકનું કોઈ પણ વર્તન જોઈને અનુમાન બાંધતાં પહેલાં ખામોશ પકડે એ તો અત્યંત જરૂરનું છે. આજની શિક્ષકની દુનિયામાં દૃષ્ટિ નાખતાં માલૂમ પડે છે કે અભિપ્રાયો બાંધી લેવાનું અને ઈરાદાઓ આરોપિત કરવાનું કામ ઘણા વેગથી ચાલી રહ્યું છે, બાળકના ક્રિયા પામતાં મૂળમાં કોઈ એક હેતુ રહેલો છે તેનો નિર્દેશ તો આપણે ઉપર કરી ગયા. પરંતુ એ હેતુ કયો છે તે શોધી કાઢવાનું કામ સહેલું નથી. હેતુને હાથ કરીએ તે પહેલાં તો કેટલીએ સૂક્ષ્મ અવલોકનની ક્રિયામાંથી તેમ જ કેટલાંયે મંથનોમાંથી પસાર થવું પડે છે ત્યાર પછી પણ જે હેતુ હાથ લાગે તે પ્રસ્તુત ક્રિયા માટે સાચો જ છે તેમ પણ માની લઈ શકાય નહિ. હેતુશુદ્ધિની કસોટી બાળક પરત્વે શિક્ષકે નક્કી કરવી પડે છે. એની કસોટીના ધોરણો બાળ-અવલોકનનાં મહત્ત્વનાં અંગો બની રહેવાં જોઈએ. એમ ન થાય તો હેતુ અને ઈરાદા વચ્ચેનો સૂક્ષ્મ ભેદ શિક્ષક પારખી શકે નહિ. ક્રિયાના હેતુનું શોધન બાળશિક્ષકને વૈજ્ઞાનિક અને શુદ્ધ બનાવે છે. જ્યારે ઈરાદાનું આરોપણ અવલોકનના કાર્યને કલુષિત બનાવે છે.

# શિક્ષક અને શિક્ષણ

મિસ સુલભા પનાંદિકર
સેકન્ડરી ટ્રેઈનીંગ કોલેજ · મુંબઈ

## [ ૧ ]
## શિક્ષણ—એક ધંધો

બર્ટ્રાન્ડ રસેલ કહે છે કે "નૂતન સમાજની શિક્ષણ એક ચાવી છે." હાલના જમાનાના લોકો શિક્ષણાભિજ્ઞ થઈ ગયા છે. અને જાહેરજીવનમાં પણ આગેવાન એવા લોકો શક્ય એવા બધા પ્રસંગે બીજા કોઈ પણ વિષયમાં ભાગ્યે જ માલૂમ પડતી સ્વતંત્રતાથી તેમ જ નિશ્ચલતાથી શિક્ષણ વિશે પોતાના અભિપ્રાયો રજૂ કરતા આપણે જોઈએ છીએ. બીજા કોઈ પણ વિષય કરતાં શિક્ષણ વિશે અનેક વિચારયુક્ત તથા અર્થહીન ચર્ચાઓ થઈ છે, તેમ જ લખાણો લખાયાં છે. શિક્ષણના ઉદ્દેશ અને આદર્શ વિશે, બાળકોને ભવિષ્યના શહેરી બનાવવા વિશે, બાળસ્વભાવ અને તેની જરૂરિયાત વિશે, સમાજ અને તેની જરૂરિયાતો વિશે, શીખવવાના વિષયો વિશે, તેમ જ તે શીખવવાની પદ્ધતિ વગેરે, વિશે આપણે ઘણું વાંચીએ તથા સાંભળીએ છીએ. પરંતુ આ બધી અભ્યાસપૂર્ણ ચર્ચામાં શિક્ષણદાતા શિક્ષકનું તો આપણે સૂચન માત્ર પણ કરતા નથી. શિક્ષણના સિદ્ધાંતોની ચોપડીઓમાં શિક્ષકને વિશે તો ભાગ્યે જ થોડાંએક પાનાં રોકવામાં આવ્યાં હોય છે. છતાં શિક્ષણના આદર્શો જેટલી જ તેમની પણ અગત્ય તો અવશ્ય છે જ કારણ કે તેણે તે આદર્શો રજૂ કરવાનાં છે; જે બાળકો આ આદર્શો જીવનમાં ઉતારવાનાં છે તેમનાં કરતાં પણ શિક્ષકની અગત્ય ઓછી નથી કેમકે તેઓ તેમને માર્ગદર્શન કરાવવાના છે; વળી શિક્ષણપદ્ધતિઓથી પણ તેમનું મહત્ત્વ ઓછું નથી કેમકે તેનો ઉપયોગ પણ શિક્ષકોને જ કરવાનો છે. પરંતુ શિક્ષણના સિદ્ધાંતો અને મુદ્દાઓ વિશેની હરેક ચર્ચામાં શિક્ષક, તેનું કાર્ય, તેનાં લક્ષણો, મુશ્કેલીઓ તથા ઉલ્લાસો આગળ ધરવા માટેનો સમય હવે ક્યારનોયે આવી પહોંચ્યો છે; માટે જ આ વ્યાખ્યાનમાળાનો મુખ્ય વિષય 'શિક્ષક અને શિક્ષણ' રાખવામાં આવ્યો છે.

મારી આ પ્રથમ વાતચીતનો વિષય 'શિક્ષણ'-એક ધંધો [ Teaching as a Profession ] એ છે. અનેક વાર શિક્ષણ એક જાતનો વ્યવસાય [ vocation ] છે એમ કહેવામાં આવે છે. અનેક કારણોથી આ માન્યતા અયોગ્ય અને જોખમકારક છે. બંને શબ્દો વચ્ચે એક મુખ્ય ભેદ એ છે કે વ્યવસાય એ એવો ધંધો છે જે તરફ માણસ કુદરતી રીતે જ પોતાની કુદરતી શકિતઓ તેમજ પસંદગીથી આકર્ષાય છે; જ્યારે ધંધા માટે તો રીતસરની બુદ્ધિની કેળવણી જરૂરી છે; અને એવી કેળવણીની જરૂર છે એવા ધંધાઓ માટે જ તે નામ યોગ્ય કહેવાય. એક સમય એવો હતો કે જ્યારે શિક્ષણ માટે તાલીમ કે ધંધાર્થી કેળવણીની આવશ્યકતા

---

* મુંબઈના ઓલ ઇન્ડિયા રેડિયો સ્ટેશનથી Teachers' Refresher Course એ શિર્ષક હેઠળ કેટલાક વાર્તાલાપની યોજનાઓ થઈ હતી. મુંબઈના ઓલ ઇન્ડિયા રેડિયો સ્ટેશનના ડિરેકટર તેમજ વ્યાખ્યાતાઓના સૌજન્યથી એમાંના કેટલાક વાર્તાલાપના અનુવાદ પ્રગટ કરવાની પરવાનગી અમને મળી છે. માર્ચ ૧૯૪૮ના અંકમાં મુંબઈના વિદ્યાધિકારી મિ. એસ. એન. મૂસનું માંગલિક પ્રવચન છાપ્યું હતું. આ અંકમાં મિસ પનાન્દિકરના વાર્તાલાપનો પહેલો હપતો છાપ્યો છે. બીજા હવે પછી ક્રમશઃ છપાશે.

અને તે સમયે વૈદક, કાયદો, તત્ત્વજ્ઞાન એ જ્ઞાનસમૃદ્ધ ધંધાઓ લેખાતા. પરંતુ હવે આપણને સમજાયુ કે શિક્ષકના ધધા માટે પણ ખાસ તાલીમ અને વિશિષ્ટ પ્રકારના ઊંડા જ્ઞાનની જરૂર છે અને આ અર્થમા તો તે પણ વૈદક, કાયદો કે તત્ત્વજ્ઞાન જેવો જ ધધો થઈ પડયો છે.

શિક્ષણને વ્યવસાય તરીકે ન ઓળખવાનુ બીજુ પણ એક કારણ છે. હમેશા કોઈ પણ ઉત્સાહી વક્તા કે લેખક જ્યારે કેળવણી વિશેના તેમના વિચારો દર્શાવે છે ત્યારે જેની પાછળ કોઈ પારલૌકિક તત્ત્વ કામ કરી રહ્યુ હોય, જેની પાછળ કોઈ પોતાની જિંદગી અર્પણ કરી દેતું હોય એવા કોઈ ઉમદા કાર્ય કે વ્યવસાય [ a noble calling ] તરીકે વર્ણવે છે જો કે દેખીતી રીતે આ કથન પ્રશસાત્મક લાગે છે છતાં ઉચ્ચતર ભાવનાઓ સાથેના સબધને લીધે એ શબ્દે કેળવણીના કાર્યને લાભ કરતા ગેરલાભ જ વિશેષ કર્યો છે. આ પ્રમાણે થયેલા શબ્દના ઉપયોગથી ખરા દિલની નહિ પણ માત્ર સગવડ ખાતર ઉત્પન્ન કરેલી, શિક્ષક તથા જનસમુદાયને દેખતી આખે પાટા બધાવે એવી એ વધુ પડતી પ્રશસા કહેવાય. જ્યારે કોઈ શિક્ષકના કાર્યના અલૌકિક સ્વરૂપને વધુ પડતા ભારથી વર્ણવવામા આવે ત્યારે તો તે શિક્ષણકાર્યનો પ્રત્યુપકાર-બદલો લૌકિક [ material ] નહિ પણ અલૌકિક [ spiritual ] છે એમ સૂક્ષ્મ રીતે સૂચવવાનો પ્રયત્ન થાય છે. જનસમુદાય તરફથી મળતો સ્થૂળ પ્રત્યુપકાર અપમાનજનક તથા હીન છે એમ ખરેખર માનનાર વ્યક્તિઓના અંતરમાના નિરતર અવાજને શાત પાડવાનો આ એક પ્રયત્ન છે. એક વાત તો નિર્વિવાદ છે કે પોતાનું કાર્ય એક ઉમદા વ્યવસાય તરીકેનું છે એમ શિક્ષક પોતાની મેળે કદી કહેતો નથી એ તો માત્ર કોઈ રાજનીતિજ્ઞ કે જાહેર-વક્તા જ આપણી પાસે કબૂલ કરાવી શકે કે કેળવણી એક ઉમદા, અદ્ભુત વ્યવસાય છે, અને તેની પાછળ સૂક્ષ્મ પ્રત્યુપકારની ભાવના જ છુપાયલી છે. ઉમદા વ્યવસાય માટે પોતાની જિંદગી અર્પણ કરવા માટે જાહેર મચ ઉપરથી યુવાનોને આવાહન ને વિજ્ઞપ્તિ કરવામા આવે છે તે આપણે વધતી જતી અધીરાઈથી સાભળ્યુ છે હુ સ્વીકારુ છુ કે શિક્ષકના કાર્યમા કોઈ પારલૌકિક તત્ત્વ તો છે જ પરતુ શિક્ષકે શિક્ષણદ્વારા કરેલા કાર્યના બદલામા વાજબી રીતે તેને જે લૌકિક લાભો મળવા જોઇએ તેને શિક્ષણેના ક્ષેત્રમાથી બાતલ રાખવા સારુ જો તે તત્ત્વને આગળ કરવામા આવે તો કોઈ પણ સ્વમાનપ્રિય શિક્ષક તેનો સ્વાભાવિક રીતે અસ્વીકાર જ કરશે એટલે બીજા કોઈ અર્થમા નહિ પણ વૈદકશાસ્ત્ર કે કાયદાશાસ્ત્રની જેમ શિક્ષણ પણ એક પદ્ધતિસરનો ધધો જ ગણાવો જોઈએ. તેમાં વિશેષ જ્ઞાન તથા યોગ્ય તાલીમની જરૂર છે. વળી તે ધધો સ્વીકારનાર સૌ કોઈને સારી રીતે જીવનનિર્વાહ કરવાની સરળતા આપણે કરી આપવી જોઈએ. અલબત, કોઈ પણ ધધાની પસદગીમા માત્ર પોતાના ગુજરાનના સાધન તરીકેની શકયતાથી દોરવાવુ જોઈએ નહીં, પરતુ તે ધધાના આદર્શો અને પોતાની ખાસ વૃત્તિઓ પર આધાર રાખવો જોઈએ

દાખલા તરીકે તમે કોઈ ડૉકટરને પૂછો કે તમે એ ધધો શા માટે સ્વીકાર્યો, તો તે એ ધધા માટેનુ પોતાનું કુદરતી વલણ કે તે માટેની ઇચ્છા, સમાજમા ડૉકટરના સ્થાનની મહત્તા કે એ ધધામા થતી ઠીક ઠીક ઊપજ, વગેરે કારણો રજૂ કરશે. પરતુ જો તમે કોઈ શિક્ષકને પૂછશો કે તમે આ ધધો શા માટે સ્વીકાર્યો, તો પ્રમાણિક એવા લગભગ એંસી ટકા જેટલા શિક્ષકો તો જરૂર કહેશે કે તેઓએ શિક્ષક થવાનું જાણી જોઈને પસદ કીધુ નથી. પરતુ એ ધધામા તેઓ આવી પડયા છે અને હવે તેમનું માનસિક આળસ તેમને તેમા રોકી રાખે છે. કેળવણી એ કાઈ એવો મોહક વ્યવસાય નથી કે જેના સ્વપ્ના યુવાનો વિદ્યાર્થી-અવસ્થામાં જ સેવે. વળી કેળવણીના ધધાની પાછળ એવુ પણ ખાસ કાઈ આકર્ષણ રહ્યુ નથી કે જેના સ્વપ્નાં નવયુવાનો તથા યુવતીઓ પોતાના જીવનપર્યંતના કાર્ય તરીકે સેવે તેઓ તો સફળ સિવિલિયનો, રાજનીતિજ્ઞો, વકીલો, વગેરે થવાના સ્વપ્ના સેવે છે. અને જ્યારે તેમને માલૂમ પડે કે એ બધા ધધાના સૌ બારા પુરાઈ ગયા છે ત્યારે જ પોતાની દૃષ્ટિ શિક્ષણ તરફ તેઓ વાળે છે,

અહીં એક અનિષ્ટ વર્તુળ [ vicious circle ] દેખા દે છે. શિક્ષણના ધંધા પાછળ કાંઈ ખાસ સબળ આકર્ષણ નહિ હોવાથી વિદ્યાપીઠમાંથી નવા નીકળેલા ઉત્તમ કોટિના સ્નાતકોને તે આકર્ષાતો નથી. જો એવા કોઈ ઉચ્ચ કોટિના સ્નાતકો આ ધંધામાં મળી આવે તો તેઓ મોટે ભાગે બીજા કોઈ ધંધામાંથી અહીં ધસડાઈ આવેલા અને કોઈ પણ ઉત્સાહ વિના તેમાં પડી રહેલા માલૂમ પડશે. આવા બુદ્ધિશાળી માણસો જ્યાં સુધી આ ક્ષેત્રમાં સ્વેચ્છાપૂર્વક જોડાતા નથી ત્યાં સુધી તેનાં સ્થિતિ અને દરજ્જો સુધરતો નથી. શિક્ષણ એ બીજા કોઈ પણ ક્ષેત્રમાં સફળતા ન મેળવી શકે એવા મધ્યમ કોટિના લોકો માટેનો જ ધંધો ગણાવો ન જોઈએ. આ અનિષ્ટ વર્તુળ તોડવા માટે શિક્ષણ પ્રત્યે સાચી વલણવાળાં તથા પ્રથમ પંક્તિની શક્તિ ધરાવનારાં તથા આ ક્ષેત્રમાં તેમના પ્રવેશ તેમજ હાજરીથી જ એ ધંધાનો મરતબો સુધરે એવાં સ્ત્રીપુરુષોની આપણને જરૂર છે. આપણને સાયરિલ નોરવૂડની જરૂર છે, કે જેણે સ્વેચ્છાથી વિદ્યાપીઠના બધા જ બુદ્ધિશાળી સ્નાતકો ઇચ્છા રાખતા હોય એવા 'સિવિલ સર્વિસ' અને 'એડમિરલ્ટી' જેવા ધંધાનો 'આગર સ્કૂલ'માં શિક્ષક થવા માટે ત્યાગ કર્યો. રાષ્ટ્રીય હરિફાઈમાં મહત્ત્વની સિદ્ધિ મેળવી યોગ્ય રીતે કેળવણી પામી શિક્ષણના ધંધાને પસંદગી આપે એવા આ યુવાન જેવા સ્ત્રીપુરુષોની આપણને જરૂર છે.

શિક્ષણના ધંધામાં નોકરી માટેની કઈ કઈ શરતો આલેખાયલી છે ? આપણે સમજી શકીએ છીએ કે સ્નાતકો માટે માત્ર રૂ. ૪૫ થી ૧૨૦ સુધીનો પગાર ઘણો જ શરમ ઉપજાવે એવો છે. આટલું ઓછું વેતન પોતાનો વ્યવસાય જેવું જીવન માગે તે આપી શકે તેમ નથી. પોતાના ધંધાને અને પોતાને સંપૂર્ણ ન્યાય આપવા માગતા શિક્ષકે તો કોઈ પણ પ્રકારનાં વિઘ્નો કે ચિંતા વિના પોતાના કુટુંબનું પોષણ કરવા પૂરતું કમાવું જોઈએ. પોતે સંસ્કારી જીવન જીવવાને શક્તિમાન હોવો જોઈએ. તેની પાસે થોડાં પુસ્તકો ખરીદવાનાં સાધનો હોવાં જોઈએ; એક સરસ પુસ્તકાલય તથા એકાદ બે મંડળો સાથે સંબંધ હોવો જોઈએ. વળી ખાનગી વાચન માટે એકાદ બે કલાક તેને મળવા જોઈએ; તથા તેના આરામ તેમજ મનોરંજન માટેની પૂરતી સગવડો હોવી જોઈએ. અન્ય ધંધાદારીઓ સાથે સમાન સામાજિક દરજ્જાથી હળીમળી શકે એવી કોઈ મંડળી [ Club ]માં પણ જોડાવાને તેની પાસે સાધન હોવાં જોઈએ. રજાનો થોડો સમય વિવિધ સ્થળોનાં દૃશ્યો જોવા માટે મુસાફરીમાં પણ તેણે ગાળવો જોઈએ. આ કેવળ સગવડ ભર્યું જીવન જીવવા માટે જ જરૂરી નથી પણ શિક્ષકમાં જે ઉત્તમ તત્ત્વો છે તે ખીલવવા તથા તેને તે ધંધા માટે વિશેષ લાયક બનાવવા માટે પણ જરૂરી છે. આ જરૂરિયાતને પહોંચી વળવાને હાલના પગારોનું ધોરણ કેટલું ઊતરતું છે તેની ચર્ચા હું નહિ કરું. શિક્ષક તરીકે હૃદયપૂર્વકનું સારું કામ અને સંગઠિત ચળવળનું ચોક્કસ પરિણામ આવ્યા વિના રહેશે નહિ. ઈંગ્લંડમા છેલ્લા વિગ્રહ પછી કંઈક અંશે આવી ચળવળને પરિણામે શિક્ષકો પ્રત્યેની પોતાની ફરજનું જાહેર જનતાને ભાન થયું જેને પરિણામે શિક્ષકોના પગારમાં લગભગ ૭૫ ટકા જેટલો વધારો કરવામાં આવ્યો હતો.

હવે નોકરીના સ્થાયીપણાનો પ્રશ્ન લો. હોવી જોઈએ તેના કરતાં કાંઈ જુદા જ પ્રકારની પરિસ્થિતિ પ્રાંતની શાળાઓમાં જોવામાં આવે છે. નોકરી દરમિયાન એક વર્ષને અંતે ચેતવણી આપવામાં આવે છે અને એક વરસના સખત કાર્યથી તેણે રળેલા રજાના પગારથી સુદ્ધાં શિક્ષકને વંચિત રાખવામાં આવે છે. કેટલીકવાર તો કાંઈ પૂરતાં કારણ વિના એમને નોકરીમાંથી છૂટા કરવામાં આવે છે અને બીજી નોકરી મેળવવા માટે પૂરતો સમય મળે એટલી વહેલી ખબર પણ આપવામાં આવતી નથી. આ બધાં દૂષણો ઓછાં કરવા માટે શિક્ષકોનો સંયુક્ત પ્રયત્ન જરૂરી છે. આ ફરજ શિક્ષણસંઘોની છે. તેમણે થોડાંક ભાષણો, થોડીક વાદસભાઓ કે થોડીક ચર્ચાઓ ગોઠવવા પૂરતું જ અસ્તિત્વ ધરાવવું ન જોઈએ પરંતુ આ બધી ફરિયાદો ઓછી કરાવવા માટે અને જાહેરમાં શિક્ષકનો દરજ્જો ઊંચો લાવવાની પણ તેમની મહત્ત્વની ફરજ છે.

કામના કલાકોની બાબતમાં તો જો પગારનું ધોરણ સુધરે તો ચાલુ સમય માટે કાંઈ ફરિયાદ કરવાનું રહેતું નથી. હાલમાં તો શિક્ષકને પોતાના ખર્ચને પહોંચી વળવા માટે ખાનગી ટ્યૂશન કે પોતાની આવક વધારવાને એવું કોઈ બીજું કામ સ્વીકારવાની જરૂર રહેશે જ. તેથી જ એ સ્વાભાવિક રીતે એને જે ઈતર કાર્ય સોંપવામાં આવે છે તેની સામે વિરોધી વલણ બતાવે છે.

શિક્ષકોના મોટા વર્ગ માટે નોકરી દરમિયાન તેમનાં ભાવિ હિતો [prospects]માં પગારના ક્રમિક વધારાનો તથા નવા શિક્ષકોને જૂના શિક્ષકોની વધુ લાભદાયી જગાએ ચડાવવાના પ્રશ્નનો પણ સમાસ થાય. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ત્રીસ મદદનીશ શિક્ષકે એક વડો શિક્ષક હોય છે. એટલે ઘણા શિક્ષકોને શાળાના વડા થવાની તક મળશેજ નહિ. એટલે જો એ આશાઓ નિરાશામાં પરિણમવાની હોય તો એવો આદર્શ રાખવાની જરૂર હોવી ન જોઈએ. પોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વતંત્રતા, અને શાળાના સંચાલનમ પોતાનો અવાજ રજૂ કરવાની તક—એ દરેક શિક્ષકનો આદર્શ હોવો જોઈએ. સમજુ મુખ્ય શિક્ષક આ તક પોતાનાં મદદનીશોને આપ્યા વિના રહેતો નથી અને પોતાની જવાબદારી પોતાના સહશિક્ષકો સાથે સંયુક્ત બનાવે છે.

આ ધંધો કેવા પ્રકારનું કામ અને કેવા પ્રકારનું વલણ માગે છે? શિક્ષક પહેલાં તો પોતાના ખાસ વિષયમાં તીવ્ર રસ લેતો હોવો જોઈએ; અને બીજાઓની આગળ પોતાનો વિષય રજૂ કરવામાં તેથીએ વિશેષ રસ લેતો હોવો જોઈએ. શિક્ષક થવા ઇચ્છતા પુરુષમાં પોતાના વિચારો દર્શાવવાની શક્તિ, વાતચીતની શક્તિ ખૂબ ખીલેલી હોવી જોઈએ. વાતચીત ન કરી શકનાર માટે આ ધંધો નકામો છે. માનસશાસ્ત્રીય રીતે કહીએ તો શિક્ષકે અંતર્મુખી કરતાં બહિર્મુખી બનવાનું વધુ વલણ રાખવું જોઈએ. એ પ્રકારને ઓળખવાની વૂડવર્થની પ્રશ્નમાળાએ અનુસરતાં સારો શિક્ષક નીચેના પ્રશ્નોના જવાબ હકારમા આપવાને શકિતમાન હોવો જોઈએ. ૧ તમને લોકોના સમૂહમાં વાત કરવી ગમે છે? ૨. તમે હમેશાં બીજાઓને તમારા મતના બનાવવાના પ્રયતો કરો છો? ૩. તમને સ્નેહસંમેલનમાં આગળ પડતો ભાગ લેવાનું ગમે છે? ૪. તમે એકલા રહેવા કરતાં મંડળીમાં કાર્ય કરવું વિશેષ પસંદ કરો છો?

શિક્ષકની બૌદ્ધિક એષણા [craving]નું સામાજિક વલણ [social bias] હોવું જોઈએ. વિચારમાં તેમજ લોકોમાંના તેના રસનું એકીકરણ થવું જોઈએ, કે જેથી એક બીજાનો વિકાસ સાધવામાં ઉપયોગી બને. લોકોમાંના તેના રસે તેના વિચારો બહાર લાવવાની ઇચ્છા પ્રેરવી જોઈએ. આમ તેનો પોતાનો વિચાર સબળ બનાવવો જોઈએ. બીજી બાજુ વિચારમાંનો તેનો રસ લોકોમાંના રસમાં વિકસવો જોઈએ; કે જેથી વિચારોના વિનિમયથી તે વિચાર વધુ વિકસી શકે. શિક્ષકમાં સામાજિક કે બૌદ્ધિક વાતચીતનો સ્વાભાવિક ઉલ્લાસ જરૂરી છે. જે લોકોએ વિદ્યાર્થી જીવનમાં વાદસભાઓમાં ભાગ લીધો છે, જેમણે મિત્રમંડળમાં ચર્ચાઓ કીધી છે અને અનેક વિષયો ચર્ચ્યા છે તેવા જ માણસો સારા શિક્ષકો બની શકે.

શિક્ષકના ધંધાની બીજી જરૂરિયાત બીજાઓનાં વ્યકિતત્વમાં નિર્લેપ રસ છે. શિક્ષકનું કાર્ય કેવળ બૌદ્ધિક પ્રકારનું જ નથી. તેના હાથમાં યુવાન જનતા છે કે જે પોતાના વ્યકિતત્વને વિકસાવી ભવિષ્યના નાગરિકો બનનાર છે; પોતાના વ્યકિતત્વ વિકસાવવાના તેમના આ કાર્યમાં શિક્ષક મદદ કરે છે. તે પ્રત્યેક બાળકના બીજકમને પોષી વિકસાવી ફળરૂપ બનાવે છે; તથા બાળકમાં રહેલી ગુપ્ત શકિતને બહાર લાવે છે. જો શિક્ષક વિકસતા વ્યકિતત્વમાં રસ ન લે તો હોય તો આ ન બની શકે. બાળકોમાં સહાનુભૂતિભર્યો રસ તથા બાળકો માટેનો પ્રેમ એ શિક્ષણકાર્યની અનિવાર્ય શરતો છે. 'તેના વિષય માટેના સ્નેહે શિક્ષકને વર્ગમાં આણ્યો હશે, પણ બાળક માટેનો સ્નેહ જ ત્યાં કાયમને માટે રાખી શકશે.'

શિક્ષકનો ધંધો બીજા કોઈપણ ધંધા કરતાં વધારે સામાજિક છે. એમાં સામાજિક સંબંધોના આડાઅવળા પ્રવાહો વહે છે. પહેલાં તો શિક્ષકે વિદ્યાર્થી સાથેનો સંબંધ સ્થાપવાનો છે. આથી વિદ્યાર્થીઓનાં વાલી કે માબાપો સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધ સ્થપાય છે. પછી સાથીઓનો સંબંધ આ ધંધામાં ખાસ આગળ પડતો છે. આ ધંધામાં દરેક પ્રકારના સામાજિક સંપર્ક સ્થાપવાના છે તથા જાળવવાના છે. માટે જ શિક્ષકની સામાજિક વૃત્તિઓ પણ સબળ હોવી જોઈએ.

સામાજિક સંપર્કમાંથી—ખાસ કરીને વિદ્યાર્થીઓના ઊગતા માનસના બૌદ્ધિક અને નૈતિક સંપર્કમાંથી—એ ધંધાના ઉલ્લાસો ઉત્પન્ન થનારા છે. વિદ્યાર્થીઓના બૌદ્ધિક અને માનસિક જીવનમાં અસર ઉત્પન્ન કરે તેવો એ ઉલ્લાસ હોય છે. થોડી ઘણી પણ બૌદ્ધિક સફળતા શિક્ષક માટે શક્ય છે છતાં ન્યૂટન કે એડિસનના જેવો કેવળ બૌદ્ધિક ઉલ્લાસ શિક્ષક માટે શક્ય નથી. વિદ્યાર્થીના જીવનમાં અસર ઉત્પન્ન કરનાર હોવા ઉપરાંત શિક્ષક એક વ્યવહારુ માનસશાસ્ત્રી તેમ જ પોતાના ક્ષેત્રમાં સંશોધન કરતો એક અદના કાર્યકર્તા પણ છે.

પોતાના ધંધા માટે ખાસ પક્ષપાત ધરાવનાર શિક્ષકની જિંદગી, હાલ છે તે કરતાં વધુ સારી નોકરીની શરતો અસ્તિત્વમાં આવતાં, એક વાસ્તવિક સ્વહેતુસિદ્ધ–સાર્થક જિંદગી બની શકે છે. બીજા કોઇ પણ ધંધા માટે એટલા જ ભારપૂર્વક આમ ન કહી શકાય.

નૂતનશિક્ષણ સંઘ, સૂરતના આશ્રયે મળેલું

# બૃહદ્ ગૂજરાત આચાર્ય સંમેલન*

[ દિવસ : તા. ૧૩-૧૪-૧૫ ઑક્ટોબર ૧૯૪૧
સ્થળ : સાર્વજનિક હાઈસ્કૂલ, નાનપરા-સૂરત ]

[ ૪ ]

## અંગ્રેજીશિક્ષણનું આયોજન

શ્રી. બાપાલાલ વિ. દલાલ
એમ એ., ટી ડી
આચાર્ય · આર સી. હાઈસ્કૂલ · અમદાવાદ

આપણી માધ્યમિક શાળાઓમા અંગ્રેજીના શિક્ષણકાર્યના આયોજન વિશે બોલવાનું મને કહેવામા આવ્યુ છે મારે સદ્‌ભાગ્યે હું હાલ અંગ્રેજી શીખવુ છુ એટલે આ વિષયને યોગ્ય ન્યાય આપી શકીશ એમ હું માનું છુ ઇતિહાસ, ભૂગોળ ને વિજ્ઞાન જેવા વિષયો આપણે કેમ નથી ચર્ચતા એવા પ્રશ્ન કદાચ કોઈના મનમા ઉપસ્થિત થશે આનુ કારણ એ છે કે વર્ષપ્રતિવર્ષ આપણા વિદ્યાર્થીઓનુ અંગ્રેજીનું જ્ઞાન ઊતરતી કક્ષાનું બનતું જાય છે.

અંગ્રેજીશિક્ષણના આયોજનમા સૌથી પ્રથમ વિચાર આપણે યોગ્ય પાઠ્યપુસ્તકોની પસંદગીનો કરવાનો છે પુસ્તકોની પસંદગીનું કામ જરાય સહેલું નથી સારા પુસ્તકોની ખબર પણ કેટલાક આચાર્યોને પડતી નથી. આપણી શાળાઓમા વાપરવાલાયક સારા પાઠ્યપુસ્તકોની ભલામણ અમદાવાદની શાળાના આચાર્ય મિત્રોને હું અવારનવાર કરુ છુ કેટલીક વાર મારી સૂચનાઓનો સાર્વત્રિક સ્વીકાર થતો નથી તેથી જુદી જુદી શાળાઓમા જુદાં જુદા પુસ્તકો મુકરર થતા માલૂમ પડે છે

હુ પોતે તો શાળામા વાપરવાલાયક હોય એવા બધા સારા પાઠ્યપુસ્તકો એકઠા કરુ છુ અને શિક્ષકોને તેમના ઉપયોગ માટે સુપરત કરી દઉં છુ સરકારી શાળના આચાર્યોને પાઠ્યપુસ્તકોની પસંદગીમા ઝાઝી સ્વતત્રતા હોતી નથી. ઘણે ભાગે અમારે સરકારી નિરીક્ષકની પસંદગીને માન્ય રાખવી પડે છે આમ છતા જે પુસ્તકો અમને સારા લાગે તેની ભલામણ કરતા અમે આનાકાની કરતા નથી. પાઠ્યપુસ્તકો મુકરર કરવામા જે પ્રકાશકો આપણા મિત્રો હોય તેમની લાગવગથી આપણે દોરવાઈ જવુ ન જોઈએ. જે પુસ્તકો ખરેખર સારા ને અનુકૂળ છે તેની જ વરણી આપણે કરવી જોઈએ

અંગ્રેજીનો અભ્યાસક્રમ નક્કી કરતી વખતે તેની બધી વિગતો મુખ્ય શિક્ષકે-જો અંગ્રેજી તેનો ખાસ વિષય હોય તો—નક્કી કરવી જોઈએ કેટલાક મુખ્ય શિક્ષકો આ કામ સર્વાંશે પોતાના મદદનીશોને સોંપે છે તે મારા મત પ્રમાણે વાજબી નથી અંગ્રેજીના શિક્ષણમા એક વાત આપણે ખાસ લક્ષમા રાખવાની છે અને તે એ કે પહેલા આપણે ભાષા શીખવવાનો પ્રયત્ન કરવાનો છે ને પછી સાહિત્ય.

અભ્યાસક્રમ તૈયાર કરવામા બીજી અગત્યની બાબત યોગ્ય ક્રમ [gradation] જાળવવા વિશેની છે જે કાવ્યો શીખવવાનો આપણે વિચાર કરીએ તેને ધોરણવાર ચડતા ક્રમમા છૂટા પાડવા જોઈએ, અને જે કાવ્ય જે

* આ હેવાલનો પહેલો હપતો નૂતનશિક્ષણના માર્ચ મહિનાના અંકમા પ્રગટ થયો છે

ધોરણના વિદ્યાર્થીઓની કક્ષાને અનુકૂળ હોય તે જ ધોરણમાં તે શીખવાવું જોઈએ કે જેથી વિદ્યાર્થીઓ એનું હાર્દ બરાબર સમજી શકે. એ જ પ્રમાણે વ્યાકરણનો વિષય પણ ક્રમશઃ ગોઠવાવો જોઈએ, કે જેથી અમુક બાબત શીખતી વખતે વિદ્યાર્થીઓ પોતાના પૂર્વજ્ઞાનનો ઉપયોગ કરીને નવો વિષય સહેલાઈથી ગ્રહણ કરી શકે. ટૂંકમાં સાતે ધોરણનો અંગ્રેજી અભ્યાસક્રમ ઘડતી વખતે કયા ધોરણમાં શું શું શીખવવું તે સંબંધી આપણને સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ.

અંગ્રેજીના અભ્યાસમાં ત્રીજી મહત્ત્વની બાબત શિક્ષકોની પસંદગી છે. શરૂઆતનાં ધોરણો માટેના શિક્ષકોની પસંદગીમાં આપણે ખૂબ તકેદારી રાખવાની છે. જે શિક્ષકના પોતાના ઉચ્ચાર શુદ્ધ નથી. જેણે સ્વરશાસ્ત્ર ( Phonetics )નો અભ્યાસ કર્યો નથી તેને અંગ્રેજીશિક્ષણની શરૂઆત કરતાં બાળકો કેમ સોંપી શકાય ? જેણે પોતાની કર્ણેન્દ્રિય બરાબર કેળવી નથી તે પોતાના વિદ્યાર્થીઓની કર્ણેન્દ્રિય કેળવીને તેમની શ્રવણશક્તિ તીવ્ર શી રીતે બનાવી શકે ? એવી વ્યક્તિને શરૂઆતના વર્ગોમાં અંગ્રેજીશિક્ષણનું કામ સોંપવાથી તો નુકસાન જ થાય.

આથી નીચલાં ધોરણોમાં તો અંગ્રેજીનું શિક્ષણ તેને માટેની તાલીમ પામેલા, શાસ્ત્રશુદ્ધ ઉચ્ચાર કરનાર, ઉત્સાહી શિક્ષકને જ સોંપવું જોઈએ. સૌથી પ્રથમ ધોરણનું કામ તો આપણા સર્વોત્તમ શિક્ષકને જ સોંપાય. તેને મન પણ એવી સોંપણી તેની કાબેલિયતની કદર લેખાવી જોઈએ.

એક વાર શિક્ષકોને નવા વર્ષનું કામ સોંપાઈ જાય એટલે તેમણે દરેકે પોતાના કાર્યના આયોજનમાં મંડી પડવું જોઈએ. જેવી રીતે એક ઇજનેર મકાન બાંધવાનું શરૂ કરતાં પહેલાં તેના સર્વાંગ સંપૂર્ણ પ્લાન તથા અંદાજ તૈયાર કરે છે તેવી જ રીતે શિક્ષકે પણ શિક્ષણનું કામ શરૂ કરતાં પહેલાં પોતાના આખા વર્ષના પૂરા કામનો વિગતવાર વિચાર કરીને સંપૂર્ણ યોજના તૈયાર કરવી જોઈએ. પોતે કયા મહિનામાં શું અને કેટલું શીખવશે એ પણ એણે બધા સંજોગો ધ્યાનમાં લઈને પહેલેથી નક્કી કરવું જોઈશે જો આમ ન થાય તો આખા વર્ષ દરમિયાન જે કામ કરવાનું છે અને જેટલા દિવસમાં-વખતમાં તે કરવાનું છે તેનું પ્રમાણ જળવાય નહીં. પરિણામે કોઈ મહિનામાં બહુ ઓછું કામ થાય અને બીજા-ખાસ કરીને છેલ્લા-મહિનામાં અભ્યાસક્રમ પૂરો કરવાને શિક્ષકને તેમજ વિદ્યાર્થીઓને ખૂબ વધારે કામ ખેંચવું પડે. તેવી જ રીતે વર્ષ દરમિયાન જે કામ થવાનું છે તે ક્રમશઃ ગોઠવાય નહીં તો શરૂઆતમાં શિક્ષક અઘરા પાઠો શરૂ કરે ને પાછળ સાવ સહેલા પાઠો રહી જાય. આથી વર્ષની શરૂઆતમાં જ દરેક શિક્ષક પોતાને વર્ષ દરમિયાન કરવાના કામનો સમગ્રપણે વિચાર કરી લે તો તેનું તેમજ તેના શિષ્યોનું કામ ઘણું સરળ બની જાય.

યોજના પ્રમાણે કામ પૂરું કરવા માટે તેમજ વર્ગમાં મળતા સમયની પળેપળનો સદુપયોગ કરવા માટે એ જરૂરી છે કે શિક્ષકો રોજિંદા કામની સંપૂર્ણ પૂર્વતૈયારી કરીને જ વર્ગમાં દાખલ થાય. જેઓ આમ કરતા નથી તેઓ પોતાના સમયનો અપવ્યય કરે છે. ને તેટલે અંશે શિક્ષણની સચોટતા ને સફળતા ઓછી થાય છે.

શિક્ષણને સફળ બનાવવા સારુ શિક્ષકે ભાષાશિક્ષણના સિદ્ધાંતો, પદ્ધતિઓ ને તરકીબોનો પરિચય સાધવો આવશ્યક છે. શિક્ષક જેમ બને તેમ ઓછું બોલે. જે બોલે તે કર્ણને મધુર લાગે એવા ધીમા, સ્પષ્ટ અવાજે બોલે, વિદ્યાર્થીઓને ભાષાનો વપરાશ કરવાની જેમ બને તેમ વધારે તક આપે, વિદ્યાર્થીઓ પાસેથી કુનેહથી સક્રિયપણે કામ કરાવે તો શિક્ષણ વધુ ફળદાયી નીવડે એ નિઃસંદેહ છે.

શરૂઆતનાં ધોરણોમાં મૌખિક કામ અને ઉપલાં ધોરણોમાં લેખિત કામ વિશેષ પ્રમાણમાં થવું જોઈએ એમ હું માનું છું. વળી મારો તો એવો પણ અભિપ્રાય છે કે પહેલા ધોરણમાં આપણે અંગ્રેજીની લેખિત પરીક્ષા લેવી ન જોઈએ. ભાષા ઉપર પૂરતો કાબૂ મેળવ્યા પહેલાં વિદ્યાર્થીને માથે લેખનકામનો બોજો નાખવો એ શું વાજબી કહેવાય ? ભાષાના સામાન્ય જ્ઞાનનો પાયો મજબૂત બનાવી તેના પર જો આપણે સાહિત્યના અભ્યાસની ઇમારત ચણીશું તો તે વિદ્યાર્થીઓને વધુ લાભદાયી નીવડશે.

શિક્ષકોને એમના કાર્ય માટે જરૂરી સાધનો પૂરા પાડવાની જવાબદારી મુખ્ય શિક્ષકની છે. પાઠયપુસ્તકો ઉપરાંત પોતાના વિષયને વિવિધ રીતે રજૂ કરતા ઇતર પુસ્તકો તેને પૂરા પાડવા જોઈશે. તેવી જ રીતે નીચલા વર્ગો માટે જરૂરી ચિત્રો, રમતો, વગેરે પૂરા પાડવા જોઈએ. ઉપલા ધોરણો માટે શિક્ષક તેમજ વિદ્યાર્થીઓ વધુ અભ્યાસ માટે ખપ લાગે એવા પુસ્તકો [ reference books ] પણ વર્ગમા હોવા જોઈએ. હું ઘણીવાર મારા શિક્ષકોને કોઈ કોઈ પુસ્તકો વાંચવા આપુ છુ. શિક્ષકો આનો ઉપયોગ કરે છે એમ મને અનુભવ પરથી માલૂમ પડયુ છે

એક વાર પ્રત્યેક વર્ગના અંગ્રેજી શિક્ષણની યોજના મુખ્ય શિક્ષકની સલાહ મુજબ તૈયાર થઈ જાય પછી તેનો રીતસરનો અમલ થાય છે કે નહીં તે જોવાનું કામ મુખ્ય શિક્ષકનું છે. એણે શિક્ષકના કામ પર નિયમિત દેખરેખ રાખવી જોઇએ. જ્યારે તેઓ કોઈ શિક્ષકના વર્ગમા જાય ત્યારે તેઓ તેમના કામમા અંતરાય ન નાખે ને તેમને પોતાની યોજના પ્રમાણે કામ કરવા દે એ જરૂરનુ છે. મુખ્ય શિક્ષકની હાજરીમા ય શિક્ષકને લાગવું જોઈએ કે પોતાની પદ્ધતિ પ્રમાણે શીખવવાને તે સ્વતંત્ર છે અને મુખ્યશિક્ષક તેના કામમાં સહાનુભૂતિભર્યો રસ લઈ રહ્યા છે. પોતે જે પાઠનું નિરીક્ષણ કર્યું છે તેને અંગેની ચર્ચા વર્ગ છૂટો પડયા પછી જ થાય અને શિક્ષકને સૂચના અપાય એ નિયમ તો હવે સર્વત્ર સ્વીકારાઈ ચૂકયો છે.

અંગ્રેજીશિક્ષણ વિશે એક વાત હું છેવટે ભારપૂર્વક કહેવા માગુ છુ. અંગ્રેજીના શિક્ષકે તેમજ મુખ્ય શિક્ષકે કેટલુ કામ થાય છે તેના કરતા કેવા પ્રકારનું કામ થાય છે તે ધ્યાનમા રાખવું જોઈએ કામનું પ્રમાણ ઓછુ હોય તો વાંધો નહીં પણ તે ઉત્તમ પ્રકારનું બનાવવાની આપણે તકેદારી રાખીએ તો આપણું અંગ્રેજીનું શિક્ષણ વિશેષ ફળદાયી નીવડશે

[ ૫ ]

# અંગ્રેજી લેખનકાર્ય

શ્રી. ચન્દ્રવદન ચૂનીલાલ શાહ
એમ. એ., બી. ટી., એલએલ. બી.
આચાર્ય • જૈન હાઇસ્કૂલ • સૂરત

અંગ્રેજીના લેખનકાર્ય વિશે કંઈ કહું તે પહેલાં અંગ્રેજીના શિક્ષણકાર્યના આયોજન સંબંધી, વિગતોમાં ઊતર્યા સિવાય, એક બે સૂચના આપની સમક્ષ રજૂ કરવા ચાહું છું. શ્રી. મગનલાલ વ્યાસે ગઈ કાલે આપણે કહ્યું છે કે કોઈ પણ વિષયના કાર્યનું આયોજન જે શિક્ષકોને તે વિષયનું શિક્ષણ સોંપાયું હોય તેમને સોંપી દેવું જોઈએ. મને લાગે છે કે આ એક અતિ મહત્ત્વનો સિદ્ધાંત છે. એક જ ધોરણના જુદા જુદા વર્ગોમાં એક જ વિષય શીખવનાર શિક્ષકો વચ્ચે ઘણીવાર કશો મેળ જોવામાં આવતો નથી. દરેક શિક્ષક પોતપોતાની રીતે ને ઝડપે પોતાનો વિષય શીખવે છે. કેટલીકવાર તો પાઠોનો ક્રમ પણ એકસરખો નથી હોતો. માસિક પ્રગતિ પણ એકસરખી ભાગ્યે જ માલૂમ પડે છે. આ બધાનું કારણ એ છે કે આ શિક્ષકો પોતાના વિષયનું આયોજન કરતા હોય તો પણ સાથે મળીને કરતા નથી. વર્ષ દરમિયાન પણ પોતાના કામની નોંધની આપ-લે કરતા નથી; વિચારોની આપ-લે કરતા નથી; કોઈ જાતની ચર્ચા કરતા નથી. બધા શિક્ષકો કંઈ એકસરખી લાયકાત કે અનુભવવાળા હોતા નથી. આથી અનુભવી શિક્ષકોનો એ ધર્મ થઈ પડે છે કે પોતાના ઓછા અનુભવી સાથીઓને તેઓ યોગ્ય માર્ગદર્શન કરાવતા રહે. આમ કરવાની સરળતા કરવા ખાતર હું એવી સૂચના કરું છું કે જુદા જુદા વિષયનું શિક્ષણ આપતા શિક્ષકોની એક સમિતિ દરેક શાળામાં અસ્તિત્વમાં આણવી જોઈએ. આમ અંગ્રેજી, ગૂજરાતી, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વગેરે વિષયો શીખવનાર શિક્ષકોની જુદી જુદી સમિતિ નિમાય; દરેક સમિતિ માર્ગદર્શન કરાવવાની લાયકાત ધરાવનાર અનુભવી શિક્ષકોને પોતાના આગેવાન તરીકે પસંદ કરે; કોઈપણ શિક્ષક એકથી વધારે સમિતિના આગેવાન તરીકેની જવાબદારી ન સ્વીકારે; આ સમિતિઓ વર્ષની શરૂઆતમાં પોતાના કાર્યની રૂપરેખા ઘડી કાઢે, વર્ષ દરમિયાન અવારનવાર ભેગી મળે, શિક્ષકોની મુશ્કેલીની ચર્ચા કરે અને પોતાના વિષયનું શિક્ષણ યોગ્ય પદ્ધતિ અનુસાર અને બને એટલી સરખી ઝડપે બધા વર્ગોમાં અપાય ને સર્વાંશે ફળદાયી નીવડે એને માટે જે કંઈ કરવું જરૂરી લાગે તે બધું કરે. આ સમિતિઓ પોતાનું કાર્ય હોંસપૂર્વક ને ચીવટથી કરે તો આપણા કામનો સમન્વય કરીને તેને સળંગ, એકધારું ને એકસરખું ફળદાયી બનાવી શકીએ.

બીજી એક અગત્યની સૂચના એ છે કે અંગ્રેજીના શિક્ષણનું સળંગપણું જાળવવાને તે એક જ શિક્ષકને સોંપાવું જોઈએ. આજે મોટે ભાગે આપણે અંગ્રેજીનું શિક્ષણ–બીજા વિષયોની માફક–એકથી વધારે શિક્ષકોમાં વહેંચી આપીએ છીએ. એક શિક્ષક ગદ્યપદ્ય લે, બીજા વ્યાકરણ, ત્રીજા લેખનકામ, ચોથા ત્વરિત વાચનમાળા, પાંચમા તરજૂમો, વગેરે. કામની વહેંચણીની આ રીત વાજબી નથી કેમકે વિષયની સળંગતાનો એથી લોપ થાય છે. આખા વિષયના શિક્ષણની જવાબદારી વહેંચાયલી હોવાથી કોઈની જવાબદારી રહેતી નથી; અને અંગ્રેજી શિક્ષણના વિવિધ ભાગો વચ્ચે જે સમન્વય થવો જોઈએ તે પણ થઈ શકતો નથી. એટલે એક શિક્ષકને અંગ્રેજી શિક્ષણનો અમુક ભાગ બધા વર્ગોમાં આપવાને બદલે એક જ વર્ગમાં આખો વિષય સોંપવો એ વધારે સારું છે. શિક્ષકને પણ પોતાની જવાબદારીનું ભાન અવિરતપણે રહેશે; પોતાનું કામ યોજના પ્રમાણે, તેમજ

બીજા શિક્ષકોની સરખામણીમાં ઊતરતું ન મનાય, અને વિદ્યાર્થીઓમાં પોતાની માનહાનિ ન થાય એ રીતે કરવાની તકેદારી રાખશે; ને તેથી એકંદરે વિદ્યાર્થીઓને જ લાભ થશે.

* * *

આપણા વિદ્યાર્થીઓનું લેખનકામ—અંગ્રેજી તેમજ ગૂજરાતી—સંતોષકારક નથી એ વિશે બે મત નહીં હોય એમ હું માનું છું. વ્યાકરણની ભૂલો, જોડણીની ભૂલો, ખરાબ અક્ષરો, નબળી શૈલી-આ બધા દોષો સામાન્ય થઈ પડયા છે. પાંચ સ્વતંત્ર વાકયો ભૂલ વિના લખી શકે એવા વિદ્યાર્થીઓ બહુ જૂજ હોય છે. આ પરિસ્થિતિ સામાન્ય રીતે પ્રવર્તે છે એમ જો આપણે સ્વીકારીએ તો આપણે એનાં કારણો શોધી કાઢીને તે દૂર કરવાના ઉપાયો યોજવા જોઈએ.

આખા પ્રશ્નનું બારીક અવલોકન કરીને સહેજ વિચાર કરનાર વ્યકિતને સ્પષ્ટ સમજાશે કે આપણી શાળામાં થતા અંગ્રેજી લેખનકામમાં જે ક્રમ જળવાવો જોઈએ, તે જળવાતો નથી. મારો એ ચોક્કસ અભિપ્રાય છે કે લેખનકામની શરૂઆત કરવામાં આપણે ખુબ ઉતાવળ કરીએ છીએ. જુદા જુદા અક્ષરોની રૂપરેખા સ્પષ્ટ ન ભુંસાય એવી, કાયમી છાપ બાળકના મન પર પડે નહીં તે પહેલાં તો આપણે એમની પાસે એ અક્ષરો લખાવવા માંડીએ છીએ. કેટલાક સુશિક્ષિત માબાપો તો એટલા અધીરા હોય છે કે બાળક અંગ્રેજી નિશાળમાં દાખલ થાય તે પહેલાં અંગ્રેજી મૂળાક્ષરો ઘુંટાવવા માંડી દીધા હોય છે. અયોગ્ય ઉતાવળથી થયેલી લેખનની આવી અવૈજ્ઞાનિક શરૂઆત ખરાબ અક્ષરો, અસુઘડ લખાણ માટે જવાબદાર છે એમ મને લાગે છે.

બેત્રણ મહિનાના મૌખિક કામ પછી પહેલા ધોરણમાં લેખિત કામ શરૂ કરવાની પ્રથા દાખલ કરવા જેવી છે. આ સમય દરમિયાન શિક્ષક પોતાના વર્ગના પ્રત્યેક વિદ્યાર્થીને ઓળખી લેશે. વિદ્યાર્થીઓ પર કૃષ્ણફલક [ Blackboard ] પરના શિક્ષકના લખાણની છાપ સ્વાભાવિક રીતે પોતાના મનમાં ઉતારીને અંગ્રેજી અક્ષરોનો પરિચય સાધી લેશે. વળી મુખકામમાં અમુક શબ્દોનો અર્થ સમજ્યો હોવાથી એ શબ્દોનું અનુલેખન [ Transcription ] તેને અર્થહીન નહીં લાગે. ધીરજપૂર્વક ને સફાઈબંધ થયેલું આવું થોડાક શબ્દોનું રોજીંદું અનુલેખન આપણા વિદ્યાર્થીઓના લેખનકામનો પાયો નાખશે. એની પાછળ શિક્ષક જેટલો શ્રમ લે ને કાળજી રાખે તેટલાં ઓછાં છે દરેક અક્ષર એકસરખા માપનો અને એક શબ્દના અક્ષરો વચ્ચે સરખું અંતર આ બે બાબતો ખાસ આગ્રહ જેવી છે. જ્યારે શબ્દ સમૂહો કે વાક્યોનું અનુલેખન થાય ત્યારે શબ્દો વચ્ચે રાખવાના અંતર પર તેમજ વિરામચિહ્નોની આવશ્યકતા ઉપર ભાર મુકાય એ જરૂરી છે.

મેં આગળ કહ્યું તેમ અનુલેખન બધા લેખનકામનો પાયો છે. આ પાયો મજબૂત બનાવવાને આપણે જેટલી ચીવટ રાખીએ તેટલું લેખનકામ સફાઈદાર ને સુઘડ બનવાનું છે. શરૂઆતના મહિનાઓમાં લેખનની યાંત્રિક ટેવો પાડવાનો સફળ પ્રયત્ન થાય તો એ ટેવોને આધારે ઉપલાં ધોરણોનાં વિદ્યાર્થીઓનું લખાણ પણ હાલના સામાન્ય દોષો જેવા કે, ખરાબ અક્ષર, લખાણમાં થતી છેકછાક, વિરામચિહ્નોના ઉપયોગ માટેની ઉદાસીનતાથી મુક્ત થશે અને ઉપલા વર્ગના શિક્ષકો વિદ્યાર્થીઓના વિચારો, તેની ગોઠવણી, તેમ શૈલી પ્રત્યે વિશેષ ધ્યાન આપી શકશે.

અનુલેખન પછી સૂચિત લેખનકામ [ Directed Composition ]નો કાર્યક્રમ આપણે વિચારવો જોઈએ. વિદ્યાર્થીઓનું લખાણ અસંતોષકારક કક્ષાનું છે તેનું એક કારણ એ પણ છે કે આપણે તેમની પાસે સ્વતંત્રલેખનની બહુ વહેલી ને વધારે પડતી આશા રાખીએ છીએ. શરૂઆતમાં વર્ગમાં ચર્ચાયેલા વિષયોને આધારે લેખનકામ યોજાય તો વિદ્યાર્થીઓને શબ્દોની કે વાક્યરચનાની મુશ્કેલી ન પડે; તેમને અંગ્રેજી વાક્યરચનાનો વધુ ને વધુ મહાવરો અને એ રીતે શુદ્ધ અંગ્રેજી લખવાની ટેવ પાડી શકે. વર્ગમાં શિક્ષકની દોરવણી હેઠળ થયેલા મૌખિક કામને આધારે જો વિદ્યાર્થીઓ ખરાં વાકયો લખી શકે તો આગળ જતાં તેમનું સ્વતંત્ર લખાણ પણ વ્યાકરણદોષથી મુક્ત રહે.

આ ઉપરથી સમજાશે કે અનુલેખનના જેટલી જ અગત્યની વસ્તુ મૌખિક કામ [Oral Composition] છે, એની ભૂમિકા ઉપર સૂચિત લેખનકામની શરૂઆત થવી જોઈએ. ચિત્રવાચન, વિદ્યાર્થીને રસ પડે એવા

વિષય પર યોજાયેલી વાતચીત, પશુપંખીઓ તેમ જ વિદ્યાર્થીઓના સતત સમાગમમાં આવતાં સ્થળો, વસ્તુઓ કે વ્યકિતઓનાં વર્ણનો, વગેરેનો અંગ્રેજીના મૌખિક કામમાં સમાવેશ થઈ શકે. એ દ્વારા વિદ્યાર્થીનો શબ્દભંડોળ વધારવાનો તેમ જ અંગ્રેજીમાં વાતચીત કરવાનો મહાવરો આપવાનો શિક્ષક પ્રયત્ન કરી શકે. લેખનકામમાં પહેલી જરૂરીયાત યોગ્ય શબ્દોની પસંદગીની તેમ જ વ્યાકરણશુદ્ધ વાકયરચનાની છે. આ બેઉ શક્તિ પ્રાપ્ત કરવામાં વ્યવસ્થિત રીતે યોજવામાં આવેલા અને વિદ્યાર્થીઓના સક્રિય સહકારથી પાર પાડવામાં આવતા ક્રમિક મૌખિક કામનો કાર્યક્રમ ખૂબ સહાયભૂત થશે.

હવે આપણે સ્વતંત્ર લેખન [ Free Composition ]નો વિચાર કરીએ. અત્યારે પ્રવર્તતી પરિસ્થિતિને અંગે એક બે બાબત નોંધવા જેવી છે. મેં આગળ કહ્યું તેમ અંગ્રેજીશિક્ષણનું સમગ્ર કામ એક વ્યક્તિને સોંપાતું ન હોવાથી વિદ્યાર્થીના ગદ્યપદ્ય પાઠો સાથે લેખનકામનો સંબંધ જળવાતો નથી. વળી લેખનકામ માટેના શિક્ષક પોતાને યોગ્ય લાગે તેવા વિષયો પસંદ કરીને, તેના પર પોતાના વિચારો દર્શાવી વિદ્યાર્થીઓને લખવા કહે છે એટલે આ કામ શિક્ષકના કહેવાથી વિદ્યાર્થીઓ કરે છે ખરા, પરંતુ તેમને એમાં રસ પડતો નથી અને એ કામ શા માટે તેમણે કરવું જોઇએ તે સમજાતું નથી. આથી તેઓ અંતરના ઉમળકા વગર આ કામ કરે છે.

એક લેખકે કહ્યું છે કે લેખનકાળમાં જે વિષય પસંદ થાય તેને વિશે વિદ્યાર્થીઓને કંઈ કહેવાનું હોવું જોઈએ, ને તે સચોટપણે કહેવા જેટલું તેનુ શબ્દભંડોળ હોવું જોઈએ, એટલે જો વિદ્યાર્થીની પોતાની પસંદગીના વિષયો મુકરર કરવામાં ન આવે, જો એવા વિષયો પસંદ કરવામાં ન આવે કે જેને વિશે પોતાના અનુભવ કે વાચનને લીધે વિદ્યાર્થીને કંઈ ચોક્કસ વિચારો રજૂ કરવાના હોય તો શિક્ષકે આપેલા કે અન્ય રીતે મેળવેલા બીજાના વિચારો તે અસ્પષ્ટ રીતે રજૂ કરશે આમ એવું લખાણ ઘણીવાર અર્થહીન અને ઉત્સાહહીન બની જાયછે.

ત્યારે વિદ્યાર્થીઓનું લેખનકામ સુધારવાને પહેલી આવશ્યક વસ્તુ એ છે કે તેમના વાચન અને જીવન સાથે સંબંધ ધરાવતા વિષયો પર લખવાનું તેમને કહેવામાં આવે. વિષયની પસંદગી શિક્ષક પોતાના વિદ્યાર્થીઓની સાથે ચર્ચા કરીને કરે તો વિદ્યાર્થીઓને તેના પર લખવામાં કંઈ ઉત્સાહ ને રસ રહે વિદ્યાર્થીઓને રૂચે એવા યોગ્ય વિષયો શિક્ષકો પણ જોઈએ ત્યારે શોધી શકતા નથી. આવા વિષયો ઘણીવાર આપણને આપોઆપ સૂઝે છે. તે વખતે જો તેની નોંધ કરવામાં આવે તો થોડા મહિનામાં અનુકૂળ વિષયોની સારી જેવી યાદી તૈયાર થઈ જાય છે. એક જ વિષય બધા વિદ્યાર્થીઓને આકર્ષક ન લાગે; માટે દર વખત એકથી વધારે વિષય આપવામાં આવે તો વ્યકિનગત રૂચિ-અરૂચિને સંતોષવાનો અવકાશ રહે. આ વિષયો એક અઠવાડિયા પહેલાં જો જાહેર થાય તો વિદ્યાર્થીઓ તેના પર વિચાર કરતાં થાય ને પરિણામે તેમનું લખાણ વધારે વ્યવસ્થિત ને વિચારપ્રધાન બને.

ઘણી શાળાઓમાં શિક્ષક લેખનના વિષયની સંપૂર્ણ ચર્ચા કરે છે. એમાં કોઈ કોઈ વાર વિદ્યાર્થીઓ પોતાના વિચારો દર્શાવે છે ખરા, પરંતુ બહુધા શિક્ષકો પોતાના વિચારો, ને તેના સમર્થનમાં એકઠાં કરેલાં ટાંચણો રજૂ કરે છે. મને લાગે છે કે આ પ્રથા વિદ્યાર્થીઓની સ્વતંત્ર વિચારશક્તિના વિકાસનો અવરોધ કરે છે. પોતાના નિબંધ, પત્ર કે વાર્તા માટેનું સાહિત્ય શિક્ષક પાસેથી જ તૈયાર મળી જતું હોય તો પછી એ વિષય પર વિચાર કરવાની તસદી એ શા માટે લે? આ પ્રથાનું બીજું પરિણામ એ પણ આવે છે કે વર્ગના બધા વિદ્યાર્થીઓના લેખનમાં એક સરખા વિચારો, એક સરખા ટાંચણ-ઉતારા [quotations] ને કેટલીક વાર તો એકસરખી ભૂલો પણ નજરે પડે છે. આવા ચાળીસ નિબંધો-પત્રો-વાર્તાઓ તપાસવાનો શિક્ષકને પણ કેટલો કંટાળો આવે!

માટે જ મારી સૂચના તો એ છે કે બેચાર દિવસ પહેલાં વિષયની જાહેરાત કરીને જો વિદ્યાર્થીઓને પોતાના મુદ્દાઓ એકઠા કરવાની તેમજ બધા વિચારો ગોઠવવાની તક આપવામાં આવે તો તેઓ કંઈક વિચારશે વાંચશે ને આયોજન પણ કરશે. જે દિવસે લેખનકામ થવાનું હોય તે દિવસે આ મુદ્દાઓની દરેક વિદ્યાર્થીની

નોંધ જોવાનો જો શિક્ષક આગ્રહ રાખે તો મને લાગે છે કે વિદ્યાર્થીઓનું લખાણ સ્વતંત્ર વિચારોવાળું અને તાઝગીભર્યું બનશે. બીજા કોઈ પાસેથી કે કોઈ નિબંધ માળામાંથી પોતાનું લખાણ તૈયાર ન કરી લાવે તેની તકેદારી તો આખો નિબંધ ઘેરથી લખી ન લાવવાની સૂચના કરીને શિક્ષક રાખી શકશે.

છેવટે વિદ્યાર્થીના લેખનકામ સુધારવા સંબંધી એક બે સૂચના હું કરવા માગું છું. એકેએક નાની મોટી ભૂલ શિક્ષક સુધારે તેને બદલે ટૂંકી સંજ્ઞાઓ [abbreations], વડે જો આ ભૂલો તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવામાં આવે તો પોતાની ભૂલો સમજવાની તેમજ સમજપૂર્વક સુધારવાની તક પ્રત્યેક વિદ્યાર્થીને મળશે અને તેથી અને વિશેષ લાભ થશે શિક્ષકો જો ઘણી ભૂલો કાઢે ને બધું લખાણ લાલ શાહી કે પેન્સિલના સુધારાથી ભરી દે તો વિદ્યાર્થી નિરુત્સાહી બની ને એકે ભૂલ તરફ લક્ષ ન આપે એવો ભય રહે છે. આથી વ્યાકરણ, જોડણી, વિરામચિહ્નો, ખોટા શબ્દો, કાળના ખોટા પ્રયોગો, વગેરે માટે gr., sp., p, w. w., w. t. જેવી ટૂંકી સંજ્ઞાઓ પસંદ કરી વિદ્યાર્થીઓને તેની સમજ આપવી ને તેમનુ લખાણ સુધારતી વખતે તેનો ઉપયોગ કરવો.

બીજે અઠવાડિયે લેખનકામના તાસ વખતે આગલું લેખનકામ સુધારીને શિક્ષકે વિદ્યાર્થીઓને તે વહેંચી આપવું જ જોઈએ. આ કામ શિક્ષકે ચડવા દેવું ન જોઈએ. એમાં જો શિક્ષક અનિયમિત બને તો વિદ્યાર્થીને ઘણું નુકસાન થવા સંભવ છે. આમ શિક્ષકે તપાસેલું લખાણ પાછું મળ્યા પછી, તેમાં બતાવવામાં આવેલી ભૂલો સમજવાનો તેમજ સુધારવાનો પ્રયત્ન પ્રત્યેક વિદ્યાર્થી જોડણી-અર્થ-કોશનો ઉપયોગ કરી શકશે; તેમજ પોતાની મુશ્કેલીઓનો ઉકેલ કાઢવાને શિક્ષકની મદદ પણ લઈ શકશે. વિદ્યાર્થીઓ જ્યારે પોતાની ભૂલો સુધારતા હોય ત્યારે શિક્ષકે વર્ગમાં ફરીને બધા વિદ્યાર્થીઓ સમજપૂર્વક ને ખરી રીતે ભૂલો સુધારે છે તેની તકેદારી રાખવી પડશે. કેટલાક વિદ્યાર્થીઓ ભૂલો સમજવા-સુધારવાનો પ્રમાણિક પ્રયત્ન નહીં કરે; કેટલાક ભૂલો સુધારતાં નવી ભૂલો કરશે. આવા આળસુ કે નબળા વિદ્યાર્થીઓ ઉપર શિક્ષકે ખાસ નજર રાખવી પડશે.

ટૂંકમાં લેખનકામ માટેના બે ચાલુ તાસમાના પહેલા તાસનો અડધો ભાગ તો જૂના લખાણમાંની ભૂલો સુધારવામાં ગાળવો જોઈએ. એ સમય શિક્ષક માટે આરામનો સમય નથી; પરંતુ પ્રત્યેક વિદ્યાર્થીને વ્યક્તિગત સમજૂતી આપવાનો-મદદ કરવાનો-વર્ગમાં ફરતા રહેવાનો છે. બીજા અડધા ભાગમાં નવા વિષયના વિદ્યાર્થીએ ગોઠવેલા મુદ્દાઓ તપાસીને, જરૂર પડે તો થોડીક ચર્ચા કરીને નવી સૂચનાઓ આપ્યા બાદ પોતાનું લખાણ શરૂ કરવાને શિક્ષક તેમને પરવાનગી આપે. લેખનકામના બીજા તાસમાં વિદ્યાર્થી નવા વિષયનું આલેખન પૂરું કરે અને તે ફરીની તપાસી જોઈને શિક્ષકને સુપરત કરે.

આખી શાળામાં થતા લેખનકામ ઉપર નજર રાખવાની ફરજ મુખ્યશિક્ષકની છે. એ કામ યોજના પ્રમાણે ને નિયમિતરીતે થાય છે કે નહીં. શિક્ષક તપાસણીનું કામ મુકરર કરેલા ધોરણે કરે છે કે નહીં, વિદ્યાર્થીઓ તેમને બતાવવામાં આવેલી ભૂલો બરાબર સુધારે છે કે નહીં, વિષયોની પસંદગી અનુકૂળ હોય છે કે નહીં, આ અને આવી બધી બાબતોથી માહિતગાર રહેવાને તેણે દર અઠવાડિયે નહીં તો પખવાડિયે દરેક વર્ગના લેખનકામ ઉપર નજર નાખી, શિક્ષકને યોગ્ય સૂચના આપતા રહેવું જોઈએ. નિબંધ, પત્ર, વગેરેની અમુક સંખ્યા પૂરી કરવાને બદલે વિદ્યાર્થીઓને લાભદાયી થાય એવી રીતે આ પ્રવૃત્તિને આગળ ધપાવવા માટે તેણે પોતાના શિક્ષકોને વ્યક્તિગત કે સમૂહમાં યોગ્ય માર્ગદર્શન કરાવવું જોઈએ.

જો દરેક વર્ગનું અંગ્રેજી શિક્ષણ એક જ વ્યક્તિને સોંપવામાં આવે, જો આખી શાળાના અંગ્રેજી લેખનકામની યોજના પહેલેથી તૈયાર કરવામાં આવે, ને તેમ કરતાં ક્રમિકતાનો સિદ્ધાંત તેમજ વિદ્યાર્થીઓની લક્ષમાં રાખવામાં આવે, તો ખતીથી શિક્ષક લેખનકામનું ધોરણ ઊંચુ કરી શકશે અને સાતસાતવર્ષના સતત અભ્યાસ પછી પણ વિદ્યાર્થીઓ શુદ્ધ, સ્પષ્ટ લખાણ કરવાને અસમર્થ હોય છે એવી વાજબી ફરિયાદને પછી સ્થાન નહીં રહે.

# એક ગૃહપતિની ડાયરીમાંથી

તા. ૧-૨-૩૯

રાત્રે પથારીમાં પિશાબ કરી દેનાર ત્ર. ને ખાસ પાસે સુવાડવો. સૂતી વેળા અને મધરાત પછી-એમ બે વાર પિશાબ કરવા ઉઠાડવાની કાળજી લેવી. આ તો સ્થૂળ ઉપચાર થયો. શારીરિક સ્થિતિ ટૂંટિયાં વાળીને સૂવાની કે ચત્તા સૂવાની આદત છે તે પણ આ માટે થોડે ઘણે અંશે જવાબદાર હશે. તે ભયગ્રસ્ત તો છે જ. આ કારણ તો સર્વાંશે તેની આ ક્રિયાત્મક નબળાઈ (functional weakness) માટે કારણભૂત નહિ હોય ના? આ મૂળ કારણને ઉશ્કેરે તેના તાત્કાલિક સંયોગોને લીધે પિશાબ થઈ જતો હોય એમ પણ સંભવે.

આ વિશે ખાસ ચીવટથી અવલોકન કરવું. પ્રત્યેક કાર્યચરણની નોંધ કરતાં રહેવું.

*　　*　　*

આજે સવારે ઋ.એ નવાં સિવાઈને આવેલાં કપડાં પહેર્યાં. પહેરીને ભપકાભેર ચાલી જોયું. તેને પોતાને લાગ્યું કે પોતાનું વ્યક્તિત્વ કાંઈ ઔર છે. પોતે કેવો લાગે છે એવો પ્રશ્ન એમને બેત્રણ વાર પૂછી ગયો. રોજના ઋ કરતાં મને તેનામાં કાંઈ નવી રોશની લાગી. અરીસામાં બેત્રણ વાર તેણે જોયું. નાક શેડાથી ભરેલું હતું, થોડા બહાર પણ લબડતા હતા; તેની તેને પડી ન હતી. નવા વેશે પલટાવેલા દમામમાં તેનું દિલ હતું....સુંદર દેખાવાની વૃત્તિ! આ વૃત્તિ તેની દબાઈ છે. આથી તેને જાણે સુંદર દેખાવામાં ય રસ જ ન હોય એમ તેના રોજિંદા ગોબરાપણાથી આપણને લાગે... આજે જ પોતામાં સુંદર દેખાવા જેવું કાંઈક છે એમ ઓચિંતું નવા પોશાકથી મનમાં ઊગી આવ્યું લાગ્યું. મેં નાક ગંદુ છે એ વિશે ધ્યાન ન ખેંચ્યું. "સરસ લાગે છે" મારું આટલું કથન તેને બસ લાગ્યું.

મને લાગે છે કે પોતે કેવો લાગે છે એ સ્વતઃ જોતાં જોતાં તેનું ધ્યાન તેના આ ગોબરાપણા તરફ સહેજે જશે ત્યારે આ પ્રશ્ન **એનો પોતાનો** બનશે. ધ્યાન તો રોજ રોજ બા બાપાએ ખેંચ્યું જ છે ના? એ માટે કેટલી ટોક ટોક સહી છે! તેનું ધ્યાન સાહજિકપણે ખેંચાય તેવું કોઈએ રહેવા જ ક્યાં દીધું છે. તેનું ગંદાપણું એ પરાયો વિષય બનતો તેણે જોયો છે. તેની પોતાની જાતમાં રસ ઊભો થવાપણું જ રહેવા નથી દીધું!

તા. ૩-૨-૩૯

'હરિ ભજ તું હરિ હરિ' આવાં ભજનોમાં ભરેલો ભારોભાર ઉપદેશ આ ઉમ્મરને સ્પર્શ કરે ખરો? સ્પર્શ કેમ થાય? આવાં ભજન ગવાતાં હોય છે ત્યારે કદિ ગાનારનો કંઠ, હલક કે સ્વરોની મિઠાશ કેટલાક સંગીતના જીવડાઓને ખેંચે ખરો. પણ ભજનનું વસ્તુ જીવન સાથે મેળ ખાતું નથી એ શે કોઠે જાપે? આધિ, વ્યાધિ અને ઉપાધિ છોડીને હરિનું શરણું શોધવાની શીખ દેતો કવિ માનવીના વાસ્તવિક જીવનને ઉવેખીને જાણે વાત ન કરતો હોય એમ લાગે છે.

ભજનો, પ્રાર્થનાઓ માત્ર 'હરિ'ને જ સંબોધીને શા માટે? પ્રાર્થનામાં જીવનનું દર્શન હોય, સમાજ જીવનનું રહસ્ય હોય, સમાજનું ચિત્ર હોય, જગતકલ્યાણની ભાવના હોય, આ ભાવનાને મૂર્ત કરવા માટે માનવી પ્રયત્નોને પ્રેરક એવા આદેશ હોય. પ્રાર્થનામાં સજીવતા હોય, જીવન સાથેનો સુમેળ હોય.

૪-૨-૩૯

દવા અને સારવારના આપણા ખ્યાલો પણ ચોકસાઈ માગે છે. પથ્યાપથ્યની બાબતમાં પણ તેવું જ વિચારી લેવું જોઈએ. માંદાને રોગ પરત્વે કેવું પથ્ય ખાનપાન આપવું તે વિચારીને ચોક્કસ કરી લેવું જોઈએ.

એક જ લાકડીએ બધાને હાંકી ન શકાય. નિસર્ગોપચાર પણ ઊંટવૈદું બને જો તેની પાછળ માનસશાસ્ત્રીય વિચાર ન હોય. આપણા અંગત ખ્યાલોને એક બાજુએ મૂકીને વ્યક્તિપરત્વે ધોરણ વિચારી અમલ કરવાનું રાખવું જોઈએ. શારીરિક અને માનસિક સ્થિતિ નજરે દવા સારવાર કે પથ્યાપથ્યની વિચારણા ન હોય તો ઊંટવૈદું ચાલે છે એમ કહેવાય.

૫-૨-૩૯

'વાંચવાનો સમય નથી ગળતો' એમ કહેનાર માત્ર બહાનું જ કાઢતો હોય છે. ગપ્પાં મારવામાં, આળસમાં આળોટવામાં કે વિચાર વગર બેસી રહેવામાં તે કેટલાય કલાકો બગાડતો હોય છે। આ જાતની ટેવ જ પડી ગઈ હોય છે. અને તે એટલી સ્વાભાવિક થઈ ગઈ હોય છે, કે તેને એ શ્વાસોચ્છ્વાસ લેવા સરખું સહજ લાગતું હોય છે. 'સમય નથી' એમ કહી દેનાર પોતાના અંતરને પ્રમાણિકપણે પૂછે, ખરેખર તો તે કેટલાયે કલાકો વેડફે છે! આ જીવનનો કીમતી કાળ નિષ્ક્રિય રહીને ગાળતાં આંચકો આવવો જોઈએ. જે માણસ જીવી જાણે છે તે પોતાના જીવતરનો મહામૂલો કાળ ખોવા તૈયાર નથી હોતો. જીવનની પ્રત્યેક પળનો ઉપયોગ તે જાણે છે.

આપણે છાત્રાલયમાં કિશોરોના જીવન ઘડતરનો દાવો તો કરીએ છીએ પણ જીવતરની અણમોલ પળોનો આ અપવ્યય થતો અટકાવવા શું કર્યું છે?

૬-૨-૩૯

મેદાનમાં વિદ્યાર્થીઓ રમે છે. રમત શિક્ષક રમત રમાડે છે-રમાડે છે એટલે વિદ્યાર્થીઓ રમે છે; ને શિક્ષકો તેની દેખરેખ રાખે છે। નિયમનો ભંગ થતાં વચ્ચે પડે છે આમ કેમ થયું તેનો વિચાર તે નથી કરતો. તેના પર રમતની માત્ર સ્થૂળ છાપ જ પડે છે. રમતના આત્મામાં તે નથી પ્રવેશતો. રમતમાં વિદ્યાર્થીગનનાં થતાં દર્શન તેને નથી સ્પર્શતાં. સમાજ, શાળા, ઘરની સારીનરસી છાપનું પ્રતિબિમ્બ વિદ્યાર્થી રમતમાં સ્વાભાવિકપણે પાડતો હોય છે તે વાત શિક્ષકને નથી દેખાતી. એ તો રમતના નિયમોનું સ્થૂળ પાલન કરાવે છે અને તેના ભંગની સજા કરે છે. આવો જ અંધાપો ગૃહપતિ વિદ્યાર્થીની હરેક હીલચાલ માટે સેવતો હોય છે. તે માત્ર સ્થૂળ દેખે છે. સૂક્ષ્મનું દર્શન તેને નથી. આમ કેમ? શિક્ષકગૃહપતિ આંખે પાટા બાંધી ફરવાની ટેવ રાખે છે માટે!

લય

[ ૧ ]

### શાળાઓમાં નૃત્યો

જાન્યુઆરી માસના "નૂતનશિક્ષણ"ના ચર્ચાવિભાગમાં ભાઈ પિપાસુએ "શાળા અને નૃત્ય" એ શિર્ષક નીચે જે ચર્ચા અને તે અંગેના મુદ્દાઓ મૂકયા છે તેની પાછળ નૃત્યકળા વિશેની તેમની સુગ સ્પષ્ટ દેખાઈ આવે છે. તે કળા પરત્વેની તેમની ગ્રંથિઓનું દર્શન થાય છે. બનવાજોગ છે કે તેમણે નૃત્યના વિકૃત પ્રકારો જોયા હોય તેમણે એ વિકૃત કળાનાં અનિષ્ટ પરિણામો પણ જોયાં હોય, પરંતુ તેથી કંઈ ખુદ નૃત્યકળા તિરસ્કારને પાત્ર નથી–ત્યાજ્ય નથી. આવેશના જોશમાં નૃત્યકળા પર આવા આક્ષેપો ભાઈ પિપાસુ મૂકે એ સામે મારો પૂરતો વિરોધ છે.

આપણી આજની શાળાઓમાં ચાલી રહેલા નૃત્યોનું મૂળ શાળાના ઉત્સવને સમૃદ્ધ કરવામાં છે.

દુનિયાના દરેક દેશે પોતાની સંસ્કૃતિને જાળવી રાખવા માટે પોતાની સંસ્કૃતિને અમરત્વ આપવા માટેનાં ઘણાંયે સાધનો ઘડયાં છે–શિલાલેખો, પુસ્તકો, શિલ્પ, વગેરે. તેમાં ઉત્સવો પણ એક સાધન છે. દેશદેશની સંસ્કૃતિનું દર્શન તેમના ઉત્સવો પરથી પણ થાય છે, ત્યારે ઉત્સવ વિશે તો એક સ્વતંત્ર નિબંધ લખી શકાય તેમ છે. છતાં સંક્ષેપમાં ઉત્સવ એટલે માનસિક ઉલ્લાસ; પોતાનાં સર્વ દુઃખો, વેરભાવ, અરસપરસની અધટિત ગ્રંથિઓનો ત્યાગ કરી સલાહસંપ અને પ્રેમપૂર્વકનો ભ્રાતૃભાવ કેળવવાની તક; એનું નામ તે ઉત્સવ–મનમેળો અને શુભ પ્રસંગ. ગઈ કાલના આપણા શુભ પ્રસંગો તરફ નજર કરો–તમને ભાષણો–ઉપદેશો, ખાવું, જુગાર અને એવા કેટલાંયે દૂષણો નજરે ચડશે. ત્યારે એવી જગ્યાએ સંગીત, નૃત્યો અને એવી બીજી લલિત કળાઓ સ્થાન લે તેમાં શો વાંધો હોઈ શકે? શા માટે વિરોધ હોઈ શકે? ઉત્સવની સમૃદ્ધિ ગઈ કાલની પ્રણાલીમાં છે કે આજની? જેટલા આપણા ઉત્સવો સાત્વિક રહેશે તેટલી જ આપણી સંસ્કૃતિ સાત્વિક રહેશે. સંસ્કૃતિ ઉપર તો વ્યક્તિ, સમાજ અને દેશની ઉન્નતિનો આધાર છે. હું તો માનું છુ કે દરેક શાળા, દરેક સમાજ પોતાના ઉત્સવોને સમૃદ્ધ બનાવવા આવી કળાઓનો આશ્રય લે.

આજે આપણા દેશમાં સહશિક્ષણના પ્રયોગો ચાલે છે, એ આપણો સમાજ વિકાસને પંથે છે એની ઝાંખી કરાવે છે. મનુષ્ય માત્ર વિકાસશીલ છે અને તેથી તે પોતાનો વિકાસ સાધવા માટે એકબીજાની નજીક આવે જ છે, ત્યારે આપણા આ સહશિક્ષણના પ્રયોગને સરળ બનાવવા માટે સમાજના સ્ત્રીપુરુષોએ એકબીજાની નજીક આવવું જોઈશે. તેમના વચ્ચેનું આજે પ્રવર્તી રહેલું અંતર દૂર કરવું જોઈશે, તેમનાં વચ્ચેની અસમાનતા ફેંકી દેવી પડશે. એ બધું કરવા માટે મને નૃત્યકળાની શક્તિ પર વિશ્વાસ બેસે છે.

આજની આપણી કેળવણીનો આદર્શ, બાળક પોતાનો સ્વાભાવિક, શારીરિક અને માનસિક વિકાસ સાધી પોતાના સમાજનો એક આદર્શ સભ્ય બને એ છે. આ આદર્શ સર્વમાન્ય છે અને પ્રશંસનીય છે. આ આદર્શને પહોંચી વળવાના માર્ગને સરળ બનાવવા માટે બીજા માર્ગોની પેઠે નૃત્ય પણ સંપૂર્ણ વિશ્વાસ કરવા લાયક છે. મહાન કેળવણીકારો, પ્લેટો અને મૉન્ટેસોરીના લખાણોના ગર્ભમાં આ વસ્તુ મંજૂર થઈ ચૂકેલી છે. નૃત્ય કરતી વખતે કરવો પડતો શારીરિક શ્રમ, કસવી પડતી બુદ્ધિ, કેળવવી પડતી આંખની કલાત્મક દૃષ્ટિ, અને હૃદયના અવિર્ભાવોને રજૂ કરવા માટે વેઠવો પડતો માનસિક શ્રમ એ કેળવણીના આદર્શોનો વિકાસ નહિ તો શું છે!

તમે માનતા હો કે બગાળે ગૂજરાતને નૃત્યકળા ભેટ ધરી છે તો ભૂલ ખાઓ છો. નૃત્ય એ તો સ્વતત્ર કળા છે. એના પર કોઈની માલિકી નથી તમારામા, મારામા, પ્રાણી માત્રમા નૃત્યના આવિષ્કારો સમાયેના છે ફક્ત બાહ્ય સ્વરૂપ આપવાના માર્ગો દરેકના જુદા છે. આજે બગાળીઓ તમને નૃત્યકળા પીરસે છે તેથી કઈ ગૂજરાતીઓમા નૃત્યકળા નથી એવુ ન માનવુ જોઈએ. આખરે એ લોકો પણ તમને આપણા નટવર (શ્રી કૃષ્ણ) ની કળા જ પીરસે છે. તમારી વૃત્તિઓ સુતેલી છે ત્યારે એમની વૃત્તિઓ જાગૃત છે. ફરક માત્ર એટલો જ છે આપણી ઊગતી પ્રજાની એ વૃત્તિ જાગૃત થાય તેમા જરાય વિરોધ ન હોઈ શકે અને ન હોવો જોઈએ

હિંદના મહાન કેળવણીકારનો અભિપ્રાય પણ એવો છે કે નૃત્ય એ શિક્ષણશાસ્ત્રની કસોટીએ ચડેલી કળા છે આ કળાને સહશિક્ષણના ક્ષેત્રમા સ્થાન આપવા પાછળ સસ્થાના આચાર્ય અથવા કાર્યવાહકોનો અગત સ્વાર્થ નથી એમ હુ માનુ છુ અને એવો આરોપ મૂકવો તે એ ક્ષેત્રમા કામ કરનારા ભાઈઓ માટે અપમાનજનક કહેવાય.

કોઈ પણ પ્રજામા જો કઈ સારી વસ્તુ હોય તો તેને આવકાર આપવામા શો વાંધો હોઈ શકે ? દરેક પ્રજા અરસપરસ એક બીજાની વિશિષ્ટતાઓને સ્થાન આપે છે ત્યારે તો વિકાસ સાધી શકે છે. ગૂજરાતે નૃત્યકળાને વધાવી અને પોતામા રહેલી કળાને શિષ્ટ સ્વરૂપ આપવા માટે પ્રયત્નો કરે તેમા શો વાંધો હોઈ શકે ? શા માટે વિરોધ હોવો જોઈએ ?

નૃત્યની તાકાત તો હમેશા સમાજની ઉન્નતિ કરવામા રહેલી છે, સમાજની સમૃદ્ધિ વધારવામા રહેલી છે, પરતુ તેનો દુરૂપયોગ થાય, તેની વિકૃતિઓ ઉત્પન્ન થાય તેથી કઈ નૃત્યકળા વિશે ખોટા વિચારો બાંધવા ન જોઈએ-અધટિત અભિપ્રાયો બાંધવા ન જોઈએ. એ તો એનો વહેવાર બરાબર ન થાય તેવું પરિણામ હોય છે. દા. ત. આપણે જોઈએ છીએ કે ઘણાએ ખાદીધારીઓ ઢોંગી હોય છે અસત્ય બોલે છે, ઘણાએ લોકો પ્રતિષ્ઠાની ખાતર ખાદી પહેરે છે, સમાજમા આગળ આવવા માટે પહેરે છે પરતુ તેથી કઈ ખાદી અનિષ્ટ છે અથવા ત્યાજ્ય છે એવો આપણે સ્વીકાર નહિ કરીએ

આજના વિકૃત નૃત્યો સામે મારો પૂરતો વિરોધ છે. એવા નૃત્યો બિલકુલ સન્માનવા ન જોઈએ. પરતુ તેથી નૃત્યકળા ખરાબ છે એમ પણ માની ન લેવુ જોઈએ કઈ પણ પ્રકારની વિકૃતિ એટલે કે ઇતિહાસની, પુરાણની કે સ્મૃતિની વિકૃતિનુ પ્રદર્શન કરવામા હુ માનતો નથી એ સામે મારો પુરતો વિરોધ છે અને સાચો નૃત્યકાર માને પણ નહિ ઈતિહાસ કે પુરાણોને પ્રજા સમક્ષ નવી રીતે મૂકવાનું કાર્ય કેળવણીકાર કરતા નૃત્યકાર બહુ જ સરસ રીતે મૂકી શકે, અને એ કાર્ય સફળતા રીતે કરી શકે એમ હું માનું છુ

ગૂજરાત કોઈ પણ કળાનું અધ અનુકરણ કરે, અથવા સમજ્યા વગર નકલ કરે તેનો હુ વિરોધ કરુ પરતુ જો તેને સમજીને અપનાવવામા આવે તો તેનો વાંધો જોતો નથી મહારાષ્ટ્રમા વ્યાયામ છે અને ગૂજરાતમા નથી ? અથવા ગૂજરાતીઓ કળાના પુજારી છે અને મહારાષ્ટ્રીઓ નથી ? બન્નેની સમાજમા આવશ્યક્તા છે અને તે દરેક દૃષ્ટિએ બન્ને એકબીજામા વણાયેલી છે નૃત્ય અને સગીત સાથેની લલિત કસરત છે જે માણસના હૃદયને સ્પર્શે છે

મને સહશિક્ષણ આપતી શાળાઓના ગરબાઓ જોવાની તક સાપડી નથી પરતુ જો તેમા જાતિય વિકૃતિ પોષાતી હોય તો જરૂર તે ત્યાજ્ય છે એવી વિકૃતીને બિલકુલ ન નભાવવી જોઈએ. બાકી નૃત્ય શાસ્ત્રથી નિર્દોષ માનસ બગડે છે અથવા નૃત્યથી નિર્દોષ માનસમા સડો પેસે છે એવી માન્યતા યોગ્ય નથી. હુ એમા માનતો પણ નથી

# સમાચારસંગ્રહ

## — માર્ચ માસની રોજનીશી —

**તા. ૧**—મુંબઈ–શ્રી. સંજાણાએ વ. મા. વ્યાખ્યાનમાળા અંગે શ્રી. 'દલપતરામ' વિશે વ્યાખ્યાન આપ્યું હતું.

સૂપા ગુરુકુલમાં સ્વામી અભયદેવજીને પ્રમુખપદે રાષ્ટ્રશિક્ષા સંમેલન થયું હતું. તેમાં નટવરલાલ વીમાવાળા, સ્નેહરશ્મિ, વિગેરેએ બોધક પ્રવચનો કર્યાં હતાં. રાત્રે બ્રહ્મચારીઓના વ્યાયામના પ્રયોગો થયા હતા.

અંધેરી આર. એચ. વાટક ઈન્ડસ્ટ્રિયલ સ્કૂલનો પાંચમો વાર્ષિક સમારંભ શ્રી. ખેરના પ્રમુખપદે ઊજવવામાં આવ્યો. તેમણે પોતાનાં પ્રવચનમાં જણાવ્યું કે દેશનું કીમતીમાં કીમતી ધન બાળકો છે. પણ એમને અવળી કેળવણી આપી એ સંપત્તિનો આપણે નાશ કરી રહ્યા છીએ. જે કેળવણીથી વિદ્યાર્થીની સર્જક શક્તિ ખીલે, તેમનામાં રાષ્ટ્રપ્રેમ, ભાષાપ્રેમ અને સ્વમાનની ભાવના તેમજ સેવાવૃત્તિ ખીલે એ કેળવણી સાચી કેળવણી લેખાય.

**તા. ૨**—અમદાવાદ લૉ કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ મુંબઈ વિદ્યાપીઠના વાઈસ ચાન્સેલર શ્રી. મસાણીએ ભાષણ કરતાં વિદ્યાર્થીઓને આવતા ભય સામે ચાંપતાં પગલાં લઈ પ્રજાને સાંત્વન આપવા જણાવ્યું હતું, શિસ્તબદ્ધ જીવનથી જ કેળવણી શોભી શકે. જવાબદારી ન સમજનારા યુવકોએ કેળવણી પાછળ લીધેલો શ્રમ વ્યર્થ ગયેલો જ ગણાય.

અમદાવાદ (શાહપુર): જાણીતા પત્રકાર શ્રી. ચીમનલાલ મોદીએ 'યુવકોનું કર્તવ્ય' એ વિશે ભાષણ આપ્યું હતું.

અંધેરી : ભારતીય વિદ્યાભવન તરફથી શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ 'ઉપનિષદો અને ભાગવતનાં સિદ્ધાંતો' પર વ્યાખ્યાન આપ્યું હતું.

મુંબઈ : પી. ઈ. એન ના હિંદ વિભાગના આશ્રયે પ્રો. એમ. ડી. આલ્ટેકરના પ્રમુખપદે ડૉ. જે. કે. મજમુદારે 'રામમોહનરાય અને હિંદની પુનઃજાગૃતિ' એ વિષય પર ભાષણ આપ્યું હતું.

**તા. ૩**—નૂતન બાલશિક્ષણ સંઘના કાર્યકર્તાઓની એક સભા બાલમુકુંદ મંદિરમાં સંઘના પ્રમુખ શ્રી. સરલાદેવી અંબાલાલ સારાભાઈના પ્રમુખપદે મળી હતી; જે વખતે હાલના તબક્કે સંઘનું કર્તવ્ય શું હોઈ શકે તેની ચર્ચા થઈ હતી.

**તા. ૪**—મુંબઈ : શ્રી. સંજાણાએ મુંબઈ વિદ્યાપીઠનાં મકાનમાં વ. મા. વ્યાખ્યાનમાળા અંગે 'અર્વાચીન ગૂજરાતી કવિતા' પર વ્યાખ્યાન આપ્યું હતું.

**તા. ૫**—મુંબઈ : શ્રી. સંજાણાએ મુંબઈ વિદ્યાપીઠનાં મકાનમાં વ. મા. વ્યાખ્યાનમાળા અંગે 'અર્વાચીન ગૂજરાતી ગદ્ય' પર વ્યાખ્યાન આપ્યું હતું.

**તા. ૭**—સૂરત : મ્યુનિ. સ્કૂલબોર્ડ તરફથી રમતગમતો, સાથિયા, ભરતગૂંથણની હરિફાઈમાં વિજયી થનાર શાળાઓને કપ અને પ્રમાણપત્રો આપવાનો મેળાવડો માજી મહેસુલી પ્રધાન શ્રી. મોરારજીભાઈના પ્રમુખપદે યોજાયો હતો. બોર્ડના પ્રમુખ શ્રી. ચન્દ્રવદન શાહે તેમજ પ્રમુખશ્રીએ પ્રાસંગિક પ્રવચનો કર્યા હતાં.

હિંદે આજે 'ચીન–દિન'ની ઊજવણી કરી હતી. એમ ધારવામાં આવે છે કે રૂપિયા ૧૨ લાખથી વધુ રકમ મૅડમ ચાંગ કાઈ શેકને મોકલવામાં આવશે. મુંબઈના ગવર્નરે રૂપિયા ૧૦૦૦ નો ફાળો આપ્યો છે.

**તા. ૮**—આણંદ : સરદારશ્રીના શુભ હસ્તે શેઠ મનસુખલાલ છગનલાલ ખેતીશાળાની ઉદ્‌ઘાટન વિધિ થઈ હતી. તેમણે ટ્રસ્ટીઓની સુંદર સખાવત અને મુંબઈ સરકારની સહાયનો ઉલ્લેખ કરી આશા પ્રદર્શિત કરી હતી કે આ સંસ્થા ખેડૂતને નવું દ્રષ્ટિબિંદુ આપીને તેનાં સામાન્ય કામમાં વૈજ્ઞાનિક રીતો શીખવીને ગૂજરાતની સેવા કરશે.

**તા. ૯**—રાવલપીંડી : શ્રી. ખલીક ઝામનના પ્રમુખપદે પંજાબ મુસ્લીમ વિદ્યાર્થીમંડળની બીજી વાર્ષિક બેઠક મળી હતી.

મુંબઈ : મુંબઈ શાંતિસેના તરફથી કોમી એખલાસ વધારવાની હિલચાલ અંગે પ્રો. વી. જી. રાવના પ્રમુખપદે સભા બોલાવવામાં આવી હતી.

**તા. ૧૨**—અમદાવાદ : શેઠ શ્રી ભીખાભાઈ જીવાભાઈ વિદ્યાર્થીગૃહ અને સ્વ. મગનભાઈ ચતુરભાઈ પુસ્તકાલયના મકાનોની ખાતમુહૂર્ત ક્રિયા સરદારશ્રીએ કરી હતી. અને તે પ્રસંગોએ પ્રેરક તથા બોધક પ્રવચનો કર્યાં હતાં.

મુબઈ બ્લેવેત્સ્કી લૉજમા પ્રો આર એમ ભાગવતે 'Victory of death unveiled by science' ના વિષય પર ભાષણ આપ્યુ હતુ

**તા ૧૩**—વડોદરા ફરગ્યુસન કૉલેજના લોકપ્રિય પ્રિન્સિપલ શ્રી જી એસ મહાજનીએ શ્રી ગોવિંદરાવ મહારાજ મન્વન્તર્ શાળામા 'કેળવણી અને લોકશાસન વાદ' એ વિષય પર આપેલા પોતાના ભાષણમા દેશમાથી બેકારી કે નિરુદ્યમનો નાશ કરવા તથા કોમી ઐક્ય સ્થાપી એક રાષ્ટ્ર તરીકે પ્રગતિ કરવા કહ્યુ હતુ તેમણે જણાવ્યુ હતુ કે જ્યા બધાને શિક્ષણ, જ્ઞાન, સ્વાતન્ત્ર્ય અને રોટી મળી શકે ત્યા જ ખરી ડેમોક્રસી છે

**તા ૧૪**—ન્યુ દિલ્હી સર સુલતાન અહમદના પ્રમુખપદે સર્વ ધર્મ પરિષદ મળી હતી તેમા ઐક્ય સંબધી મનનીય વિચારો દર્શાવવામા આવ્યા હતા

**તા ૧૫**—અમદાવાદ સરદારશ્રીએ 'હાલની પરિસ્થિતિ' પર પ્રવચન કર્યુ હતુ

સિહોર કવિ શ્રી રાયચૂરાના પ્રમુખપદે પુસ્તકાલય પરિષદ મળી હતી

**તા. ૧૬**—ઝવેરી ભારતીય વિદ્યાભવનના આશ્રયે ડૉ એચ ડી પુસાલકર 'સિંધુની સંસ્કૃતિ' એ વિષય પર જાહેર ભાષણ આપ્યુ હતુ

**તા ૧૭**—સમસ્ત ચીનમા 'હિન્દ – ચિન' ઉજવાયો હતો ચીની અખબારોએ હિદ વિશે ખાસ લેખો અને વધારાઓ પ્રસિદ્ધ કર્યા હતા જેમા બુદ્ધનો ઉપદેશ ચીન અને હિદ ઉભયની સસ્કૃતિની એકતા તેમજ મૈત્રી વિશે પ્રધાનપણે ઉલ્લેખ કરવામા આવ્યો હતો

**તા ૧૮**—મુબઈ ગુજરાતી હિંદુ સ્ત્રી મડળના આશ્રય હેઠળ ડૉ કેપ્ટન વજીફદારે 'હવાઈ હુમલા વખતે સાવચેતી' એ વિષય પર વ્યાખ્યાન આપ્યુ હતુ

**તા ૧૯**—રાજકોટ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદે વિદ્યાર્થી સમેલન ભરવામા આવ્યુ હતુ

**તા ૨૦**—વડોદરા મુબઈની કૉમર્સ કૉલેજના પ્રિન્સિપલ શ્રી ગુરુમુખસિંગના પ્રમુખપદે વડોદરા શહેરના વિદ્યાર્થીઓની પરિષદ ભરાઈ હતી

અલ્લામા શ્રીમતી હસા મહેતાએ મહિલા કાર્યકર તાલીમ વર્ગ ખુલ્લો મૂક્યો તેમણે જણાવ્યુ કે જે દેશોમા સામાજિક સેવાનુ કાર્ય પદ્ધતિસર ચાલે છે ત્યા શિક્ષકની માફક જ કાર્યકરોને પણ તાલીમ આપવાની જરૂરિયાતનો સ્વીકાર થયો છે અખિલ હિંદ મહિલા પરિષદે આ કૅપ ખોલીને પોતાની ચળવળમા એક પીછાનો વધારો કર્યો છે

**તા ૨૧**—મુબઈ રેડિયો મથકેથી શ્રી નટવરલાલ વીમાવાળાએ પ્રાચીન સુરતની મશહુર વ્યક્તિ શ્રી અરદેશર કોટવાલ વિશે પ્રવચન કર્યુ હતુ

પૂના ઓલ ઇન્ડિયા મૅન્યુફેક્ચરીંગ કૉન્ફરન્સની બેઠક ટિળક સ્મારક મન્દિરમા મળી હતી સ્વાગત પ્રમુખ શ્રી જી વી પુરાણિકે ભાષણ કરતા જણાવ્યુ કે પ્રાતોમા રાષ્ટ્રીય સરકાર હોય તો નવા ઉદ્યોગોને ઉત્તેજન મળે અને જુનાઓની હાલત સુધરે વધુમા તેમણે સ્ટૅફર્ડની હિંદ પધરામણીના શુભ પરિણામો મેળવવાની આશા વ્યક્ત કરી છે

**તા. ૨૨**—અમદાવાદ નાગજી ભૂધર પુસ્તકાલયની ઉદ્‌ઘાટન વિધિ શ્રી ગણેશ વાસુદેવ માવળકરના હસ્તે થઈ પુસ્તકાલય મડળના પ્રમુખ શ્રી સરલાદેવીએ એ પ્રસગે પ્રમુખસ્થાન લીધુ હતુ

મુબઈ શ્રી બાળાસાહેબ ખેરે બૉમ્બે બુલિયન એક્ષ્ચેંજના હૉલમા નવજીવન સંઘના વાર્ષિક સમેલન સમક્ષ જનતાને ગ્રામઉદ્યોગને અપનાવી, પોતાનું અને પોતાના રાષ્ટ્રનુ ભલુ કરવા તેમજ ગૌરવ વધારવા હાકલ કરી હતી

**તા. ૨૬**—અમદાવાદ ગુજરાત વિનય મન્દિર વિદ્યાર્થી મડળના આશ્રય હેઠળ નવા વાડજમા શ્રી નર્મદાશંકર ગણપતરામ ઠાકરે 'ભગવાન રામચન્દ્રજીનુ જીવન' એ વિષય ઉપર કીર્તન કર્યુ હતુ

**તા. ૨૭**—ટિળક મન્દિરમા મહારાષ્ટ્ર રાજકીય પરિષદ મળી હતી પ્રમુખસ્થાને શ્રી એમ આર જયકર બિરાજ્યા હતા

## શાળાસમાચાર

નડિયાદ જીવકોરબ્હેન મફતલાલ કન્યા વિદ્યાલયની ઉદ્‌ઘાટનવિધિ સરદારશ્રીના હસ્તે થઈ હતી.

તા ૭મીએ શ્રી ભૂના ન્યુ ઇંગ્લિશ સ્કૂલે શ્રી વીરેન્દ્રરાય દેસાઈના પ્રમુખપદે શાળાદિન ઉજવ્યો હતો.

સુરતની મિશન હાઇસ્કૂલનો ૧૦૨મો સ્થાપના દિન સમારભ તા ૭મીએ ડૉ કુવરજી નાયકને પ્રમુખપદે ઉજવાયો હતો તેમણે વિદ્યાર્થીઓને તેમના જીવનમા બલિદાન, ત્યાગ અને સેવાની ભાવના ઉતારવાની હાકલ કરી હતી.

તા. ૨૮મીએ સર એસ. ડી. સકલાતવાળાએ સર દોરાબજી તાતા ગ્રેજ્યુએટ સ્કૂલ ઓફ સોશ્યલ વર્કના સંમેલન વખતે પ્રમુખસ્થાન લીધું હતું અને યુનિવર્સીટીના વાઈસ ચેન્સેલર શ્રી. મસાણીએ વ્યાખ્યાન આપ્યું હતું.

મુંબઈની ગોકલદાસ તેજપાળ હાઇસ્કૂલના પ્રિન્સિપલ શ્રી. ભગવાનદાસ નાનાભાઈ મરચંટ નિવૃત થતા હોવાથી તેમની જગ્યાએ શ્રી. જ્યોતીન્દ્ર દેસાઈની મે માસથી પ્રિન્સિપલ તરીકે નિમણૂક કરવામાં આવી છે. શ્રી. બી. એમ. કાપડિયા વાઇસ પ્રિન્સિપલ નિમાયા છે.

## પરચૂરણ સમાચારો

માર્શલ ચાંગ-કાઈ-શેકે શાન્તિનિકેતનને રૂા. ૮૦૦૦૦ની ભેટ આપી છે.

મદ્રાસ શહેરના ભિખારીઓ માટે ઉદ્યોગગૃહ ખોલવા માટે સરકારે કોરપોરેશન માટે રૂા. ૩૫૦૦૦ની લોન મંજુર કરી છે.

મુંબઈ વિદ્યાપીઠની સેનેટમાં શિક્ષકોના પ્રતિનિધિ તરીકે મુંબઈના સાયન્સ ઈન્સ્ટીટ્યુટના પ્રો. આર. સી. શાહ અને સાંગલીની વિલિંગ્ડન કોલેજના પ્રો. વાડેકર ચૂંટાયા છે.

મુંબઈ સરકારે છાપકામ ને કાગળની વધેલી કિંમતને લક્ષમાં લઈ હાઇસ્કૂલના પાઠ્યપુસ્તકોનાં પ્રકાશનો માટે ૨૫ ટકા, મિડ્લ સ્કૂલો માટે ૩૩॥ ટકા અને પ્રાથમિક સ્કૂલોના પ્રકાશન માટે ૪૦ ટકા કિંમત વધારવાની વેપારીઓને છૂટ આપી છે.

સૂરત સુધરાઈને પ્રાથમિક કેળવણી અંગે અપાતી સરકારી ગ્રાંટમાં કાપ મૂકવાનો સરકારે નિર્ણય કર્યો છે. આથી સુધરાઈ અને સરકાર વચ્ચે ઝઘડો પડયો છે.

ખેડા જિલ્લા શાળાબોર્ડે બોરસદ તાલુકાના ૧૩ ગામોમાં જ્યાં શાળામાં હરિજનોને પ્રવેશ મળ્યો નથી. તે શાળાઓને નોટીસો આપી માર્ચની ૩૧મી સુધીમાં શાળામાં હરિજન બાળકોને પ્રવેશ આપવા ફરમાવ્યું છે. તેમ નહિ થાય તો એ ગામની શાળાઓને એપ્રિલની પહેલીથી બંધ કરવામાં આવશે.

રા. જ્યોતિન્દ્ર હ. દવેને રણજિતરામ ચંદ્રક મળ્યો છે.

હિંદી સરકારના સરક્ષણ વિભાગે યુનિ.ના તાલીમદળનું લશ્કરીકરણ કરવાનું ઠરાવ્યું છે અને તેને લશ્કરના અંકુશ હેઠળ લેવામાં આવશે. આવી જાહેરાત મદ્રાસ યુનિ.ની સેનેટમાં કરવામાં આવી છે.

## શિક્ષકમંડળોના સમાચાર

**સૂરત જિલ્લા માધ્યમિક કેળવણી પરિષદ :** ઉપલી પરિષદ્ પારડીની ઉમરીગર હાઇસ્કૂલના ચોગાનમાં તા. ૧, ૨ અને ૩ માર્ચના રોજ શ્રી. શંકરપ્રસાદ શુકલના પ્રમુખપદ હેઠળ મળી હતી. સૂરત જીલ્લાની માધ્યમિક શાળાના આચાર્યો, તથા શિક્ષકો ઉપરાંત જીલ્લાની બહારના પણ કેટલાક શિક્ષકો પધાર્યાં હતા.

આરંભમાં શ્રી. દયાળજી દેશાઈએ સર્વે શિક્ષકોને સુરત જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘ તરફથી આવકાર આપતાં જણાવ્યું હતું કે સમાજમાં શિક્ષકોનું સ્થાન જોઈએ તેટલું ઊંચું નથી. તે વસ્તુસ્થિતિ દૂર કરવાને આવાં સંમેલનો દ્વારા આપણે આપણી ત્રુટીઓ દૂર કરી શકીએ તથા વિચારોની આપલેથી ઘણું શીખી શકીએ.

શ્રી. શુકલે સંઘોની જરૂરિયાત અને શિક્ષકોની જવાબદારી જણાવતાં કહ્યું કે લડાઈને લીધે જે લોકો નાસભાગ કરે છે, તેમ ભવિષ્યમાં બાળકો ન કરે અને તેઓ મુશ્કેલીઓનો સામનો કરતાં શીખે, એવાં બનવાં જોઈએ.

વડોદરાના આચાર્ય શ્રી. એન.-એન. શાહે 'સંસ્કૃતનું શિક્ષણ' એ વિષય પર મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. મેટ્રિકના પેપરમાં અંગ્રેજીમાંથી સંસ્કૃત કરવાનો પ્રશ્ન વિદ્યાર્થીઓનો મોટો ભાગ છોડી દે છે; કારણકે પ્રથમ અંગ્રેજી સમજવું ભારે પડે છે. અંગ્રેજીને બદલે જુદી જુદી માતૃભાષાઓમાં એ ફકરો આપવો જોઈએ. સંસ્કૃતમાં ગુજરાતી સાથે પાસ થઈ શકાવાથી તેમજ સંસ્કૃત પાઠ્યપુસ્તકમાંના અનુવાદના જ ઘણાં માર્ક હોવાથી વિદ્યાર્થીઓ અનુવાદ ગોખીને પાસ થઈ જતા હોવાથી સંસ્કૃતનું મહત્વ ઘણું ઘટી ગયું છે તે તરફ વક્તાએ ધ્યાન ખેંચ્યું હતું.

આચાર્ય શ્રી નીનકડ દવેએ 'આધુનિક શિક્ષક' પર માર્મિક ભાષણ કર્યું હતુ હાલની કેળવણી સબધી તેમણે કહ્યુ કે વિદ્યાપીઠના સ્નાતકો સ્વેચ્છાથી જે વિષયો પસદ કરે છે, તે પણ પરીક્ષા પૂરતા તૈયાર કરતા હોવાથી પરીક્ષા પછી તે વિષય ઉપર તેમનો ખાસ કાબૂ હોતો નથી.

બીજા દિવસના પ્રમુખ શ્રી સ્નેહરશ્મિએ બાળકોની શારીરિક દરિદ્રતાનુ ચિત્ર ખડુ કર્યું હતુ માબાપોનુ બાળકો પ્રત્યે કેટલુ દુર્લક્ષ હોય છે તે સબધી તેઓએ જણાવ્યુ કે શહેરમા એક માણસ રેસના એકાદ ઘોડાનો પૂરો ઇતિહાસ જાણતો હોય છે, પરતુ પોતાનો છોકરો કયા ધોરણમા છે, તે જાણતો નથી ગામડાના એક ખેડૂતને બાળકના મરણ કરતા બળદનુ મરણ વધારે સાલે છે આવી પરિસ્થિતિમા શિક્ષકો તથા સઘો શુ કરી શકે છે તેના કેટલાક દૃષ્ટાન્તો બતાવ્યા હતા ત્યારપછી વાલીઓનો સહકાર સાધવા શું શુ કરવુ જોઈએ તે વિશે રસપ્રદ ચર્ચા થઈ હતી

શ્રી જે યુ મહેતાએ 'Problem of Interest' એ વિષય ઉપર ભાષણ કરતા બાળકોને ભણવામા રસ કેમ નથી પડતો અને એમા શિક્ષકો તથા શાળાના સચાલકોની શી શી ત્રુટીઓ રહેલી છે એ વિસ્તારથી બતાવ્યુ હતુ ન ભણી શકતા બાળકોને ધક્કા મારીને ઉપર ચઢાવ્યા કરતા એમને કોઈ ઉદ્યોગ તરફ વાળવાની જરૂરિયાત પર એમણે ભાર મૂકયો હતો

આચાર્ય શ્રી નાનુભાઈ દેશાઈએ 'આચાર્ય અને ગઈદનીરા શિક્ષક વચ્ચેનો સબધ' એ વિષય પર મનનીય ભાષણ આપ્યુ હતુ

ત્રીજે દિવસે 'શિક્ષકનુ સમાજમાં સ્થાન અને તે સુધારવા માટે શું કરવુ' એ વિષય ઉપર સુદર વાર્તાલાપ થયો હતો

દરરોજ રાત્રે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનો મનોરજક કાર્યક્રમ રાખવામા આવ્યો હતો એમા બીજા દિવસના કાર્યક્રમમા શ્રી સ્નેહરશ્મિએ એમના વિદ્યાપીઠજીવનનો રમૂજી ખ્યાલ કેટલાક સુદર કાવ્યો ગાઈ સભળાવી આપ્યો હતો શ્રોતાઓને એમા ખૂબ આનદ આવ્યો હતો

### નૂતન શિક્ષણ સઘ, સૂરત

સઘની વાર્ષિક સામાન્ય સભા તા ૧૪–૩–૪૨ના રોજ મળી હતી તેમા પ્રમુખ તરીકે શ્રી અમૃત કૃષ્ણ મોહિલે, ઉપપ્રમુખ તરીકે શ્રી મગનલાલ નાયક, મત્રીઓ તરીકે શ્રી અરુણચદ્ર પડયા અને શ્રી ગુલાબદાસ વાકાવાળા, તેમજ ખજાનચી તરીકે શ્રી રણછોડદાસ મહેતા તેમજ કાર્યવાહક સમિતિના સભ્યો તરીકે શ્રી ચદ્રવદન શાહ, શ્રી જીવણલાલ બારોટ, શ્રી હરિપ્રસાદ વીણ, શ્રી આત્મારામ શીકે, શ્રી રમણલાલ દલાલ અને શ્રી હરિભાઈ દેસાઈ, તેમજ અન્વેષકો તરીકે શ્રી યાર્દી અને શ્રી તારકુડેની વરણી કરવામા આવી હતી

## અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ

## [ ૧ ]

### મુંબઈ વિદ્યાપીઠના વાઈસ ચેન્સેલર સાથેની મુલાકાતનો હેવાલ

મુબઈ યુનિવર્સિટીના વાઈસ ચેન્સેલર શ્રી આર પી મસાણી અમદાવાદની ઊડતી મુલાકાતે તા ૨૮–૨–૪૨ તથા તા ૧–૩–૪૨ ના રોજ આવ્યા હતા આ મુલાકાતનો લાભ લઈ અમદાવાદ માધ્યમિક શિક્ષક સઘે તેમને નિમત્રણ આપ્યુ હતુ, પરતુ સમયના અભાવે તેઓ તે નિમત્રણ સ્વીકારી શકયા ન હતા, પરતુ સંઘની કારોબારી સભાને મળવાની ખાહેશ દર્શાવી હતી અને રવિવાર, તા ૧–૩–૪૨ ના રોજ સઘની કારોબારી સભાને મુલાકાતનુ માન આપ્યુ હતું આ મુલાકાત અર્ધો કલાક ચાલી હતી અને સઘના કારોબારી સભાના સભ્યોએ તેમની સમક્ષ રજૂ કરેલી માગણીઓ પર નિખાલસપણે સહૃદયતાપૂર્વક ચર્ચા ચલાવી હતી

**સઘ તરફથી આવકાર** · શરુઆતમા સઘના ઉપપ્રમુખ શ્રી વિનાયકરાવ ત્રિવેદીએ સઘ તરફથી વાઈસ-ચેન્સેલરને આવકાર આપ્યો હતો અને સઘની વિનતિ માન્ય રાખી મુલાકાત આપવા માટે આભાર માન્યો હતો અને સરકાર તરફથી ત્રીજી વખત તેમની વાઈસ ચેન્સેલર તરીકે થએલી નિમણૂક બદલ હર્ષ દર્શાવ્યો હતો. આગળ ચાલતા

શ્રી. રતિલાલ ત્રિવેદીએ શ્રી. દલાલની પ્રશંસા કરતાં જણાવ્યું હતું કે શિક્ષક સંઘને અસ્તિત્વમાં લાવવા શ્રી. દિવાન અને શ્રી દલાલ બે જ યોગ્ય પુરુષ હતા. પરંતુ શ્રી દિવાન અનેક પ્રવૃત્તિઓમાં હોવાથી, શ્રી દલાલે આ કામ ઉપાડી લીધું હતું. હેડમાસ્તરોનો સંઘ હોય તો પણ બન્ને સંઘમાં સંવાદીપણું ઊભું કરવાની તકો ઊભી કરવી જોઇએ અને ઘર્ષણ વધે તે પહેલાં તોડ કાઢવો જોઇએ.

શ્રી. દલાલે પ્રત્યુત્તરમાં જણાવ્યું હતું કે શ્રી. દિવાન, શ્રી બલ્લુભાઇ, શ્રી. વિનાયકરાવ, વગેરે શિક્ષણ કાર્યના બુઝરગોના પીઠબળથી જ તેઓ આ કામ કરી શકયા હતા. હેડમાસ્તરનો સંઘ પણ જોઇએ એવી તેમની માન્યતા હોવા છતાં એમણે જણાવ્યું કે એમાંથી અનિષ્ટ તત્ત્વો ઉત્પન્ન થશે એવો ભય ધરાવવાનું કંઈ કારણ નથી. આજના નવી શાળાઓના માલિકો એ થોડાં વર્ષો પહેલાંના શાખ જમાવનારા શિક્ષકો હતા. તેથી તેમણે શિક્ષકોને સલાહ આપી કે તમે ખૂબ વાંચો અને કામ કરો, શાખ જમાવો અને તમે નીચી કોટિના છો એવો વિચાર કાઢી નાખો તો માલિકો તમારી ઇચ્છાઓને ઠોકરે મારી શકશે નહિ. પણ તમે કોઇ પાસે માગવા જશો નહીં.

બાદ શ્રી. વી. બી. દેસાઈએ પ્રમુખના ઉપકારની દરખાસ્ત મૂકતાં જણાવ્યું હતું કે શ્રી. વિનાયકરાવ બન્ને સંઘમાં હોદ્દેદાર છે ત્યાં સુધી કડવાશ ઊભી થતી અટકાવશે એવી મારી ખાતરી છે. બાદ શ્રી. વૈષ્ણવે દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યુ હતું કે શ્રી. દલાલ આ સંઘના પિતા છે; તેથી શિક્ષકો તે સંઘને મજબૂત બનાવવાની પોતાની ફરજ અદા કરીને જ શ્રી. દલાલને ખરું માન આપી શકે. પરંતુ શ્રી. દલાલ પણ એ બાળકોને ઝેર અપાતું હોય તો અટકાવશે.

બાદ બધાએ અલ્પાહાર તથા ચ્હાપાણીને ઇન્સાફ આપ્યા પછી સભા વિસર્જન થઈ હતી.




મુદ્રક : કાલિદાસ કૃપાશંકર રોલત, 'પ્રતાપ' પ્રિન્ટીંગ પ્રેસ, કણપીઠ, સૂરત
પ્રકાશક · ચન્દ્રવદન ચૂનીલાલ શાહ · દેસાઈપોળ · સૂરત

# નૂતન શિક્ષણ

વર્ષ સાતમું • અંક દશમો

મે • ૧૯૪૨

---

તંત્રીઓ • • હરભાઈ ત્રિવેદી • • ચંદ્રવદન શાહ

# અ નુ ક્ર મ







વર્ષ • ૭ • અંક • ૧૦
મે • ૧૯૪૨

પરીક્ષાના કામમાંથી આપણે બધા હમણાં જ છૂટા થયા છીએ. આ સમય દરમિયાન આપણા કામે આપણને વિચાર કરતા કરી મૂક્યા હોવા જોઈએ. જે રીતે હાલ પરીક્ષા લેવાય છે તેથી તો ભાગ્યે જ કોઈને સંતોષ થતો હશે.

આપણા પ્રશ્નપત્રો માટે હજી કોઈ સર્વમાન્ય વૈજ્ઞાનિક ધોરણ મુકરર થયું લાગતું નથી. કાં તો તે બહુ અઘરા હોય કે બહુ સહેલા હોય; કોઈક વાર પરીક્ષક મુખ્ય-અગત્યની બાબતો પર પ્રશ્નો પૂછે, તો કોઈક વાર ઝીણી ઝીણી બાબતો પર પ્રશ્નો પૂછીને તે વિદ્યાર્થીઓને મૂંઝવે; કોઈક વાર એની ભાષા સામાન્ય વિદ્યાર્થીઓને ન સમજાય એવી અઘરી હોય તો કોઈ વાર દેખીતી રીતે સરળ લાગતા પ્રશ્નમાં એકાદ એવી આંટી હોય કે અસાવધ વિદ્યાર્થી આપોઆપ ગુલાંટ ખાઈ જાય. અને હાલના પ્રશ્નપત્રોમાં એ વાત તો સામાન્ય જ હોય છે કે અભ્યાસક્રમના થોડા જેટલા ભાગને જ તે સ્પર્શે છે.

વિદ્યાર્થીઓના જવાબોથી પણ કેટલા પરીક્ષકોને સંતોષ થાય છે? જે જાતના પ્રશ્નો પુછાય છે તેના જવાબમાં માહિતી ઉપરાંત તેની યોગ્ય પસંદગી ને ગોઠવણીની અપેક્ષા પણ રહે છે. આ કસોટીમાંથી વિદ્યાર્થીઓના કેટલા ટકા પાર ઊતરી શકતા હશે? કોઈ પણ વિષયના ઉત્તરો ભાષાશુદ્ધિની દૃષ્ટિએ કેટલે અંશે સંતોષકારક કહેવાય? અને છતાં પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થીઓનું પ્રમાણ તો ૭૦ થી ૯૦ ટકા જેટલું હોય છે!

આ બધી હકીકત આંખ ઉઘાડનારી નથી શું? જો આપણે દંભને પોષવા માગતા ન હોઈએ તો આ દિશામાં સુધારો કરવાની આપણી પહેલી ફરજ નથી શું? વર્ષ દરમિયાન વિદ્યાર્થી જે કામ કરે—અને આમાં પરીક્ષાની ધામધૂમ વિના અવારનવાર લેવાયેલી મૌખિક ને લેખિત કસોટીઓનો પણ સમાવેશ થઈ જાય છે—તેની નોંધ રાખીને તે કામને આધારે તેમજ શિક્ષકનો અભિપ્રાય ધ્યાનમાં લઈને વિદ્યાર્થીને ઉપર ચડાવવામાં આવે એજ સારામાં સારો માર્ગ છે. પરંતુ તે ગ્રહણ કરવા જેટલો આત્મ-વિશ્વાસ જો આપણામાં ન હોય તો પણ પરીક્ષાને વિશેષ વૈજ્ઞાનિક, વિદ્યાર્થીના જ્ઞાનને સર્વમાન્ય ધોરણે કસોટીએ ચડાવનાર તેમજ એકસરખા ધોરણે મૂલ્યાંકન કરનાર તો આપણે જરૂર બનાવી શકીએ. પરીક્ષાનો કોયડો સ્વતંત્ર વિચારણા ને હિંમતભર્યો ઉકેલ માગી લે છે. આપણે આ માગણી પૂરી પાડી શકીશું?

# પ્રેરણા અને વૃત્તિ

**શ્રી. ચૂનીલાલ શાહ**
આચાર્ય • મહિલા વિદ્યાલય • ભાવનગર

**મ**નુષ્ય યંત્ર નથી, પરંતુ ચૈતન્ય છે; અને તેની પ્રવૃત્તિઓ સહેતુક અથવા ધ્યેયલક્ષી હોય છે. એ આપણે પહેલા પ્રકરણમાં જોઈ ગયા. એ ધ્યેયોનું સ્વરૂપ કયા પ્રકારનું છે, એની સંખ્યા કેટલી છે, એમાં રૂપાંતર, એનો વિકાસ કઈ રીતે થાય છે એ સર્વેનું નિરૂપણ આ પુસ્તકમાં અગ્રસ્થાન લેશે. આ પ્રકરણમાં ધ્યેયનું સ્વરૂપ કઈ જાતનું છે, તથા પશુપંખીમાં અને મનુષ્યોમાં એ કઈ રીતે વ્યક્ત થાય છે, એ રીતો વચ્ચે કેટલું સામ્ય અને કેટલું અંતર છે તે વિચારવામાં આવશે.

મનુષ્યની અંદર રહેલ ચૈતન્યને વિચારકોએ જુદાં જુદાં નામ આપેલ છે. એને ફ્રેંચ તત્વજ્ઞાની બર્ગસો એલાં વાઈટલ [Elan vital] નિટ્શે જિજીવિષા [will to have] ફ્રૉઈડ લીબીડો, આડલર સત્તાકાંક્ષા [will to power] બૌદ્ધો તનહા અને હિંદુઓ વાસના કહે છે. એ શક્તિ જુદે જુદે પ્રસંગે વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરે છે. એ શક્તિ ભયના પ્રસંગે એક સ્વરૂપે, કારુણ્યના પ્રસંગે બીજી રીતે, અને હાસ્યના પ્રસંગે ત્રીજા પ્રકારે વ્યક્ત થાય છે જ્યારે જીવજંતુ, પશુપંખી અને પ્રાણીઓમાં એ શક્તિ ભિન્ન ભિન્ન પ્રસંગોએ જુદી જુદી રીતે વ્યક્ત થાય છે ત્યારે એ પ્રેરણા instinctના નામે અને એ જ પ્રમાણે મનુષ્યમાં વ્યક્ત થાય છે ત્યારે એ વૃત્તિ propensityના નામથી ઓળખાય છે. પ્રેરણા અને વૃત્તિ* કઈ રીતે વ્યક્ત થાય છે, અને તેમની વચ્ચે કયા પ્રકારનું સામ્ય તથા અંતર છે તેનો હવે આપણે વિચાર કરીશું.

## પ્રેરણા

પશુને તેમજ મનુષ્યને કેટલીક પ્રેરણાઓ તથા વૃત્તિઓ વારસામાં પ્રાપ્ત થાય છે. તે શિક્ષણ અથવા અનુભવથી પ્રાપ્ત થતી નથી, પરંતુ જન્મની સાથે જ મનુષ્યને તેમ પશુને તે મળે છે. એ વૃત્તિઓ અનુસાર વર્તન રાખવાનું કયાંઈ શીખવા જવું પડતું નથી; એ શક્તિ સ્વંયભૂ છે. એ શક્તિ વડે જ ખિસ્કોલી શિયાળા માટે ખોરાકનો સંગ્રહ છે, પક્ષીઓ માળા બાંધે છે, ઈંડાં સેવે છે, અને નાનાં બચ્ચાંઓને ખવરાવે છે. બીજી ખિસ્કોલીઓને ખોરાક સંગ્રહતા ખિસ્કોલીએ કદી જોઈ ન હોય છતાં પણ તે આંતર પ્રેરણાથી પ્રેરાઈને અનાજ સંગ્રહશે. એ જ પ્રમાણે પક્ષીઓએ બીજા પક્ષીઓને માળા બાંધતા જોયા ન હોય અથવા બીજા પક્ષીઓ માળા બાંધે છે એટલી યે ખબર ન હોય તો પણ પક્ષીઓ અંદરથી પ્રેરાઈને માળા બાંધશે. માળા બાંધવાની શક્તિઓ પક્ષીઓ વારસામાં લેતા આવે છે. આમાં શિક્ષણ ભાગ ભજવતું નથી. એની ખાતરી કરવા એક પ્રયોગ કરવામાં આવ્યો હતો. કરોળિયાની એક એવી જાત થાય છે કે જે ભોંમાં દર બનાવે છે. આવા એક કરોળિયાનો જન્મ થયો કે તરત જ તેને ભીની માટીવાળા વાસણમાં મૂકવામાં આવ્યો હતો. આ કરોળિયાએ કોઈને દર બનાવતાં જોયાં ન હતાં; દરમાં તેનો જન્મ થયો હતો, પણ દર તેણે જોયું ન હતું. છતાં ય જેવો તેને ભીની માટી વચ્ચે મૂકવામાં આવ્યો કે તરત જ તેણે જમીનમાં ખોદવા માંડયું અને તે ખાડાની કોર ઉપર ભીની માટી મૂકવા માંડી.

* પ્રેરણા = Instinct અને વૃત્તિ = propensity. આ બે વચ્ચે ભેદ છે, છતાં પણ બન્ને વચ્ચે સામ્ય પણ હોવાથી કોઈ કોઈવાર અંગ્રેજીમાં બન્ને શબ્દો પર્યાય તરીકે પણ વપરાય છે; એટલે ઘણી વાર પ્રેરણા અને વૃત્તિ બન્નેને instinctના નામથી પણ ઓળખવામાં આવે છે.

એણે પોતાના શરીરમાંથી પણ કેટલોક પદાર્થ કાઢવાનું શરૂ કરી દીધું અને તેનો પણ ઉપયોગ દર બનાવવામાં કર્યો. એ દર બનાવવામાં અનેક ક્રિયાઓ તેને કરવાની હતી. વળી દરને અનુકૂળ ઢાંકણું પણ બનાવવાનું હતું. અને એ ઢાંકણું બરાબર બંધબેસતું આવે એવડું જ બનાવવાનું હતું. જોઈએ તે કરતાં નાનું કે મોટું ઢાંકણું ન ચાલે એટલે એ બનાવવામાં ઘણો શ્રમ લેવો પડયો, અને એમાં માત્ર એની સાહજિક વૃત્તિ કામ ન આવી; એમાં તેને ફરી ફરીને ઢાંકણું બનાવવું પડયું હતું, અને સંજોગો અનુસાર ઢાંકણાનું માપ ફેરવવું પડયું હતું; એટલે એમાં એને બુદ્ધિ પણ વાપરવી પડી હતી. આ છેલ્લી ક્રિયા બાદ કરીએ તો દર બનાવવાની ગૂંચવણ ભરેલી સર્વ ક્રિયાઓ તેણે સહજ રીતે કરી હતી.

એ જ પ્રકારનું બીજું દૃષ્ટાંત એકલવિહારી ભમરીનું જોઈએ. આ ભમરી જન્મથી જ એકલી ફરે છે; તેને તેના સાથીઓ પાસેથી શીખવાનો અવકાશ મળતો નથી છતાંય તે અનેક ક્રિયાઓ પ્રેરણાથી કરે છે. ને ભમરી ભીની માટીથી કોઈ સ્થળે પોતે રહી શકે તેવું દર બનાવીને તેમાં એક ઈંડું મૂકે છે, તેમાં નાના કરોળિયાઓને એક પછી એક લાવીને મૂકે છે, અને પછી દરને બરાબર ભીની માટીથી પૂરી દઈને ઊડી જાય છે. જે બચ્ચાંને માટે તેણે દર કર્યું, જે બચ્ચાંને માટે ખોરાક ખાતાં શીખ્યાં પહેલાં તેણે ખોરાક સંઘરીને મૂક્યો તે બચ્ચાંને જોવા તે કદી પાછી આવતી નથી. ને ત્યાંથી ઊડીને ગઈ તે ગઈ. ભમરી આ કાર્ય કયાંઇથી શીખતી નથી. તે જન્મથી જ આ શક્તિ લાવેલી હોય છે. બચ્ચાંને માટે ખોરાક મૂકવાનું કામ તે સહજપ્રાપ્ત શક્તિથી વગર શિક્ષણે વગર અનુભવે કરે છે.

સર્વ જંતુઓ એક જ રીતે ક્રિયા કરે એટલે સર્વને જન્મથી જ એ પ્રેરણા અને ક્રિયા કરવાની શક્તિ પ્રાપ્ત થઈ છે એમ ફલિત થાય છે.

હવે પંખીઓમાં પ્રેરણા કઈ રીતે કાર્ય કરે છે તે જોઈએ. અમુક ઋતુમાં કબૂતરીને જોતાં કબૂતરનો જાતીય આવેગ જાગૃત થાય છે, આ આવેગ સંતોષતાં તે માદાનું હૃદય જીતવા પ્રયત્ન આદરે છે. તે ગર્વભર્યો આમ તેમ ચાલે છે, છટાપૂર્વક તેની ડોક નમાવતો જાય છે, તેની પાંખો પહોળી કરે છે, છાતી ફુલાવે છે, અને પારેવડીના હૃદયના તાર ઝણઝણી ઊઠે તેવું કૂજન કરે છે. માદાની ચક્ષુ અને કર્ણને આ પ્રમાણે મધુર સંવેદન પ્રાપ્ત થતાં તેની જાતીય પ્રેરણા જાગૃત થવા માંડે છે. પારેવાની આ ક્રિયાઓથી તેનું હૃદય પરવશ બનવાની શરૂઆત કરે છે. આ રીતે શરૂ થયેલું સંવનન દિવસો સુધી ચાલે છે; એના પરિપાકને અંતે તે યુગલ મૈથુન સેવે છે, અને પારાવતી સગર્ભા બને છે.

એક પ્રેરણાથી ઉત્પન્ન થયેલ ક્રિયાનો અંત આવતાં બીજી પ્રેરણાથી ઉદ્ભવેલ ક્રિયા શરૂ થાય છે. ઈંડાં મૂકવા માટે તે યોગ્ય જગ્યા પસંદ કરે છે અને ત્યાં અમુક જ પ્રકારનો માળો બાંધે છે. માળો બંધાઈ રહ્યા પછી ત્રીજી પ્રેરણાનો ઉદય થાય છે. પારેવડી માળામાં ઈંડાં મૂકે છે. અને બન્ને ભેગાં મળીને તે સેવે છે. કબૂતર ખોરાક ચણવા બહાર જાય છે, ને ખોરાક ખાઈને પાછો ફરે છે ત્યારે પારેવડી ઈંડાં સેવતી બેઠી હોય છે. હવે પારેવડીને થોડોક આરામ અને ખોરાક લેવાનું સમજાવે છે. તે ઈંડાં ઉપરથી ઊઠે છે, અને છએક કલાક બહાર માળી આવે છે, આ સમય દરમિયાન પારાવત નિષ્ઠાપૂર્વક ઈંડાં સેવવાનું કાર્ય કરતો હોય છે; આમ ને આમ વીશ એકવીશ દિવસ ચાલ્યા જાય છે, અને બચ્ચાં ઈંડાંમાંથી બહાર નીકળે છે. હવે તેમને ખવરાવવાની ચોથી પ્રેરણા શરૂ થાય છે. બચ્ચાં ઊડી શકે અને પોતાનો ખોરાક ચણી શકે તેટલાં મોટાં થાય છે એટલે તે માળો છોડીને ઊડી જાય છે. પારાવત અને પારાવતીની જીવન ઘટમાળ આ પ્રમાણે ચાલ્યાં કરે છે, અને કોઈવાર તો તેજ પારાવત અને તેજ પારાવતી મૃત્યુ જુદા ન પાડે ત્યાંસુધી જીવનભર આવું આનંદ અને મધુરતાભર્યું સહજીવન ગાળે છે.

પારાવત અને પારાવતીનું આ વર્તન સહજ સ્વયંસ્ફૂરિત છે. જન્મની સાથે વારસામાંજ આ પ્રેરણાઓ તેમને પ્રાપ્ત થાય છે. તેમને ક્રિયાઓ શીખવી પડતી નથી. બે કબૂતરને–નર અને માદાને-પંખી વિનાના કોઈ ટાપુમાં મૂકી દીધાં હોય તોપણ તે આ પ્રમાણે જ વર્તશે, કેમકે આ પ્રેરણાઓ તેમના જીવન સાથે જડાઈ ગઈ હોય છે; તે શીખવી પડતી નથી, તેમ તે ભૂલી ભુલાતી નથી. તેજ પ્રમાણે કરોળિયો કોઈપણ જાતના શિક્ષણ વિના જાળ બનાવે છે, અને પક્ષીઓ યોગ્ય વખતે માળા બનાવે છે. પક્ષીઓ ગીત ગાતાં શીખ્યા ન હોય, તેમનીજ જાતના પક્ષી પાસેથી ગીત સાંભળ્યું પણ ન હોય છતાં સંવનન સમયે તેમને ગીત ગાતાં આવડે છે.

જીવજંતુ તથા પક્ષીઓને જન્મથી દર બનાવવાની, માળો બાંધવાની કે સંવનન કરવાની માત્ર પ્રેરણા જ પ્રાપ્ત થતી નથી; પરંતુ તે પ્રેરણાને માટે સ્વરૂપ આપવાની શક્તિ પણ તેમને પ્રાપ્ત થાય છે; પ્રેરણા સાથે જ તેને આચારમાં મૂકવાની શક્તિઓ જણાઈ ગઈ હોય છે. માળો બાંધવાની ઇચ્છા અને શક્તિ સાથે જ ઉદય પામે છે; માળો બાંધવાની ઇચ્છા ઉત્પન્ન થયા પછી તે બાંધવાની શક્તિ પ્રાપ્ત કરવા પક્ષીઓને કયાંઈ શિક્ષણ લેવા જવું પડતું નથી. પહેલેથી છેલ્લે સુધી માળો બાંધવાની સંપૂર્ણ શક્તિ તેમને પ્રાપ્ત થાય છે. કઈ વસ્તુ ભેગી કરવી, કેવી રીતે ગોઠવવી એ સર્વ તેમને સહજ છે. આથી તેમને બુદ્ધિનો ઉપયોગ કરવાનો અવકાશ અલ્પાંશે જ રહે છે. સામાન્ય રીતે પક્ષીઓ સર્વ ક્રિયાઓ સાહજિક પ્રેરણાને વશ બનીને કરે છે; જ્યારે તેમાં કાંઈક મુશ્કેલી આવે ત્યારે તેમને બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે. નાનાં જંતુથી માંડીને સર્વ પ્રાણીઓને વધતે ઓછે અંશે બુદ્ધિનો ઉપયોગ કરવાના પ્રસંગો આવે છે. એક પ્રકરણમાં આનાં દૃષ્ટાંતો આપણે જોઈશું.

ક્રિયા કરવાની સર્વ શક્તિઓ જંતુ તથા પક્ષીને પ્રેરણાની સાથે જ પ્રાપ્ત થતી હોવાથી નાના અને મોટા, બિનઅનુભવી અને અનુભવી જન્તુઓ અને પક્ષીઓની શક્તિઓ સરખી જ હોય છે; તેમની શક્તિઓમાં કાંઈ જાણવાજોગ ફેર હોતો નથી.

જેટલી શક્તિ જુવાન અથવા વૃદ્ધ કરોળિયા અથવા કીડીમાં હોય છે તે સર્વ શક્તિઓ તરતના જન્મેલ કરોળિયા અથવા કીડીમાં હોય છે. ફેર હોય તો માત્ર એટલોજ કે વૃદ્ધ કરોળિયાને અથવા કીડીને વધારે અનુભવ હોવાથી નાના જંતુ કરતાં તે વધારે સહેલાઈથી જાળ અથવા ઘર બનાવી શકે. એમાં માત્ર પુનરાવર્તનને લીધે જે ફેરફાર થાય તેટલોજ ફેરફાર બે વચ્ચે હોય છે. એજ પ્રમાણે પક્ષીઓમાં પણ બને છે. વૃદ્ધ પક્ષી અને તરતના જન્મેલા પક્ષી વચ્ચે શક્તિઓમાં કોઈ ધ્યાન ખેંચે તેવો ભેદ હોતો નથી. એકને મહાવરો છે, અને બીજાને મહાવરો નથી એ સિવાય કાંઈ ફેર પડતો નથી. કેટલાક પશુમાં પણ આ જોઈ શકાય છે. મરઘીનું બચ્ચું જન્મે છે કે તે આપ મેળે કોઈપણ જાતના શિક્ષણ વિના ખોરાક શોધતાં અને ખાતાં શીખે છે.

નાનાં જંતુઓ, તથા પક્ષીઓને જે વાત લાગુ પડે છે તે મોટાં પ્રાણીઓને તથા મનુષ્યોને પણ કેટલેક અંશે લાગુ પડે છે. જેમ જંતુઓ તથા પક્ષીઓ કાંઈક ધ્યેય સિદ્ધ ન થાય ત્યાંસુધી તે શ્રમ લે છે, અને તે સિદ્ધ થાય એટલે તેઓ તે કાર્ય બંધ કરે છે, તેમ પશુઓ અને મનુષ્યો પણ ધ્યેય સિદ્ધ કરવા પ્રેરાય છે, અને જ્યાં સુધી તેમાં સિદ્ધિ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તે પ્રયત્ન કર્યા કરે છે. પશુઓ અને મનુષ્યોને આ ધ્યેયો જન્મથીજ પ્રાપ્ત થાય છે. ભયકારક સ્થિતિ જોઈને તેમાંથી મુક્ત થવાની વૃત્તિ અથવા ભૂખ લાગે ત્યારે ખાવાની વૃત્તિ તેને શીખવી પડતી નથી. જન્મથી જ એ આ શીખીને આવે છે. ભયકારક પરિસ્થિતિમાં ભયમાંથી મુક્ત થવું અથવા ભૂખને વખતે આહાર મેળવવાનું પશુનું તથા મનુષ્યનું ધ્યેય હોય છે. નાનામાં નાના જંતુથી તે મનુષ્ય સુધી સર્વ પ્રાણીઓ ધ્યેય સિદ્ધ કરવા પ્રયત્નશીલ બને છે.

સર્વ જીવો ધ્યેય સિદ્ધ કરવા માટે પ્રવૃત્તિ આદરે છે એ ખરુ છે, પરતુ એ વાતનું ભાન સર્વને એક સરખુ હોતું નથી એક પ્રવૃત્તિ શામાટે તે કરતા હોય છે તેનું ભાન જીવજતુ પખીઓને હોતું નથી અજ્ઞાનરીતે ધ્યેય સિદ્ધ કરવા તે પ્રેરાયા હોય છે

પક્ષીઓ માળો બાધે છે ત્યારે તેના સમક્ષ માળો બાધવાનું ધ્યેય હોય છે એમ આપણે માની શકતા નથી જો એને કાઈપણ ભાન હોય તો એટલુ હોઈ શકે કે હવે મારે અહીંઆ ખાડો બનાવવો છે, હવે મારે અહીંઆ થોડાક તણખના મૂકવા છે મનુષ્ય જ એવુ પ્રાણી છે કે એને પોતાની પ્રવૃત્તિઓના ધ્યેય વિશે પૂરેપૂરુ ભાન હોઈ શકે છે જો કે માનસપૃથક્કરણશાસ્ત્ર [Psychoanalysis] કહે છે કે મનુષ્યને પણ અનેકવાર પોતાની પ્રવૃત્તિઓના અંતિમ ધ્યેય વિશે માહિતી હોતી નથી.

## વૃત્તિ

સર્વ પ્રાણીઓ-જતુથી તે મનુષ્ય સુધી-અમુક સજોગોમા ચોક્કસ ધ્યેય પાર પાડવા પ્રયત્ન કરે છે પછી તે ભાનપૂર્વક હોય કે અભાનપૂર્વક આ બાબતમા સર્વ સમાન છે મનુષ્યો અને બીજા પ્રાણીઓ તેમજ જતુઓ પક્ષીઓ વચ્ચે આટલુ સામ્ય છે, પરતુ બન્ને વચ્ચે મોટો તફાવત પણ છે, તે હવે જોઈએ નાના જતુઓ અને પક્ષીઓને માત્ર ધ્યેય જ પ્રાપ્ત થતા નથી પરતુ તે ધ્યેયો મૂર્ત સ્વરૂપ આપવાની સપૂર્ણ શક્તિ પણ પ્રાપ્ત થાય છે તે આપણે આ પ્રકરણમા જોઈ ગયા કરોળિયા અથવા કીડીને માત્ર જાળ અથવા દર બનાવવાની ઇચ્છા જ વારસામા મળતી નથી પરતુ જાળ તથા દર કેવી રીતે બનાવવા એની પૂર્ણ કરામત પણ તેમને વારસામા મળે છે મોટા પશુને તેમજ મનુષ્યને ધ્યેય વારસામા મળે છે, પરતુ ધ્યેયને પાર પાડવાની શક્તિ વારસામા મળતી નથી કરોળિયા તથા પક્ષીને આશ્રયસ્થાન બાધવાની ઇચ્છા થાય છે અને તે જાળ અને માળો તરત બાધે છે, મનુષ્યને આશ્રયસ્થાનની જરૂર પડે છે, તે કઈ ચોક્કસ રીતે પ્રાપ્ત કરવુ તે શક્તિ તેને વારસામા મળી નથી, મનુષ્ય વિચાર કરતા શીખે છે, તદ્દન પ્રાથમિક અવસ્થામા મનુષ્ય વૃક્ષની ડાળી, કે થડની બખોલ કે કોઈ કુદરતી ગુફાનું ઘર બનાવે છે ધીમે ધીમે મનુષ્ય આગળ વધતો જાય છે તેનામા સર્જનશક્તિ છે એ આપણે પહેલા પ્રકરણમા જોઈ ગયા છીએ એ સર્જનશક્તિનો તે ઉપયોગ કરે છે અને અનુભવ શિક્ષણ અને અનુકરણથી તે વિવિધ પ્રકારના ઘર બનાવે છે ઘાસના પતરાના કે શણીઆના ઝૂપડા પણ તે સર્જશે અને ભવ્ય પ્રાસાદો પણ તે સર્જશે તે જે ઘર બાધે છે તેમા કોઈ એક માળના, કોઈ બે માળના તો કોઈ સીત્તેર એંશી માળના પણ હોય છે, કેઈ ઘર માટીના; તો કોઈ આરસના પણ હોય છે, કોઈ ઘર ઉપર એક પ્રકારનું છાપરુ તો બીજા ઉપર તદ્દન જુદી જાતનું છાપરુ કોઈનો આકાર એક જાતનો તો કોઈનો તદ્દન જુદી જાતનો, કોઈનો દેખાવ તદ્દન સામાન્ય તો કોઈનો અતિ રમણીય કલાકૃતિ જેવો આકાર હોય છે આ સર્જનમા મનુષ્યની બુદ્ધિને અસાધારણ અવકાશ રહે છે

મનુષ્યને જો જતુ કે પખીની માફક ઘર બાધવાની શકિત પ્રાપ્ત થઈ હોત તો આપણે આ સૃષ્ટિ ઉપર એક અત્યાર કરતા તદ્દન નવી જ જાતનુ દૃશ્ય જોતે આપણે અનેક જાતના ઘર નહિ પણ એક જ પ્રકારના ઘર જોતે જેમ એક કરોળિયા અથવા એક કાગડો ગૂજરાતમા તેમ જ બગાળામા સરખી જ જાતની જાળ અથવા માળો બાધશે તે પ્રમાણે આરબ લોકો, કે અગ્રેજ લોકો કે ગૂજરાતીઓ એક જ નમૂનાના ઘર બાધત, તેમના ઘરમા નહિ જેવો જ તફાવત હોત, તે ઘર બાધવામા સાહસિક શક્તિનો વિશેષ ઉપયોગ થયો હોત અને બુદ્ધિ અનુભવ, શિક્ષણ અનુકરણનો અલ્પાશે ઉપયોગ થયો હોત

એ જ પ્રમાણે મનુષ્યના અને અન્ય સૃષ્ટિના બીજા કાર્યોમા પણ જાણવા જેવો ફેર પડે છે એક પક્ષીને બીજા પક્ષી ઉપર ક્રોધ ચડે છે, તે તરત જ પોતાની ચાચથી તેની સામે લડવા જશે, કૂતરાને બીજા

કૂતરા સામે ક્રોધ ચડે છે; તે તરત જ તેની સામે ભસશે, અને તેને કરડવા દોડશે; પરંતુ મનુષ્યને અન્ય મનુષ્ય ઉપર ક્રોધ ચડે છે તો તે તેને તરત જ ગાળ દે, મારે અથવા હસીને તેને ઝેર ખવડાવે, અથવા તેના ઉપર કાવ્ય લખીને વેર લે; તેનું કટાક્ષ વિષ કાઢીને તેના ઉપરની દાઝ વાળે છે. મનુષ્ય અનેક રીતે બીજા મનુષ્ય ઉપર પોતાનો ક્રોધ વ્યક્ત કરે છે; તેમાં તેની બુદ્ધિ અનેક રીતે વાપરી શકે છે.

એમીલા, સ્ટેનોર, આદિ એકકોશી જંતુ વિકાસક્રમની સૌથી નીચલી સપાટીએ છે, તેમને ઇચ્છાઓ અને તેને આચારમાં મૂકવાની સંપૂર્ણ શક્તિ મળેલ છે; તેમને બુદ્ધિ વાપરવાનો અત્યંત ઓછો અવકાશ રહે છે. એ પણ કોઈ કોઈવાર બુદ્ધિ વાપરે છે. એનું એક દૃષ્ટાંત આપણે પહેલા પ્રકરણમાં જોઈ ગયા; હવે પછી તેના વિશેષ દૃષ્ટાંતો જોઈશું. જેમ જેમ વિકાસક્રમમાં ઉપલી સપાટીએ જઈએ છીએ તેમ તેમ ધ્યેયને પાર પાડવાની શક્તિમાં અલ્પ પણ ફેર પડતો જાય છે; ઉપલી ભૂમિકાના પ્રાણીઓને વારસાપ્રાપ્તશક્તિ ઓછી હોય છે, પરંતુ સંજોગોને અનુકૂળ થવાની શક્તિ તેમ જ બુદ્ધિ વાપરવાનો અવકાશ વધારે હોય છે. આપણે પક્ષીનાં દૃષ્ટાંત જોઈ ગયા. હવે આપણે મોટાં પશુનાં ઉદાહરણ લઈએ કૂતરા, ગાય તથા ઘોડાનાં બચ્ચાં તદ્દન નાનાં હોય છે ત્યારે તે કેવળ અસહાય હોય છે. ગલુડીઆં દશ બાર દિવસ સુધી કાંઈપણ પ્રવૃત્તિ કરી શકતાં નથી; તે આંખ પણ ઉઘાડી શકતાં નથી અને કૂતરીના દૂધ ઉપર તે રહે છે. એ જ પ્રમાણે વછરડાં તથા વછેરાં પણ બાલ્યાવસ્થામાં અસહાય હોય છે, તે સ્વતંત્ર રીતે કાંઈ વર્તન કરી શકતાં નથી. આપણે જોઈ ગયા છીએ કે નાના કરોળિયા અને વૃદ્ધ કરોળિયા વચ્ચે કાંઈ ફેર હોતો નથી, પરંતુ વાછરડા અને ગાય વચ્ચે, વછેરા અને ઘોડા વચ્ચે શક્તિઓમાં ભેદ હોય છે. તેમની બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થા થોડોક સમય પણ લંબાય છે; એટલે એમને કાંઈક શીખવાનું મળે છે; તેમની બુદ્ધિ કાંઈક વિશેષ વપરાય છે.

મનુષ્યબાળ જન્મ વખતે સહુથી વધારે અસહાય હોય છે. તેનામાં જન્મ વખતે કાંઈ પણ શક્તિ હોતી નથી. એ સર્વ રીતે બીજા ઉપર આધાર રાખે છે. તેને વૃત્તિઓ પ્રાપ્ત થયેલી છે; પરંતુ તેની પાસે વૃત્તિઓ સંતોષવાની જરા પણ શક્તિ નથી. તેને ભૂખ લાગે છે. પણ તે મટાડવા તેને માતા ઉપર આધાર રાખવો પડે છે; તેને ટાઢ વાય છે, તેમાંથી બચવા તે પોતે કાંઈ કરી શકતું નથી; તે બીજા ઉપર આધાર રાખે છે, તેને એક વસ્તુ લેવી છે; તે લેવા તે હાથ લંબાવે છે, પરંતુ તેનામાં ચાલવાની શક્તિ ન હોવાથી તે તે લઈ શકતું નથી. તેની બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થા વર્ષો સુધી લંબાય છે; એ સમય દરમિયાન તેની અસહાય દશા ઓછી થતી જાય છે; તેની શક્તિઓ વિકસતી જાય છે; એનો પરિપાક ધીમે ધીમે થાય છે; એને ધીમે ધીમે ચાલતાં, કૂદતાં, અને દોડતાં આવડે છે.

બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ તેની જોવાની, સાંભળવાની, સૂંઘવાની સ્વાદ પારખવાની સ્પર્શવાની શક્તિઓ વિકાસ પામે છે, એને સર્વ પદાર્થો વચ્ચે સૂક્ષ્મ ભેદો કરતાં આવડે છે; તેમ જ ભિન્ન ભિન્ન પદાર્થો વચ્ચે રહેલું સામ્ય પણ તે અનુભવી શકે છે. એ પ્રમાણે જુદા જુદા અવયવોનું સંયોજન કરીને હલન ચલનની સૂક્ષ્મ પ્રકારની ક્રિયાઓ પણ તે કરતાં શીખે છે, બીજી રીતે કહીએ તો તેની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની શક્તિ ખીલતી જાય છે.

જંતુ અને પક્ષીના વિકાસ અને આ વિકાસમાં ભેદ સ્પષ્ટ જોઈ શકાય છે. જંતુ અને પક્ષીઓનો વિકાસ જન્મની સાથે જ થયેલો હોય છે, પરંતુ બાળકને એવો વિકાસ સાધતાં વર્ષો લાગે છે વળી આ ભેદ કરતાં પણ મોટો ભેદ તો એ છે કે જંતુઓ પક્ષીને એ શક્તિઓ તેમની ઇચ્છાઓ પૂર્ણ કરવામાં સીધી રીતે કામ આવે છે. કરોળીઆને જાળ બનાવવામાં એને વારસામાં મળેલી શકતી પૂરેપૂરી કામ આવે છે. એ શક્તિ

વાપરે એટલે જાળ બંધાઈ જાય છે. એમાં કાંઈ મુશ્કેલી આવે ત્યારે જ તે બુદ્ધિનો ઉપયોગ કરે છે; અને તે પણ અલ્પાંશે જ કરી શકે છે. સંજોગો તદ્દન નવીન હોય તો તે કાંઈ કરી શકે નહિ. તેની ક્રિયાઓમાં પ્રેરણાત્મક કાર્ય મુખ્યત્વે અને બુદ્ધિ પૂર્વક થયેલું અલ્પાંશે હોય છે. પરન્તુ મનુષ્યમાં માત્ર હાથ પગ હલાવવાની અને ઇચ્છા પ્રમાણે શારીરિક ક્રિયાઓ કરવાની શક્તિ આવવાથી જ તે ઘર બાંધી શકતો નથી; તેને તેમાં ઘણો વિચાર કરવો પડે છે. ઘરનાં સ્થળની પસંદગી, ઘર બાંધવા માટેનાં સાધનોની પસંદગી, ઘરની આકૃતિની પસંદગી, ઘર બાંધવાની રીતની પસંદગી, એમ અનેક પ્રકારની પસંદગી તેને કરવાની હોય છે તેમાં તે કોઈવાર ખોટી તો કોઈવાર સાચી પસદગી કરે છે; તેની ભૂલ થવાનો ઘણો સંભવ છે; અનુભવ, અનુકરણ અને શિક્ષણનો તે ઘણો ઉપયોગ કરે છે, અને તેમાં તેનાં બુદ્ધિ વૈભવને વાપરવાનો અત્યંત અવકાશ રહે છે. મનુષ્યની કૃતિમાં સાહજિક વૃત્તિ ભાગ ભજવે છે; તે જ તેને ઘર બાધવા પ્રેરે છે; પરતુ ઘર કેવી રીતે બાંધવું એ સર્વમાં તેની બુદ્ધિ ભાગ ભજવે છે. એટલે જ એમ કહેવાય છે કે મનુષ્ય સિવાયનાં અન્ય પ્રાણીઓ માત્ર પ્રેરણાથી કાર્ય કરે છે; મનુષ્ય બુદ્ધિથી પ્રેરાઈને કાર્ય કરે છે. સત્ય એ છે કે મનુષ્ય અને અન્ય પ્રાણીઓ સર્વ સાહજિક ઇચ્છાથી પ્રેરાઈ કાર્ય કરે છે; બન્ને તેમાં બુદ્ધિ વાપરે છે, પરતુ મનુષ્યેતર પ્રાણીઓમાં સાહજિક તત્ત્વ વધારે અને બુદ્ધિનું તત્ત્વ અલ્પાશે હોય છે; મનુષ્યમાં તેથી ઊલટુ હોય છે; તેની ક્રિયાઓમાં સાહજિક તત્ત્વ અલ્પાંશે અને બુદ્ધિતત્ત્વ વિશેષાશે હોય છે હવે પ્રોફેસર વિલિયમ મૅકડુગલે સાહજિક પ્રેરણા અને સાહજિક વૃત્તિની આપેલી વ્યાખ્યા યથાર્થ લાગશે.

"જ્યારે કેટલીક વારસાગત શક્તિઓ કોઈ સાહજિક વૃત્તિ સાથે જોડાઈને સવનન કરવામાં, ખોરાક મેળવવામાં અથવા દર કે માળો બનાવવામાં વપરાય છે, અને પહેલી જ વારે તે શક્તિઓ સફળતાપૂર્વક કંઈ કરી શકે છે ત્યારે તે ક્રિયા પ્રેરણા કહેવાય છે."*

બીજા શબ્દોમાં આ વ્યાખ્યા મૂકીએ તો

પ્રેરણા − શક્તિઓ = વૃત્તિ, અથવા વૃત્તિ + શક્તિઓ = પ્રેરણા.

અને એજ પ્રમાણે

સાહજિક તત્ત્વ > બૌદ્ધિક તત્ત્વ = સાહજિક ક્રિયા

અને બૌદ્ધિક તત્ત્વ > સાહજિક તત્ત્વ = બૌદ્ધિક ક્રિયા.

---

* A propensity 'geared' to certain abilities is, then, the innate basis of a train of instinctive activity directed to some particular goal, such as mating, feeding, or building And where such a complex unit of organisation matures in virtue of the momentum of heredity and operates effectively the first time it is brought into play, we properly call it an instinct.

# કેમ્બ્રીજની શાળાઓ

: રૂપાંતરકાર :
શ્રી. મણિભાઈ પટેલ
આચાર્ય · ભારત વિદ્યાલય · કરાડી

શાળાના નિરીક્ષકો

કેમ્બ્રીજની શાળાઓમાં ચાલતું કામકાજ બરાબર જોવું હોય તો શાળાના નિરીક્ષક [ઇન્સ્પેક્ટર]ની સાથે જોવા જવું એ સારામાં સારી રીત છે. મેં પણ એ રીત અખત્યાર કરી. ત્યાંની શાળાઓ માટે બે પ્રકારના નિરીક્ષકો હોય છે. પહેલા પ્રકારના નિરીક્ષકો સરકારી કહેવાય છે, કારણ કે તેમની નિમણૂંક મધ્યસ્થ સરકાર કરે છે. તેઓને તેમને લગતી બાબતો-જેવી કે શાળાનું મકાન, આરોગ્ય, સ્વચ્છતા, વર્ગના ઓરડાઓ, વગેરે બાબતો પર ધ્યાન આપવાનું હોય છે. તેમને કેળવણીવિષયક પ્રશ્નોમાં રસ હોય તો શાળાના આચાર્ય સાથે એક અમલદાર તરીકે નહિ પણ મિત્રભાવે ચર્ચા કરે છે. આ પ્રકારના નિરીક્ષકોને શાળાના શિક્ષકો ઉપર કોઈ જાતની સત્તા નથી હોતી. તે શાળાના શિક્ષકોનાં નામ પણ જાણતા નથી હોતા, તેમને જાણવાની જરૂર પણ નથી હોતી. તેવી રીતે ચાલતા વર્ગોમાં પણ તે જતા નથી, અને જવાની જરૂર પણ નથી હોતી. શાળામંડળ અને મધ્યસ્થ સરકાર બન્નેની વચ્ચે તે માધ્યમ તરીકે કામ કરે છે. તેમનું મુખ્ય કાર્ય તેમને લગતું જ છે એટલે સરકારે શાળાઓને આપેલી મદદ યોગ્ય રીતે ખર્ચવામાં આવી છે કે કેમ તે તપાસીને સરકાર પાસે પોતાનો હેવાલ રજૂ કરવાનું કામ તેમનું છે.

ઇંગ્લંડની અંદર કેળવણીનાં સર્વ સૂત્રો બરો કે કાઉન્ટી કાઉન્સીલના હાથમાં હોય છે. બરો કાઉન્સીલ એ આપણી મ્યુનિસિપાલીટી જેવી સંસ્થા છે અને કાઉન્ટી કાઉન્સીલ આપણી લોકલ બોર્ડને મળતી સંસ્થા છે. ઇંગ્લંડમાં સરકારી શાળા તો છે જ નહિ, પણ ' સરકારી કૉલેજ ' એવું સ્વપ્નું પણ નથી. આ સ્થાનિક મંડળો એટલે કે કાઉન્ટી અથવા બરો પોતાના નિરીક્ષક નીમે છે. આ નિરીક્ષકોનો બીજો પ્રકાર આ નિરીક્ષકો જુદી જુદી જગાએ જુદા જુદા હોદ્દા–અધિકારથી ઓળખાય છે. કેળવણીના સાચા કાર્યકરો અથવા તો સ્તંભો આ નિરીક્ષકો છે. જે શાળાની મુલાકાતે જાય છે, તે શાળાની ઝીણી ઝીણી વિગતો તે જાણતા હોય છે. તે શાળાના દરેક શિક્ષકની સાથે સારો પરિચય સાધે છે. ઉપરાંત દરેક વિદ્યાર્થીની વ્યક્તિગત પ્રગતિ તેમના ધ્યાનમાં હોય છે. અને તેમની યાદદાસ્ત એટલી સતેજ હોય છે કે છેલ્લી મુલાકાત વેળાએ તે વિદ્યાર્થીની પ્રગતિ કઈ કક્ષા ઉપર હતી તેનો ખ્યાલ રાખે છે. મુઝવતા વિદ્યાર્થી ( Difficult child ) ને માટે તેનાં માબાપને શાળામાં બોલાવે છે. તેની સાથે ચર્ચા કરે છે. માર્ગ બતાવે છે. આવી એક ચર્ચા શાળાની બાનુ નિરીક્ષક અને તે વિદ્યાર્થીની મા વચ્ચે ચાલતી હતી, ત્યારે હું ત્યાં હાજર હતો તે પરથી મને આશ્ચર્ય થયું કે આ બાનુ નિરીક્ષક વિદ્યાર્થીની પ્રગતિ માટે આટલો બધો રસ ધરાવે છે! એ બેમાંથી કોણ તેની મા છે તે કહેવું મુશ્કેલ થઈ પડે તેટલી બધી કાળજી તે બાનુ નિરીક્ષકની હતી. ત્યાંના નિરીક્ષકોને અમલદારી ગુમાન હોતું નથી. તેમનામાં એ ગુમાન આવતું જ નથી. ખરી રીતે આપણા દેશની પેઠે તે ગુમાની અમલદારનું માનસ ધરાવતા નથી, પણ શાળાની અને વિદ્યાર્થીઓની પ્રગતિની સંભાળ લેનાર માતૃહૃદયવાળા, શિક્ષકોના મોટા ભાઈ જેવા હોય છે.

---

* ત્રૈમાસિક Teaching માર્ચ '૪૨ : ' કેમ્બ્રીજ સ્કૂલ્સ 'નું રૂપાંતર

## કેળવણી અમલદાર અને આચાર્ય

ત્યાંનો ખરો અધિકારી 'કેળવણી અમલદાર' ગણાય છે. તે વર્ષમાં બેથી ત્રણ વખત શાળાની મુલાકાત લઈ જાય છે. પણ ઈંગ્લંડમાં કેળવણી અમલદાર અને શાળાના શિક્ષકો વચ્ચેના સંબંધો આપણા કરતાં જુદા પ્રકારના છે. ત્યાં એમ માનવામાં આવે છે કે દરેકને સ્વમાન વહાલું છે અને દરેકનું સ્વમાન જળવાય એ રીતે પરસ્પર વર્તનની અપેક્ષા રાખવામાં આવે છે. ગામડાની નાનામાં નાની શાળાના શિક્ષકને નિરીક્ષકનો હાઉ નથી ગભરાવતો કે નથી ડરાવતો. તે નિરીક્ષકને ગમે ત્યારે મળી શકે છે. ગમે તે વાત કરી શકે છે. ગમે તેની ચર્ચા કરી શકે છે. કેળવણી અમલદાર શિક્ષકોના કામની બારીક તપાસ કરે છે. ખોડખાંપણો શોધી કાઢે છે પણ તેથી તેના પ્રત્યે જંગલી વર્તન બતાવવામાં આવતું નથી. કેળવણી અમલદાર શિક્ષણની રેખાઓ દોરી આપે છે. રંગ પૂરવાનું કામ શિક્ષકોનું છે. ઈંગ્લંડમાં નિરીક્ષક, અમલદાર કે કેળવણીનું પોલાડી ચોકઠું–જે કહો તે ખરી રીતે શાળાનો આચાર્ય છે શાળાનું વાતાવરણ, તેનું ખમીર, વ્યક્તિત્વ એ બધાનો આધાર આચાર્યની પ્રતિભા ઉપર હોય છે અને તેથી જ કેળવણી અમલદારનું મહત્ત્વનું કાર્ય યોગ્ય આચાર્યોને શોધી શોધી શાળાઓનું સુકાન તેમને સોંપી દેવામાં રહેલું છે. એવા આચાર્યો તેને મળે છે એટલે કેળવણી અમલદાર નચિંત રહે છે.

## વિદ્યાર્થીઓ, વિષયો અને શિક્ષકો

પરીક્ષાઓ પાછળ પુસ્તકો અને અભ્યાસક્રમની નિયમબદ્ધ જડતા ઈંગ્લંડમાં નથી. દરેક શાળા આ બધી બાબતોમાં એક બીજાથી જુદી પડે છે. અને દરેકે દરેક બાબતમાં તેના આચાર્યના વ્યક્તિત્વ અને પ્રતિભા પ્રમાણે શાળાનું ઘડતર થાય છે. સ્વાતંત્ર્ય જે આજના કેળવણીનો પ્રધાન સૂર છે તે અહીંની કેળવણી પદ્ધતિને પણ માન્ય છે. આચાર્ય પોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ સત્તાશીલ છે. પાઠ્યપુસ્તકોની પસંદગી, શિક્ષણપદ્ધતિ, શાળાનું વાતાવરણ, તેનું ખમીર–એ બધું રચવામાં તે સ્વતંત્ર છે. વખતોવખત જરૂર પડે ત્યારે કાઉન્ટી કે બરો કાઉન્સીલે નીમેલા નિરીક્ષકોની તે સલાહ લે છે આ નિરીક્ષકો હંમેશાં નવા અખતરાઓ કરવા માટે પ્રોત્સાહન આપે છે. નિષ્ફળ ગણાતા અખતરાઓને પાયામાં પુરાયેલાં રોડાં ગણીને તેના પર નવું ચણતર કરે છે. આપણા હિંદમાં નિયમબદ્ધ જડતા ઘર કરી બેઠી છે. કારણ શિક્ષકો, આચાર્યો અને નિરીક્ષકે કેળવણીના આદર્શને સમજવા છતાં તથા પરદેશની શિક્ષણપદ્ધતિઓનો અનુભવ લેવા છતાં–બધાની નજર આગળ પરીક્ષા આવીને ઊભેલી હોય છે. તે દેશમાં વર્નાકયુલર ફાઈનલ જેવી પરીક્ષા જ નથી. ઓછું આવડવાને કારણે વિદ્યાર્થીને તે ને તેજ ધોરણમાં બે વર્ષ પડી રહેવું પડતું નથી. વર્ગોની રચના ઉમ્મરના ધોરણે કરવામાં આવે છે. ૧૦–૧૧ વર્ષના વિદ્યાર્થીને ૯–૧૦ વર્ષના વિદ્યાર્થી સાથે બેસાડેલો ભાગ્યે જ જોવામાં આવે. દરેક વિદ્યાર્થીને આગળ ઉપર મોકલવો જ જોઈએ. દરેક વર્ગમાં સામાન્ય રીતે ઉત્તમ, મધ્યમ અને સામાન્ય એમ ત્રણ કક્ષાના વિદ્યાર્થીઓ હોય છે. પણ તે પ્રત્યે શિક્ષક વ્યક્તિગત ધ્યાન આપે છે. વિદ્યાર્થી અભ્યાસમાં નબળો હોય તો તેનો દોષ ગણવામાં આવતો નથી. મુઝવતો વિદ્યાર્થી (Difficult Child) હોય તો તે માટે ખાસ શાળાઓ અથવા તો શાળામાં ખાસ વર્ગ હોય ત્યાં તેને મોકલી આપે છે અને ત્યાં માનસશાસ્ત્રની રીતે તેનો ઉકેલ કરવાને પ્રયત્નો થાય છે. આવી ખાસ શાળાઓમાં કે વર્ગોમાં જુદી જુદી ઉમ્મરના વિદ્યાર્થીઓ એકઠા થાય છે, છતાં વ્યક્તિગત ધ્યાન આપવામાં આવે છે. સામાન્ય રીતે વિદ્યાર્થી નબળો હોય તો તેને ઠપકાપાત્ર ગણવામાં આવતો નથી. આવા વિદ્યાર્થીને બે ત્રણ વર્ષ એક જ વર્ગમાં બેસાડી રાખવાનો કશો અર્થ નથી. કોઈ વિષયમાં તેનો અભ્યાસ નબળો લાગે તો તેની કમબુદ્ધિને લીધે નહિ, પણ એ વિષય પ્રત્યે પૂરતા રસના અભાવને લીધે હોય છે અને તે માટે શિક્ષક જવાબદાર ગણાય છે. વર્ગમાં નબળા દેખાતા વિદ્યાર્થીઓ જીવનમાં વિજયવંત નીવડેલા શું નથી હોતા? તેમજ પરીક્ષાઓ પાસ કરી તેજસ્વી ગણાયેલા વિદ્યાર્થીઓ જીવનમાં નિષ્ફળ નથી નીવડેલા હોતા? એટલે પરીક્ષાથી ઊભું કરાયેલું ખોટું મૂલ્યાંકન શા માટે ઊગતી પેઢી પર છાપવું જોઈએ, કારણ કે આવાં ખોટાં મૂલ્યાંકન છાપવાથી તેનામાં લઘુતાગ્રંથિનો

જન્મ થાય છે. કેટલીક વખત ગણિતમાં ઠોઠ લાગતો વિદ્યાર્થી તે વિષય સિવાયના બાકીના વિષયોમાં પ્રથમ પંક્તિએ આવે છે. કાવ્યની પ્રતિભા તેનાં કાવ્યોમાં પ્રગટાવે છે. તો ગણિતમાં કહેવાતું ઠોઠપણું બતાવવા માટે તેને તેજ ધોરણમાં એક વર્ષ બેસાડી રાખવો એ બરાબર છે? તેમાં કોઈ જાતની ન્યાયબુદ્ધિ રહેલી છે? દરેક શિક્ષકના અનુભવમાં આવા ડઝનબંધ ઉદાહરણો આવેલાં હશે. કેમ્બ્રીજમાં આવું નથી. કારણકે મેટ્રીક સુધી વિદ્યાર્થી પહોંચે ત્યાં સુધી તેને કોઈ ધોરણમાં પડી રહેવાનું હોતું નથી. તે આગળ ને આગળ જાય જ છે. વર્ગના નબળામાં નબળા વિદ્યાર્થીની રસવૃત્તિ અને વલણ કઈ દિશામાં છે તે સતત શોધવાનું કાર્ય તેનો શિક્ષક કરતો હોય છે. અને આ શોધને પરિણામે શિક્ષક જાણે છે કે વર્ગમાં ઠોઠ ગણાતો વિદ્યાર્થી સંગીત, ચિત્રકળા, લક્કડકામ, બાગકામ અને લુહારીકામ જેવા વિષયોમાં તેના બીજા સાથીદાર વિદ્યાર્થીઓને કુદાવી જાય છે. અને આથી કરીને તેનામાં લઘુગ્રંથિ જન્મતી જ નથી; જન્મેલી હોય તો છૂટી જાય છે. હજારો ઊગતા વિદ્યાર્થીઓને સાપ સમાન નીવડેલી લઘુગ્રંથિ સામે જેહાદ ચલાવવાનું કાર્ય ત્યાંના શિક્ષકો કરતા હોય છે. હું એક શાળામાં ગયો હતો, ત્યાં એક નવ વર્ષની છોકરી હતી. તેને સરવાળાબાદબાકી મુદ્દલે આવડતાં ન હતાં. વર્ગમાં તે સૌથી છેલ્લી પડી રહેતી હતી. પણ તેણે જુદાજુદા સામયિકોમાંથી મેળવેલાં ચિત્રોનો એક સંગ્રહ મને બતાવ્યો. તે સંગ્રહમાં શામળાં દેવળનાંજ ૩૭ ચિત્રો હતાં. તેણે તેની રીતે મારી સાથે લગભગ ૧૦ મિનિટ વાત કરી. તેમના વર્ગમાં અલાઉદ્દીન અને જાદુઈ દીવાનું નાટક ભજવાતું મેં જોયું અને તેમાં તેજ છોકરી ઉત્તમ અભિનય કરતી હતી. તે ફોટોગ્રાફી શીખતી હતી અને તેમની શાળામાં ગાયક તરીકે જાણીતી હતી. જે બાનુ નિરીક્ષક મારી સાથે હતાં, તેમના હૈયામાં આ બાલિકા માટે પ્રેમ ઉભરાતો હતો. આવો જ વિદ્યાર્થી આપણા દેશમાં હોય તો ઘરમાં અને શાળામાં તેની શી સ્થિતિ થાય? સરવાળાબાદબાકી ન આવડવા માટે ઘર આગળ માબાપ ઢોર માર મારે. શાળામાં નૂતન વિચારનો શિક્ષક હોય તો માર ન મારે પણ મહેણાં ટોણાં તો જરૂર સંભળાવે. તેની કળા અને ચિત્રસંગ્રહને માબાપ ઘરમાંથી હાંકી કાઢે અને શિક્ષક તેની કળાવૃત્તિના કારણે શબ્દોના ઊના ઊના ડામ દે! અને નિરીક્ષક પરીક્ષા આવે ત્યારે નપાસ જ કરે! કેળવણીની વ્યાખ્યા તો આપણે સુંદર બાંધીએ છીએ: 'અંતરમાં હોય તેને બહાર પ્રગટાવવું'. તો પછી આપણે ગણિતના દાખલાઓ ગણવાની કે પરાયા ભાવો જ શીખવવાની શક્તિને શા માટે પ્રગટ કરતાં શીખવીએ. સારી વાર્તા કહેવાની, કાવ્યો ગાવાની, રમતો રમવાની, કળાનો નમૂનો પ્રગટ કરવાની શક્તિને શા માટે પ્રગટ કરતાં શીખવતા નથી? આપણે પ્રાથમિક શિક્ષણને ફરજિયાત કરવાની વાતો કરીએ છીએ પણ તે વખતે ધ્યાનમાં રહેતું નથી કે જુદા જુદા વિદ્યાર્થીમાં પ્રગટ થવા મથતી જુદી જુદી શક્તિઓ પ્રગટ થાય તે માટે ખાસ ધ્યાન આપવું પડશે તથા પ્રબંધ કરવો પડશે અને આપણી જૂની દૃષ્ટિનાં પડળને બદલવાં પડશે. આજે જીવનનાં જુદાં જુદાં પાસાંનાં ભોગે શિષ્યવૃત્તિઓ લઈ જનાર વિદ્યાર્થીઓને અવગણવા પડશે. છોકરીઓને સોયકામ, ચિત્રકામ, અને હાથકામ માટે વધારે સમય આપવો પડશે અને છોકરાઓને પાટિયા ઉપર ચોપડીની મદદ વડે શીખવાની ભૂમિતિને બદલે સુથારી કામમાં અને બાગબગીચામાં તેને ભૂમિતિ શીખવાનો અવકાશ આપવો પડશે.

### શાળાઓના પ્રકાર

કેમ્બ્રીજમાં ૧૧ વર્ષની ઉમ્મર સુધી એકજ પ્રકારની શાળા હોય છે, જેને પ્રવેશ પ્રાથમિક શાળા (Junior Elementary school) કહેવામાં આવે છે. અહીં લગભગ એક સરખો અભ્યાસક્રમ હોય છે. છતાં શિક્ષણ, વાતાવરણ, ખમીર વગેરેમાં શાળાના આચાર્યની પ્રતિભાના પ્રમાણમાં ફરક હોય છે. ત્યાં વર્નાક્યુલર ફાઈનલ જેવું છે જ નહિ એટલે આપણી પેઠે ધોરણ પાડવાની જરૂર પડતી નથી. લગભગ ૧૧ વર્ષની ઉમ્મરે વિદ્યાર્થી પહોંચતા તેની રસવૃત્તિ અને વલણ કઈ દિશામાં છે તે નક્કી કરવાનું વધારે સરળ થાય છે અને ઉચ્ચ અભ્યાસ માટે લાયક છે કે નહિ તે નક્કી કરવામાં આવે છે. ત્યાં ૧૪ વર્ષની ઉમ્મર સુધી કેળવણી ફરજિયાત છે. ૧૧ વર્ષની ઉમ્મર પછી એટલે કે પ્રવેશ પ્રાથમિક શાળા (Junior Elementary School)

પછી શાળાઓના બે પ્રકાર શરૂ થાય છે. એક પ્રકાર ઉચ્ચ પ્રાથમિક શાળા (Senior Elementary School) કહેવાય છે બીજો પ્રકાર માધ્યમિક શાળા ( Secondary School ) કહેવાય છે. મેટ્રીકની પરીક્ષાને માટે માધ્યમિક શાળા વિદ્યાર્થીઓને તૈયાર કરે છે અને આગળ ઉપર વિદ્યાપીઠમાં મોકલે છે.

માધ્યમિક શાળામાં પ્રવેશ મર્યાદિત હોય છે. ૨૦ ટકા કે તેથી ઓછાને પ્રવેશ મળે છે. દાખલ થવા માટે પ્રવેશ પરીક્ષાઓ યોજાય છે અને તેમાં ઉત્તીર્ણ થનારને પ્રવેશ મળે છે. ૮૦ ટકા વિદ્યાર્થીઓ વિદ્યાપીઠની કેળવણી માટે નાલાયક ઠરે છે. અને આ ૮૦ ટકા વર્ગ ઉચ્ચ પ્રાથમિક શાળામાં (Senior Elementary School) જોડાય છે. ત્યાંની શિક્ષણપદ્ધતિનો વચલો મોભ આ ઉચ્ચ પ્રાથમિક શાળાઓ છે. કારણકે ત્યાંની વસ્તીનો ૪/૫ ભાગ આ શાળાઓમાં ભણે છે. અંગ્રેજ યોદ્ધો, અંગ્રેજ કારીગર, અંગ્રેજ વેપારી કે જેના વડે ઈંગ્લંડ મશહૂર અને મગરૂબ છે એ બધાને તૈયાર કરનાર આ ઉચ્ચ પ્રાથમિક શાળા છે તે દેશ ગમે તેવો આગળ પડેલો ગણાતો હોય તોપણ જીવનનાં ઉચ્ચતમ ક્ષેત્રો વસ્તીના ૨૦ ટકા ભાગને માટે જ ખુલ્લાં હોય છે. અને આથી જ એ ક્ષેત્રોને ભરચક થતાં અટકાવે છે. ઈંગ્લંડમાં સરકારી નોકરીનો કોઈને મોહ નથી. ધંધાઓ વધારે સન્માન્ય કદાચ ન મનાતા હોય પણ વધારે ફાયદાકારક તો મનાય છે. કે સરકારી હોદ્દાઓનો ખોટો મોભ્ભો નથી કે ખોટી સત્તા નથી, કારણકે તે બધી હરીફાઈથી પૂરવામાં આવે છે. ત્યાંના જાહેર જીવનમાં લાંચ રૂશ્વત, કોમીવાદ, વગેરે આપણા દેશના કરતાં ઘણું ઓછું છે એમ જાહેર રીતે મારે કબૂલ કરવું જોઈએ. [ચાલુ]

# બાળકેળવણી અને સમાજ*

શ્રી. ત્રિભોવનદાસ પાનવાળા

બી. એ., બી. ટી.

બુનિયાદી કેળવણીનું તાલીમકેન્દ્ર - કતારગામ [ સૂરત થઈને ]

## પ્રકરણ : ૮

## કેળવણી અને અર્થ

માણસને પોતાની જરૂરિયાતો મેળવવામાં પડતી વિટંબણાઓ સમયે એકબીજાને મદદ કરવાની વૃત્તિના પરિણામે આખી ય સમાજરચના ઉદ્‌ભવી છે. મોટા બળવાન પ્રાણીનો એકલે હાથે શિકાર કરવામાં ઘણી વખત માણસને આપત્તિ આવી પડતી. આવા સમયે બીજા માણસની સહાય મળે તો સારું એમ એના મનમાં વિચાર આવતો, અને તે મુજબ અકસ્માત સહાય મળવાથી પેલા જબરા પ્રાણીને મહાત કરી શકાતો એટલે તેઓ સાથે મળી કામ કરી જે મળે તેની વહેંચણી કરતા હમેશની મૈત્રી બાંધતા. આ પ્રમાણે કરવાથી તેમને એમ સમજાવા લાગ્યું કે ઘણા માણસો સહકારથી કામ કરે તો સહકાર કરનાર દરેકને એકલે હાથે કરે તેનાથી વધારે લાભ મળે છે, તેથી પુરુષ પુરુષ વચ્ચેના સહકારની વૃત્તિ લોકોમાં દૃઢ થઈ.

બીજી બાજુએ, ગર્ભ કે પ્રસૂતિના સમય દરમિયાન સ્ત્રીને પોતાની જરૂરિયાતો પૂરી પાડવામાં પુરુષની મદદની જરૂર જણાઈ. પોતાની સાથે જે પુરુષનો સંબંધ બંધાયો હોય તે પુરુષની મદદ તે ખાસ કરીને માગતી. પુરુષ માંદો પડે તો સ્ત્રી તેને મદદ કરતી સ્ત્રી પુરુષને એકબીજાની સહાયની વારંવાર જરૂર પડવા લાગી; એટલે ધીરેધીરે એમનામાં એક કુટુંબની ભાવના ઉત્પન્ન થઈ.

જેવી રીતે સ્ત્રી પુરુષને સહેલાઈથી મદદ કરી શકે, અને પુરુષ સ્ત્રીને સહેલાઈથી મદદ કરી શકે તે માટે એક જ જગ્યાએ રહેવા લાગ્યા, અને ઘર કે કુટુંબ થયું. તેવી રીતે પુરુષ પુરુષને સહેલાઈથી મદદ કરી શકે તેટલા માટે સહકારથી કામ કરનારા પુરુષોનાં કુટુંબો સાથે સાથે રહેવા લાગ્યાં. તેઓ એક ટોળી કે ગોત્રના નામથી ઓળખાવા લાગ્યા જે જગ્યાએ તેઓ સાથે સાથે ઝૂપડાં બાંધી રહેવા લાગ્યા તે જગ્યાને ગામની સંજ્ઞા આપવામાં આવી. આમ ધીરેધીરે માણસોને સમૂહમાં ગામડાં બાંધી રહેવાની ટેવ પડી.

આ ક્રાંતિ દરમિયાન મનુષ્યો શિકારીજીવનમાંથી ભરવાડજીવનમાં, અને ભરવાડજીવનમાંથી ખેડૂત જીવનમાં ક્રમશઃ આવી ગયા હતા. જ્યારે તેઓ શિકારીજીવનમાં હતા, ત્યારે તેમને બેસીને વિચાર કરવાનો બિલકુલ અવકાશ નહોતો. શિકાર કરવાનાં સાધનો તૈયાર કરવાં, અને સવાર પડે કે શિકારની ખોળમાં નીકળવું એ તેમનું મુખ્ય કામ હતું. કોઈક વખત સાંજ પડી જાય છતાં કંઈ શિકાર હાથ લાગતો નહિ, એટલે વીલે મોંએ પાછા ફરવું પડતું હતું. આવી સ્થિતિમાં પોતાને, પોતાની સ્ત્રીને, તથા પોતાનાં બાળબચ્ચાંને ભૂખે સૂઈ રહેવું પડે નહિ, એટલા માટે તેમણે માંસનો સંગ્રહ કરવાની રીત શોધી કાઢી. પોતે મેળવેલું માંસ પોતાનું છે, બીજાનું નહિ, એ વિચાર આવવાથી ખાનગી મિલ્કતનો રિવાજ શરૂ થયો. આ ઉપરાંત તેઓ પ્રાણીને કેવી રીતે સહેલાઈથી પકડી શકે, અને કેવાં સાધનો કે હથિયારો વાપરવાથી તેને મારી શકે તે સિવાય તેમને આખો દિવસ બીજો વિચાર આવતો જ નહિ.

* 'નૂતનશિક્ષણ'ના સને ૧૯૪૨ ના ફેબ્રુઆરી માસના અંકના પાના ૨૩૧ થી ચાલુ.

ભરવાડજીવનમાં મનુષ્યો આવ્યા, ત્યારે તેમને વિચાર કરવાની ફુરસદ મળવા લાગી જ્યારે તેઓ પાળેલા જાનવરો ચરાવવા લઈ જતા હતા, ત્યારે ઘાસના મેદાનમાં નદીકાંઠે કે ટેકરી પર સ્વેચ્છાથી ઢોર ચરતા, અને તેઓ એક ઝાડ નીચે કે પથ્થર પર બેસી આજુબાજુની કુદરતી વિભૂતિઓનું અવલોકન કરતા, કારણ કે હિંસક પ્રાણીઓમાંથી ઢોરનું રક્ષણ કરવા સિવાય તેમને કાંઈ બીજું કામ નહોતું વળી કોઈ વખત અને વખત જતાં વારંવાર તેઓ કાંઈક અનાજ સનકારતા, અને બરૂ કે વાસની પોલી લાકડી લઈ વગાડતા. કોઈ દિવસ નહિ જોયેલો બનાવ જોઈ તેઓ તેના વિશે પોતાના મિત્ર અને સગાસબંધીને વાત કરતા એવી વાર્તાઓ એક પાસેથી બીજા પાસે જતી અને રસ પડે કે બોધ આપે એવી વાર્તાઓ તો વશપરંપરા કહેવાતી આ રીતે દંતકથાઓ શરૂ થઈ તેમાંની કેટલીક દંતકથાઓ કવિતા રૂપે ગવાવા લાગી.

પછી જ્યારે મનુષ્ય ભરવાડજીવનમાંથી ખેડૂતજીવનમાં આવ્યા, ત્યારે તેમને ભરવાડજીવન કરતા નવા જીવનમાં વધારે અવકાશ મળવા લાગ્યો, અને તેમની પાસે દ્રવ્ય પણ વધ્યું એટલે જરૂરિયાતોની વસ્તુઓ ન મળી શકે તોપણ પોતાની સંગ્રહ કરેલી વસ્તુઓમાંથી તેઓ લાંબા કાળ સુધી પોતાનું ગુજરાન ચલાવ્યા કરતા. આ પ્રમાણે ખાનગી મિલકતની પ્રથા દૃઢ થવાથી સહકારવૃત્તિની સાથે સાથે તેનાથી વિરુદ્ધ હરીફાઈની વૃત્તિ જાગૃત થઈ આ કારણથી હરહમેશના સહકારને બદલે મનુષ્ય જરૂર પડયે સહકાર, અને જરૂર પડયે સ્પર્ધા કરવા લાગ્યા એ સ્પર્ધાનો પ્રવાહ બે રીતે વહેવા લાગ્યો. એક પ્રવાહ એવો હતો કે બીજા કરતા પોતાનું દ્રવ્ય હરેક પ્રકારે વધારવું, બીજો પ્રવાહ એ હતો કે અવકાશના સમયે દંતકથાઓ, કવિતાઓ, વગેરે નવું સર્જન કર્યું હોય તેને મદદ આપવી .

આને લીધે સમય જતા ઘણા લોકો—જેવાકે, ઉત્પન્ન થયેલી ધર્મ માન્યતાઓ પ્રમાણે ચાલનારા, બીજાને તે માન્યતાઓ સમજાવનારા, અને લોકોમાં વહેમ અને ભયનું વાતાવરણ ફેલાવી તે માન્યતાઓ પ્રમાણે ચાલવાની ફરજ પાડનારા—પોતાની દંતકથાઓ, કવિતાઓ, વગેરેનો સંગ્રહ કરવા લાગ્યા, અને તેમાં વધારો કરવા લાગ્યા. કારણકે લોકોનું મહત્ત્વ વધારવામાં, અને સામાન્ય લોકોમાં એમની છાપ પાડવામાં એ સંગ્રહની પ્રાપ્તિ મદદરૂપ હતી એટલા માટે તેમણે પોતાના કુટુંબમાં—સબંધીઓમાં આ સંગ્રહ જળવાઈ રહે એવી વ્યવસ્થા ઊભી કરી આ રીતે કેળવણીતંત્રની શરૂઆત થઈ ઉપર કહેલા કામમાં તેઓ આખો દિવસ ગુંથાયલા રહેતા હોવાથી પોતાની આજીવિકા માટે તેમને બીજાનો આશ્રય લેવાની જરૂર પડી એ સમયના સમાજમાં જમીનદારવર્ગ પૈસાદાર હતો, એટલે તેમની મદદ તેઓ મેળવવા લાગ્યા બીજી બાજુએ, જમીનદારો ધર્માચાર્યોને આશ્રય આપવામાં પોતાની મહત્તા વધે છે એમ માનવા લાગ્યા ધર્માચાર્યો સમાજમાં જમીનદારોનું વર્ચસ્વ ચાલુ રાખવા પ્રયત્ન કરવા લાગ્યા, કારણકે તેના પર જમીનદારોની મદદનો આધાર હતો

કાળાંતરે મનુષ્યે કેટલીક કુદરતી શક્તિઓને અંકુશમાં લીધી, અને તેનો હુન્નરઉદ્યોગમાં, તેમજ વેપારના કાર્યમાં ઉપયોગ કરવા માંડયો પહેરવાઓઢવાની તથા સામાન્ય ઉપયોગમાં આવતી ઘણી વસ્તુઓ માણસોએ યંત્રદ્વારા બનાવવા માંડી જમીન પર એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે રેલવે સડકો તૈયાર થઈ. દરિયા પાર જવા માટે વહાણને બદલે આગબોટનો ઉપયોગ થવા લાગ્યો જેમ જેમ યંત્રોદ્વારા જુદાજુદા કામ કરવા માંડયા, તેમ તેમ વેપાર કરવામાં સાહસ વધ્યું વળી હુન્નરઉદ્યોગમાં કાચા માલને ફેરવી માણસના ઉપયોગમાં આવે એવો પાકો માલ તૈયાર કરવાની શોધખોળ થવા માંડી પાકો માલ તૈયાર કરવા જોઈતો કાચો માલ જથાબંધ મેળવવા કયા પ્રદેશમાં કયો માલ વધારે પ્રમાણમાં સહેલાઈથી થઈ શકશે તે વિશે સંશોધન થવા માંડયું આ પ્રમાણે થયેલા ઔદ્યોગિક પરિવર્તનની અસર કેળવણી પર થઈ. વેપાર અને હુન્નરઉદ્યોગને લગતી નિશાળો ખોલવામાં આવી વળી સંશોધન કરવા માટે નવી સંસ્થાઓ સ્થપાઈ, અને શાસ્ત્રીય દૃષ્ટિએ કેવી રીતે સંશોધન થઈ શકે એની તાલીમ બાળકોને અપાવા લાગી.

# બાળકેળવણી અને સમાજ*

**શ્રી. ત્રિભોવનદાસ પાનવાળા**

બી. એ., બી. ટી.

બુનિયાદી કેળવણીનું તાલીમકેન્દ્ર • કતારગામ [ સૂરત થઈને ]

## પ્રકરણ : ૮

## કેળવણી અને અર્થ

માણસને પોતાની જરૂરિયાતો મેળવવામાં પડતી વિટંબણાઓ સમયે એકબીજાને મદદ કરવાની વૃત્તિના પરિણામે આખી ય સમાજરચના ઉદ્‌ભવી છે. મોટા બળવાન પ્રાણીનો એકલે હાથે શિકાર કરવામાં ઘણી વખત માણસને આપત્તિ આવી પડતી. આવા સમયે બીજા માણસની સહાય મળે તો સારું એમ એના મનમાં વિચાર આવતો, અને તે મુજબ અકસ્માત સહાય મળવાથી પેલા જબરા પ્રાણીને મહાત કરી શકાતો એટલે તેઓ સાથે મળી કામ કરી જે મળે તેની વહેંચણી કરના હમેશની મૈત્રી બાંધતા. આ પ્રમાણે કરવાથી તેમને એમ સમજાવા લાગ્યું કે ઘણા માણસો સહકારથી કામ કરે તો સહકાર કરનાર દરેકને એકલે હાથે કરે તેનાથી વધારે લાભ મળે છે, તેથી પુરુષ પુરુષ વચ્ચેના સહકારની વૃત્તિ લોકોમાં દૃઢ થઈ.

બીજી બાજુએ, ગર્ભ કે પ્રસૂતિના સમય દરમિયાન સ્ત્રીને પોતાની જરૂરિયાતો પૂરી પાડવામાં પુરુષની મદદની જરૂર જણાઈ. પોતાની સાથે જે પુરુષનો સંબંધ બંધાયો હોય તે પુરુષની મદદ તે ખાસ કરીને માગતી. પુરુષ માંદો પડે તો સ્ત્રી તેને મદદ કરતી સ્ત્રી પુરુષને એકબીજાની સહાયની વારંવાર જરૂર પડવા લાગી; એટલે ધીરેધીરે એમનામાં એક કુટુંબની ભાવના ઉત્પન્ન થઈ.

જેવી રીતે સ્ત્રી પુરુષને સહેલાઈથી મદદ કરી શકે, અને પુરુષ સ્ત્રીને સહેલાઈથી મદદ કરી શકે તે માટે એક જ જગ્યાએ રહેવા લાગ્યા, અને ઘર કે કુટુંબ થયું. તેવી રીતે પુરુષ પુરુષને સહેલાઈથી મદદ કરી શકે તેટલા માટે સહકારથી કામ કરનારા પુરુષોનાં કુટુંબો સાથે સાથે રહેવા લાગ્યાં. તેઓ એક ટોળી કે ગોત્રના નામથી ઓળખાવા લાગ્યા જે જગ્યાએ તેઓ સાથે સાથે ઝૂપડાં બાંધી રહેવા લાગ્યા તે જગ્યાને ગામની સંજ્ઞા આપવામાં આવી. આમ ધીરેધીરે માણસોને સમૂહમાં ગામડાં બાંધી રહેવાની ટેવ પડી.

આ ક્રાંતિ દરમિયાન મનુષ્યો શિકારીજીવનમાંથી ભરવાડજીવનમાં, અને ભરવાડજીવનમાંથી ખેડૂત જીવનમાં ક્રમશઃ આવી ગયા હતા. જ્યારે તેઓ શિકારીજીવનમાં હતા, ત્યારે તેમને બેસીને વિચાર કરવાનો બિલકુલ અવકાશ નહોતો. શિકાર કરવાનાં સાધનો તૈયાર કરવાં, અને સવાર પડે કે શિકારની ખોળમાં નીકળવું એ તેમનું મુખ્ય કામ હતું. કોઈક વખત સાંજ પડી જાય છતાં કંઈ શિકાર હાથ લાગતો નહિ, એટલે ભૂખે મોંએ પાછા ફરવું પડતું હતું. આવી સ્થિતિમાં પોતાને, પોતાની સ્ત્રીને, તથા પોતાનાં બાળબચ્ચાંને ભૂખે સૂઈ રહેવું પડે નહિ, એટલા માટે તેમણે માંસનો સંગ્રહ કરવાની રીત શોધી કાઢી. પોતે મેળવેલું માંસ પોતાનું છે, બીજાનું નહિ, એ વિચાર આવવાથી ખાનગી મિલકતનો રિવાજ શરૂ થયો. આ ઉપરાંત તેઓ પ્રાણીને કેવી રીતે સહેલાઈથી પકડી શકે, અને કેવાં સાધનો કે હથિયારો વાપરવાથી તેને મારી શકે તે સિવાય તેમને આખો દિવસ બીજો વિચાર આવતો જ નહિ.

---

* 'નૂતનશિક્ષણ'ના સને ૧૯૪૨ ના ફેબ્રુઆરી માસના અંકના પાના ૨૩૧ થી ચાલુ.

નથી; સારું અને ઉપયોગી કામ કરવાની વૃત્તિ આવતી નથી; માટે બુદ્ધિ અને કાર્યનો મેળ સાધવા માટે ઉદ્યોગની પ્રવૃત્તિ દરેક માટે આવશ્યક છે. બીજું, ઉદ્યોગ કરતાં બાળકો કાંઈક ઉત્પાદન કરી શકે છે, તેથી બધો ખર્ચ એમાંથી મેળવી શકાય નહિ તો થોડો ખર્ચ પણ મેળવી શકાય છે.

બીજી રીત પ્રમાણે વ્યાપક કેળવણી કરવાનું કામ થોડા પ્રમાણમાં સંભવિત છે, કારણકે ભણેલા માણસોને પોતાનો નવરાશનો વખત આનંદનાં સાધનોમાં ગાળવાને બદલે શિક્ષણ આપવાના કામમાં ગાળવો પડે. ભણેલા લોકો પોતાનાં નિત્યકામના થાકમાંથી આરામ ઇચ્છતા હોય, એટલે તેઓ આ ફરજિયાત કામ કંટાળાથી કરે, તેથી સારું કામ થઈ શકે નહિ. ધારોકે કેટલાક ભણેલા માણસો અભણને શીખવવાને ઇંતેજાર હોય, પણ અભણ માણસો કામ કરી આવ્યા પછી કંટાળી ગયેલા હોવાથી તેમના સમજાવ્યા છતાં ભણવા આવવાને નાખુશ હોય તો તેમણે શું કરવું? આ કારણથી પણ વસતીના સો એ સો ટકાને બીજી રીતે કેળવણી આપવાની વ્યવસ્થા કરવી એ અતિ કઠણ કામ છે. જો બધાંને કેળવણી આપવાનું કામ કરવું હોય તો તે રાજ્ય મારફતે જ થઈ શકે એમ છે. કેળવણીની યોજનામાં બાળકો પાસે ઉદ્યોગ કરાવવાની પ્રવૃત્તિ રાખવાથી રાજ્યને ખર્ચ નભાવવામાં થોડી ઘણી રાહત મળી શકે એમ છે. પણ તેમ છતાં એટલો બધો ખર્ચ વધે કે રાજ્યને મૂડીવાળાનો કે ઉદ્યોગપતિઓની મદદ લીધા વિના ચાલે નહિ. આ કારણથી કેળવણીની યોજનામાં તેમની લાગવગ અને અસરની છાપ પડે છે. એને લીધે શિક્ષણમાં બે પ્રકારની ખામી આવી જાય છે.

મૂડીવાળાઓને પોતાના પૈસાનો લાભદાયક ઉપયોગ કરવા તથા ઉદ્યોગપતિઓને ઉદ્યોગનો વિકાસ કરવા પછાત દેશો પર કાબૂ મેળવવાની જરૂર પડે છે. તે દેશો પર કાબૂ મેળવવાથી ત્યાંથી તેઓ કાચો માલ ઓછી કિંમતે, ઓછા ખર્ચે અને ઘણા પ્રમાણમાં મેળવી શકે છે; તેમજ કાચા માલમાંથી તૈયાર થયેલા માલનું વેચાણ હરીફાઈ વગર કરી શકે છે. આ કામ પાર પાડવા તેમને પછાત દેશના રાજ્યવહીવટની લગામ પોતાના હાથમાં લેવાની જરૂર પડે છે. પછાત દેશમાં પોતાના દેશની રાજસત્તા જામે નહિ, ત્યાંસુધી તેઓ જાતે, સલાહસંપથી, લાગવગ મેળવી શકતા નથી, તેથી પછાત દેશો જીતવા તેમને પોતાના દેશમાં પ્રચાર કરવો પડે છે. તેઓ કહે છે કે ફલાણો પછાત દેશ આપણા કબજામાં નહિ આવે તો આપણી પડોશમાં આવેલો ફલાણો દેશ તેને જીતી લેશે, અને તે પછાત દેશ જીતી બળવાન થશે તો પછી આપણા દેશની સ્વાતંત્રતા ભયમાં આવી પડશે. એટલા માટે જો આપણે આપણા દેશનું રક્ષણ કરવું હોય, અને તેને સ્વતંત્ર રાખવો હોય તો આપણે પછાત દેશોમાં આપણી સત્તા જમાવવી જોઈએ. આમ તેઓ લોકોના સ્વદેશાભિમાનના જુસ્સાને પ્રોત્સાહન આપે છે. અને તેથી તેઓ પોતાના દેશનો વાવટો પછાત દેશોમાં ફરકાવવા ઉશ્કેરાય છે, અને પછી વાવટા ખાતર મરવા તૈયાર થાય છે. પ્રજામાં આવો જુસ્સો જાગૃત રાખવા તેઓ પોતાના દેશના સ્થાપિત રાજ્ય પાસે પોતાની લાગવગથી ઉપર જણાવ્યા મુજબના સંસ્કાર પડે એવી કેળવણીની યોજના તૈયાર કરાવે છે. સમય જતાં પછાત દેશોમાં મૂડીવાળાઓ અને ઉદ્યોગપતિઓના સહવાસથી રાષ્ટ્રવાદ જાગૃત થાય છે, અને તે દેશો પણ સ્વતંત્ર થવા પ્રયાસ કરે છે. તેમના પ્રયાસો વિજયી દેશના અનુકરણ પર રચાયલા હોવાથી તે દેશના લોકો બળવાન થઈ વિજયી દેશના લોકો જેવા જ સામ્રાજ્યવાદી થાય છે. માટે કેળવણીની યોજના ઘડવામાં મૂડીવાળાઓની કે ઉદ્યોગપતિઓની લાગવગ ચાલે નહિ એવી વ્યવસ્થા રાજ્યે ઊભી કરવી જોઈએ. (કેવી વ્યવસ્થા જોઈએ તે આગલા પ્રકરણમાં જણાવેલું છે.)

બીજી ખામી એ આવે છે કે પૈસાદાર અને લાગવગવાળા પક્ષનાં બાળકો માટે એક પ્રકારની કેળવણી આપવાની પ્રથા હોય છે, ત્યારે મધ્યમ, ગરીબ, અને મજૂર વર્ગનાં બાળકો માટે જુદા જુદા પ્રકારની કેળવણી હોય છે. બધા વર્ગો માટે કેળવણી મેળવવાની સગવડમાં પણ ફેર પડે છે. આ કારણથી જે બાળકો પૈસાદાર વર્ગમાં જન્મ્યા હોય તેને જન્મથી જ સારી કેળવણીની સગવડો મળે છે, તેથી એ વર્ગનાં બાળકો થોડી મહેનતે ઉપર તરી આવે છે, ત્યારે ગરીબ વર્ગમાં જન્મેલા બાળકો કેળવણીની જોઈતી સગવડ નહિ મળવાથી

પોતાની હોશિયારી છતાં આગળ આવી શકતાં નથી. આ સ્થિતિ કાયમને માટે ચાલુ રહે છે, એટલે ધીરે ધીરે વર્ગ અને વર્ગ વચ્ચે અંતર વધતું જાય છે, અને હરીફાઈને લીધે વર્ગો વચ્ચે કલહ જામે છે.

જો કદાચ ગરીબનાં કેટલાંક અતિ ચાલાક બાળકો પોતાની હોશિયારી અને ચિકિત્સાને લઈને હરીફાઈમાં આગળ આવી જાય છે તો પછી તેમનાં કુટુંબો પોતાના જેવાં બીજાં ગરીબ કુટુંબોથી વિખૂટાં પડી જાય છે, અને જે સહાય ગરીબ કુટુંબોને આગળ વધેલાં કુટુંબો તરફથી મળવી જોઈએ તે મળતી નથી. આ કારણથી વર્ગ પ્રમાણે કેળવણીની જુદી વ્યવસ્થાની પ્રથા નાબૂદ કરવી જોઈએ, અને બધા વર્ગનાં બાળકોને એક જ પ્રકારની કેળવણી મેળવવાની સગવડો મળે એવી વ્યવસ્થા થવી જોઈએ.

આ પ્રકારની વ્યવસ્થા કરવામાં એક બાબત અવરોધરૂપે નીવડે છે. જમીનદાર, ઉદ્યોગપતિ, અને પૈસાદાર વેપારી કે સરાફ રાજ્યને કેળવણી સંબંધી અનેક પ્રકારે મદદ કરે છે. તેઓ શાળા બાંધવા પૈસા આપે છે. સંસ્થાઓ ચલાવવા ઉદાર વૃત્તિથી મોટું ફંડ ભેગું કરી આપે છે. બાળકોને મદદ કરવા શિષ્યવૃત્તિઓનાં નાણાં આપે છે. અથવા કાયમનું ફંડ રહે એવી વ્યવસ્થા કરી આપે છે. તેમની આ ઉદારતા વખાણવાયોગ્ય છે; પણ તેઓ કેળવણી માટે દાન એવી શરતોથી કરે છે કે તેથી એમનું દાન કેળવણીની યોજનાને બે પ્રકારે હાનિકર્તા થઈ પડે છે.

એક તો પૈસા આપનાર ગૃહસ્થની માન્યતા પ્રમાણે કેળવણી અપાતી હોય તેવી સંસ્થા અંગે આપેલી પૈસાની મદદનો ઉપયોગ કરવો એવી શરત કરેલી હોય છે, એટલે રાજ્યને શરત પ્રમાણેની કેળવણી આપવાનું કામ જરૂર હોય નહિ છતાં ચાલુ રાખવું પડે છે. દા. ત. એક ગૃહસ્થે એવી શરતે પૈસા આપ્યા કે અમુક સંસ્થામાં તમારે શાબ્દિક કેળવણી સાથે અમુક પ્રકારની ધાર્મિક કેળવણી પણ આપવી. હવે ધારો કે લોકોના વિચાર બદલાવાથી એવા પ્રકારના શિક્ષણની બાળકોને જરૂર હોય નહિ, પણ ઉદ્યોગ સંબંધી શાસ્ત્રીય જ્ઞાન આપવાની વધારે જરૂર હોય; આમ છતાં શરતને લીધે રાજ્યને બિનજરૂરી શિક્ષણ આપવાનું કામ ચાલુ રાખવું પડે. બીજું, ધારો કે એ ગૃહસ્થે એ સખાવત આપી તે સમયે શરત પ્રમાણેની કેળવણી યોગ્ય ગણાતી હોય, પણ સમય જતાં સંજોગોવશાત્ એમાં ફેરફાર કરવાની જરૂર જણાય તેમ છતાં શરતના બંધનને લીધે રાજ્ય તેમાં યોગ્ય ફેરફાર કરી શકે નહિ. આ કારણથી સખાવત લેતી વખતે રાજ્યે શરતોમાં એવી એક કલમ રાખવી જોઈએ કે કાળ અને સંજોગોનુસાર સંસ્થાની કેળવણીની પ્રથામાં પ્રજાની જરૂરિયાત પ્રમાણે દેશના કાયદાને અનુસરી કેળવણી સંબંધી શરતોમાં યોગ્ય ફેરફાર કરાવવાનો રાજ્યને અધિકાર છે. આમ કરવાથી જેમ જેમ લોકોમાં કેળવણી સંબંધી વિચારોમાં ફેરફાર થાય તેમ તેમ શરતોવાળી સખાવતોમાં જરૂર મુજબ રાજ્ય યોગ્ય ફેરફાર કરાવી શકે.

પ્રાચીનકાળમાં હિંદુસ્તાનના આર્ય લોકોમાં જ્ઞાતિઓની શરૂઆત કામની વહેંચણી પરથી થઈ હતી. ધર્મનું કામ કરનારા બ્રાહ્મણ કહેવાયા. રક્ષણનું કામ કરનારા ક્ષત્રિય કહેવાયા. વેપાર અને ખેતીનું કામ કરનાર વૈશ્ય કહેવાયા. ઉપરના ત્રણેની સેવાનું કામ કરનારા શૂદ્ર કહેવાયા. સમય જતાં ઉપરોક્ત ચાર જ્ઞાતિઓમાંથી જુદા જુદા ધંધા પ્રમાણે ઘણી જ્ઞાતિઓ થઈ. તેમાં ધંધાને અંગે થતી કમાણી અને તે કમાવામાં પડતી સરળતાના પ્રમાણમાં જ્ઞાતિનાં માન અને આબરુ ગણાવાં લાગ્યાં. વધારે કમાનારા અને સહેલું કામ કરનારા ઉચ્ચ જ્ઞાતિના મનુષ્યો ગણાયા, અને ઓછી કમાણી કરનારા અને અઘરું તેમજ અનીચ્છીય કામ કરનાર હલકી જ્ઞાતિના મનુષ્યો ગણાયા. પછી ઉપલી જ્ઞાતિઓને કેળવણીની વધારે સગવડ મળી: નીચલી જ્ઞાતિને બિલકુલ મળી નહિ. (એકલવ્યનો દાખલો લો.) આજ પ્રમાણે બીજા દેશોમાં આર્થિક કારણોને લીધે વર્ગો પડયા, અને ત્યાં પણ કેળવણીમાં ભેદ પડ્યો. આ પ્રથા વંશપરંપરા ચાલવાથી રૂઢ થઈ ગઈ, એટલે એમાં ફેરફાર થઈ શકે નહિ એવી માન્યતાનો લોકોમાં પ્રચાર થયો.

આર્થિક કારણોને લીધે વર્ગ અને જ્ઞાતિ પડવાથી જેવી રીતે પુરુષ પુરુષ વચ્ચે ભેદ પડયો છે, અને કાયમની અસમાનતા ઊભી થઈ છે, તેવીજ રીતે એજ કારણોને લીધે તેવી, બલ્કે, તેના કરતાં વધારે અસમાનતા સ્ત્રી અને પુરુષ વચ્ચે ઊભી થઈ છે. પુરુષની પ્રવૃત્તિઓમાં પૂર્તિ કરવા ઉપયોગી પ્રાણી તરીકે એનું સ્થાન ગણવામાં આવે છે, અને તેથી એને જે કેળવણી આપવામાં આવે છે તે પુરુષને ઉપયોગી થાય તેની, તથા જેટલે અંશે ઉપયોગી થઈ શકે એમ હોય તેટલી હદ સુધી જ આપવામાં આવે છે. પુરુષ જેવી, અથવા પુરુષ જેટલી કેળવણી લઈ સ્ત્રી સ્વતંત્ર થાય તે વાત અનિચ્છનીય ગણવામાં આવે છે. વળી એક જ સંસ્થામાં છોકરા છોકરીને ભણાવવાનું કામ પણ રૂઢિચુસ્ત લોકોને વખોડવા જેવું લાગે છે. સ્ત્રી માટે આ બધાં બંધનો તેમની આર્થિક પરતંત્રતાને લીધે પુરુષોએ ઊભાં કર્યા છે. જો છોકરી છોકરાની માફક સ્વતંત્ર રીતે કમાઈ શકે એવી સ્થિતિ ઉત્પન્ન થાય તો છોકરા અને છોકરી વચ્ચે શિક્ષણની બાબતમાં જે ભેદ પાડવામાં આવ્યો છે, અને જે ભેદ ચાલુ રાખવા રૂઢિચુસ્તો હિમાયત કરે છે તે ભેદ ઝાઝો સમય ચાલી શકે નહિ.

ઉપરની હકીકત પરથી સ્પષ્ટ સમજાય એમ છે કે પુરુષપુરુષ વચ્ચે અને સ્ત્રીપુરુષ વચ્ચે કેળવણી સંબંધી જે ભેદભાવ છે તેને માટે અત્યારની આર્થિક વ્યવસ્થા જવાબદાર છે. જો એ ભેદભાવ તોડી બધાને સમાન સગવડો મળે એવી કેળવણીની યોજના ઘડવી હોય તો હાલની આર્થિક વ્યવસ્થામા મહત્ત્વનો ફેરફાર કરવાની જરૂર છે.

જો કેળવણીનું સ્વરૂપ આખા સમાજને હિતકારી કરવું હોય તો ખાનગી મિલ્કત રાખવાનો રિવાજ તેમજ ભેગી કરેલી મિલ્કતનો વારસો મળવાનો રિવાજ નાબૂદ થવો જોઈએ; કારણકે મિલ્કત અને વારસાના રિવાજને લીધે એક બાળકને બીજા બાળક કરતાં વધારે સારી કેળવણી મળે છે. આ અકુદરતી છે, કારણ કે બાળકે મેળવેલી કેળવણી પોતાની શક્તિના પ્રમાણમાં નથી, પણ મળેલી સગવડને લીધે છે. ખરી રીતે દરેક બાળકને પોતાની શક્તિના પ્રમાણમાં કેળવણી મેળવવાની સગવડ હોવી જોઈએ.

દરેક બાળક પોતાની શક્તિ પ્રમાણે કેળવણી મેળવી શકે એવી વ્યવસ્થા હોય તો પણ બાળક બાળક વચ્ચે હોશિયારીની અસમાનતા તો રહેવાની, પણ તે બાળકની કુદરતી શક્તિના પ્રમાણ પ્રમાણે હોવાની. શક્તિની અસમાનતા કુદરતી છે, અને તે તો રહેવાની. બીજી બાજુ, એક શક્તિશાળી પુરુષનો પુત્ર શક્તિ વગરનો નીકળે તોપણ અત્યારની પ્રથા પ્રમાણે તેને બધી સગવડો મળે, અને તેને લીધે તે આગળ આવે, પણ શક્તિ પ્રમાણે કેળવણીની સગવડ મળતી હોય તો જરૂર એ પાછો પડવાનો; એટલે શક્તિ જાળવી રાખવાની સ્પર્ધા કુદરતી રીતે રહેવાની.

વારસાના રિવાજથી કુદરતી સ્પર્ધાનો નાશ થાય છે, અને ખોટું પરિણામ આવે છે. આથી ઊલટું, બાળકોને સમાન સગવડો આપવાની પ્રથા હોવાથી સમાજમાં દરેકને સંપૂર્ણપણે પોતાની સ્વતંત્રતા અને સહી-સલામતી રહેશે એમ વિશ્વાસ આવે છે, અને તેથી તે પોતાની શક્તિનો સારામાં સારો ઉપયોગ નિર્ભયપણે કરે છે.

નૂતનશિક્ષણ સંઘ, સૂરતના આશ્રયે મળેલું

# બૃહદ્ ગૂજરાત આચાર્ય સંમેલન+

[ દિવસ : તા. ૧૩-૧૪-૧૫ ઑકટોબર ૧૯૪૧
સ્થળ : સાર્વજનિક હાઈસ્કૂલ, નાનપરા-સૂરત ]

[ ૬ ]

## અંગ્રેજીશિક્ષણના આયોજનની રૂપરેખા*

મિસ સુલભા પનાન્દિકર
સેકન્ડરી ટ્રેઈનીંગ કોલેજ • મુંબઈ

અંગ્રેજીશિક્ષણ પૂરતા આપણી શાળાનાં સાત વર્ષના ત્રણ ભાગ પાડવા:

પહેલો તબક્કો : ધોરણ ૧-૩
બીજો તબક્કો : ધોરણ ૪-૫
ત્રીજો તબક્કો : ધોરણ ૬-૭

**મુખ્ય અંગ્રેજી શિક્ષક** : અંગ્રેજી શીખવનાર શિક્ષકો પૈકી એક અનુભવી ને કાબેલ શિક્ષકને આખી શાળાના અંગ્રેજીશિક્ષણનું નિરીક્ષણ કરવાનું કામ સોંપવું. આને માટે તેને પોતાને બીજા કરતાં ઓછા તાસનું શિક્ષણકામ આપવું. આ શિક્ષકનું કામ નીચે પ્રમાણેનું હોવું જોઈએ.

[૧] બે ત્રણ વર્ષે બધા પ્રકાશકો પાસેથી અંગ્રેજી વાચનમાળા, ગદ્યપદ્યસંગ્રહો, વ્યાકરણ ને લેખનના ગ્રંથો, ઇત્યાદિ મંગાવી, પોતાની સાથીઓનો અભિપ્રાય લઈ આવી શાળાના બધા વર્ગો માટે અંગ્રેજીનાં પાઠ્યપુસ્તકો મુકરર કરવાં.

[૨] જુદા જુદા વર્ગોમાં અંગ્રેજી શીખવતા શિક્ષકોનાં સંમેલનો બોલાવવાં ને તેનું સંચાલન કરવું.

[૩] આખી શાળાના અંગ્રેજીશિક્ષણના કાર્યનો સમગ્રપણે વિચાર કરી તેનું આયોજન કરવું, ને દર વર્ષે શિક્ષકોના અનુભવોને આધારે તેમાં સુધારાવધારા કરતા રહેવું.

**આયોજનના સિદ્ધાંતો** : અંગ્રેજીશિક્ષણનું આયોજન કરતી વખતે નીચેના મુદ્દાઓ પર ખાસ લક્ષ આપવું.

[૧] સમજપૂર્વકનું વાચન [Comprehension]
[૨] પુનરુક્તિ અને મુખવાચન [Repetition and Reading aloud]
[૩] મૌખિક કામ [Speech-Oral expression]
[૪] લેખિત કામ [Written expression]

ખાસ કરીને આપણી શાળાના પહેલા તબક્કામાં વાચનનો અભ્યાસક્રમ નક્કી કરતી વખતે પાનાની સંખ્યાને બદલે ભાષા, શબ્દભંડોળ, વસ્તુની વિવિધતા, વગેરે બાબતો લક્ષમાં રાખવી જોઈએ. વાચનશક્તિ

---

+ આ હેવાલના પહેલા બે હપતા 'નૂતનશિક્ષણ'ના માર્ચ ને એપ્રિલ માસના અંકમાં પ્રગટ થયા છે.

* મિસ પનાન્દિકરે ઉપર્યુક્ત વિષય પરની ચર્ચા શરુ કરવાનું સ્વીકાર્યું હતું. પરંતુ તેમને અણધાર્યા મુંબઈમાં રોકાઈ જવું પડયું. આથી પોતાના વ્યાખ્યાન માટે તૈયાર કરેલા મુદ્દાઓ અહીં રજૂ કર્યા છે.

[Reading Ability] ની કસોટી કરવામાં ખપ લાગે એવા પાઠોની પસંદગી થાય એ ઇષ્ટ છે. કસોટીના સામાન્ય ધોરણ તરીકે સ્વીકાર્ય થઈ પડે એવા પાઠો-ફકરા પસંદ કરવાની બાબતમાં શિક્ષકો દર વર્ષે થોડું સંશોધન કાર્ય કરે તો તે પણ જરૂર લાભદાયી નીવડે.

ત્રીજે તબક્કે પહોંચતા વાચનના એવા પાઠોની પસંદગી કરવી કે જેથી ધીમે ધીમે વિદ્યાર્થીઓ અંગ્રેજી સાહિત્યકારો અને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોનો પરિચય સાધે.

પહેલા તબક્કાના મુખકામ ને લેખનકામ સંબંધી વિદ્યાર્થીઓની વિચારદર્શનશક્તિનો વિકાસ [Development of Expression] બતાવતો એકાદ નકશો [chart] તૈયાર કરાવવો જોઈએ. પામર કૃત 'ઇંગ્લીશ થ્રુ ઍક્શન' નામના પુસ્તકમાં આપવામાં આવેલા નકશાને ધોરણે જુદી જુદી ભાતનાં વાક્યો [type sentences], વાક્યરચનાના ક્રમબદ્ધ પ્રકાર, અને શબ્દભંડોળના વિકાસનો આમાં સમાવેશ થઈ શકે.

લેખનકળાના કામનું આયોજન ઓછામાં ઓછા એક સત્ર માટે તો પહેલેથી થવું જ જોઈએ. અત્યારે કોઈપણ જાતની યોજના કે પૂર્વવિચાર વિના આ કામ થાય છે તે બરાબર નથી. આ કામની યોજના કરતી વખતે નીચેના મુદ્દા ધ્યાનમાં રાખવા જોઈએ:

[૧] વિદ્યાર્થીના વાચનના પાઠો ઉપર લેખનકામ રચાવું જોઈએ. [જુઓ, રાયબર્ન અને બ્રેઇન કૃત 'વિલેજ રીડર્સ'] સને ૧૯૩૧માં મિ. ચેમ્પિયને વાજબી રીતે કહ્યું હતું કે 'મોડી વહેલી પણ વાચનમાળા પરથી લેખનકામ પર જવાની ચળવળ શરૂ થશે.'

[૨] મૌખિક કામ [oral composition]ની યોજના કરવામાં વિષયોની યોગ્ય પસંદગી કરવી જોઈએ; દરેક વિષયની ચર્ચામાં સામાન્ય રીતે વાપરી શકાય એવા શબ્દોની શિક્ષકે યાદી કરવી જોઈએ; અને એ વિષયનું શિક્ષણ કયી રીતે-કયી પદ્ધતીથી શિક્ષક કરવા માગે છે તેનો નિર્દેશ કરવો જોઈએ.

[૩] લેખિતકામની યોજના તૈયાર કરવામાં શિક્ષકે વિષયો અને સ્વરૂપ [form]નું વૈવિધ્ય પૂરું પાડવાનું ચૂકવું નહીં. આ કાર્યનો હેતુ એ છે કે વિદ્યાર્થીઓ નવીન વાક્યરચના અને શબ્દો ઉપર ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રભુત્વ મેળવે. લેખન કામની યોજના કરતી વખતે શિક્ષકે આ હેતુ ધ્યાનમાં રાખવો જોઈએ.

[૪] લેખનકામમાં જોડણીની ભૂલો ખાસ ધ્યાન ખેંચે છે. આવી સામાન્ય ભૂલોની યાદી તો શિક્ષક કરે જ. તે ઉપરાંત દરેક ધોરણમાં જોડણી સંબંધી કેટલું કામ થઈ શકે અને કેટલું કરવું જોઈએ તે પણ જો શિક્ષક નક્કી કરે તો સાત વર્ષમાં સામાન્ય વપરાશમાં આવતા મોટા ભાગના શબ્દોની જોડણી વિદ્યાર્થીઓ શીખી જાય.

[૫] સુઘડ લેખનકામ માટે અનુલેખનનો સતત મહાવરો આપવાની ખાસ જરૂર છે. દરેક પ્રકારનું લખાણ વિદ્યાર્થીઓ સારી રીતે લખી શકે તે માટે અનુલેખનમાં ય યોગ્ય ક્રમ જળવાવો જોઈએ. ઉપલાં ધોરણોમાં અનુલેખન હેતપૂર્વકનું હોવું જોઈએ. વિદ્યાર્થીઓને પોતાના કાવ્યસંગ્રહો, સારા ગદ્યફકરાઓ, વગેરેના સંગ્રહો બનાવવાનું કહેવાથી આ હેતુ પાર પડે.

અંગ્રેજીશિક્ષણના કામનું આયોજન કરવામાં નીચેનાં પુસ્તકો ઉપયોગી થઈ પડશે:

1. Miss Lambert : Foundations of the Teaching of English.
2. Palmer : Oral Method of Teaching Languages.
3. Palmer : English Through Action.
4. Ghosh : Article on 'The Teaching of English' printed in '*Teaching*', December 1935.
5. Michael West : Learn to Speak by Speaking.
6. Bowman : Essaywriting in Schools.
7. Champion : Lectures on the Teaching of English.

## — સામાન્ય ચર્ચા —

'અંગ્રેજી શિક્ષણનું આયોજન'ના વિષય પર જે ચર્ચા થઈ તેનો સાર નીચે આપ્યો છે:

**શ્રી. રણછોડજી દયાળજી દેસાઈ** [આચાર્ય • નવસારી હાઈસ્કૂલ • નવસારી]:

શ્રી. ચંદ્રવદન શાહે અંગ્રેજી લખાણમાં થતી ભૂલોની સૂચનાઓ કરી અને સુધારવાની વાતો કરી. હું માનું છું કે ભૂલો સુધારવા કરતાં, ભૂલો કેમ થાય છે તેનું કારણ શોધવું અગત્યનું છે. અત્યારનું વિદ્યાર્થીઓનું અંગ્રેજી લખાણ નીચેની ભૂલોથી ભરેલું હોય છે:

(૧) ખોટી વાક્યરચના
(૨) જોડણીની ભૂલો
(૩) રૂઢિપ્રયોગનો ખોટો ઉપયોગ

મારો અનુભવ છે વિદ્યાર્થીઓની જોડણીની ભૂલો સુધારો તો પણ તે કાયમ રહે છે. તેજ પ્રમાણે વ્યાકરણના રૂઢિપ્રયોગો પણ ખોટાં રહે છે. એટલે પરભાષાનું શિક્ષણ કેમ આપવું તે જોવું જોઈએ.

મારું માનવું છે કે આપણે આપણા વિચારો વાક્યોમાં જ રજૂ કરવાં જોઈએ. ખરાં વાક્યો લખવાની ટેવ પાડવી જરૂરની છે. નીચેના ધોરણમાં વાક્યોની બરાબર પુનરુક્તિ [ડ્રિલ] થતી નથી; તેથી ભૂલો બહુ રહે છે. સીધી અને પરોક્ષ રચનામાં પણ તેવીજ ભૂલો થય છે. ચોથા ધોરણમાં active & passive voice ચાલે તે યોગ્ય નથી. વિદ્યાર્થીઓને પૂરું વાક્ય લખવાનું ભાન હોતું નથી તો એ ભેદના ફેરફાર કેવી રીતે સમજાવી શકો. વળી તેનું શબ્દભંડોળ પણ ઓછું હોય છે. તેથી ખોટા શબ્દો વાપરી જોડાણની પણ ભૂલો કરે છે. તેના ઉચ્ચાર પણ ઠેકાણા વિનાનાં હોય છે. ભૂલો કરવાની તેને ટેવ પડે છે અને એ ટેવ કહેવત [Habit is second nature] મુજબ સ્વભાવ [Nature]માં પરિવર્તન પામે છે. ક્રિયાપદના ઉપયોગમાં પણ ઘણી ભૂલો થાય છે. એટલે ચોથા ને પાંચમા ધોરણમાં વાક્યરચના ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે; અને ત્યારે જ કામ સારું થશે.

**શ્રી. વૈકુંઠરાય ભૂપતરાય દેસાઈ** [જે. એલ. ન્યૂ ઈંગ્લીશ સ્કૂલ, અમદાવાદ]:

હું અંગ્રેજી શીખવવામાં સિનેમાનો ઉપયોગ કેમ કરવો તે સંબંધમાં બોલવા માગું છું. જ્યારે આપણે ઈંગ્લીશ કોમ્પોઝીશન લેતા હોઈએ ત્યારે વિદ્યાર્થીઓને રસ પડે એવા આધુનિક વિષયો પસંદ કરવા જોઈએ. વળી અંગ્રેજી વ્યાકરણ શીખવવામાં પણ પ્રખ્યાત નટનટીનાં નામનો ઉપયોગ કરવાથી વિદ્યાર્થીને એ વાક્યમાં વિશેષ રસ પડશે અને એની રચના તેના મનમાં બરાબર ઠસી જશે.

આપણે આપણી જૂની પ્રથા છોડી દેવી જોઈએ અને શિક્ષણકાર્યમાં નટનટીઓનાં નામોવાળાં વાક્યો બનાવવાથી જો વિદ્યાર્થીઓ વધારે સચોટ રીતે અંગ્રેજી શીખી શકતા હોય તો તેથી ભડકવાની જરૂર નથી. અમદાવાદમાં આવતી બધી ફિલ્મના નટનટીઓનાં નામવાળાં વાક્યો બનાવી મેં પાંચમા ધોરણમાં વ્યાકરણ શીખવ્યું હતું તે તેઓ ભૂલ્યા નથી. શ્રી. ચન્દ્રવદન શાહે શિક્ષણના આયોજનની જે વાત કરી તે પણ ધ્યાનમાં રાખવા જેવી છે. દરેક મુખ્ય શિક્ષકે જુદા જુદા વિષયના શિક્ષણકામની રૂપરેખા પહેલેથી તૈયાર કરવી જોઈએ. ત્યારબાદ જો શિક્ષણનું કાર્ય શરૂ થાય તો વિદ્યાર્થીઓને જરૂર ફાયદો થાય.

**શ્રી. ઝીણાભાઈ રતનજી દેસાઈ** [આચાર્ય શ્રી. ચીમનલાલ નગીનદાસ વિદ્યાલય–અમદાવાદ]:

અંગ્રેજી કોમ્પોઝીશન શીખવવાનો શો હેતુ છે તે આપણે પ્રથમ નક્કી કરવું જોઈએ. હું માનું છું તે મુજબ લખાણની સ્પષ્ટતા એ ખરો હેતુ છે. અંગ્રેજી ભાષા શીખવવા ખાતર હું તે શીખવતો નથી; expression માટે હું તે નથી શીખવતો; પણ વિચારો જાણવા–જણાવવા માટે શીખવું છું. તેથી એમ ન હોવું જોઈએ કે વિદ્યાર્થી ખોટું શીખે તો તે આપણે નિભાવી લઈએ. વિદ્યાર્થી ખરું અંગ્રેજી તો શીખતો હોવો જોઈએ.

નાનાં બાળકોનું લખાણુ ચોખ્ખું હોવું જોઈએ. કેટલીક શાળામાં કાચી [ rough ] અને સાફ [ fair ] એવી બે પ્રકારની લેખનપોથીઓ રાખવામાં આવે છે તે મને તો અસહ્ય લાગે છે. દરેક લખાણુ સફાઈદાર જ હોવું જોઈએ. ભૂલ પડે તો વિદ્યાર્થી તે ભલે છેકી કાઢે. સ્વચ્છ લખાણુ માટે નાનાં બાળકોને સૌથી પહેલા પેન્સિલથી લખવાનું કહેવું જોઈએ અને પછીથી સાહીથી લખવાની ટેવ પાડવી જોઈએ. આમ કરવાથી સ્વચ્છતા જળવાશે. નહીં તો બાળકોની આંગળી સાહીથી કેટલી બધી અસ્વચ્છ બની રહે છે ? ફાઉન્ટન પેનના ઉપયોગથી અક્ષર બગડયા છે તેથી તેનો પણુ ઉપયોગ પાછળથી થવો જોઈએ. આ તો અંગ્રેજી કૉમ્પોઝીશનનું બાહ્ય સ્વરૂપ થયું.

અંગ્રેજી કૉમ્પોઝીશન માટેના પ્રશ્નો પાઠયપુસ્તકોમાંથી પસંદ થયેલા હોવા જોઈએ. વળી વ્યાકરણુ પણુ તે તેમાંથી જાણે એવું હોવું જોઈએ. બાળકો પોતે પોતાના વિચારો સારી રીતે દર્શાવી શકે તે આપણો હેતુ છે. તેથી તેમને ગમે તે વસ્તુ ઉપર લખવાનું તેમને કહેવું જોઈએ. ખાસ કરીને ચિત્ર ઉપરથી તેઓ સારું લખી શકે છે એવો ઘણાનો અનુભવ છે તેથી તેના પસંદ કરેલા ચિત્ર ઉપર તે ગમે તેટલાં વાકયો લખે. ચિત્ર વાચન-લેખન [Picture Composition] ઘણું અગત્યનું છે. એમાં માબાપનો સહકાર જરૂરનો છે. મારે ત્યાં લગભગ ૨૫૦ વિદ્યાર્થીઓ શાળામાં રહે છે તેમનાં સગાંવહાલાં બહારથી ચિત્રો મોકલે છે અને તેના ઉપર બાળકો લખે છે. આ રીતે માબાપ પણુ મદદ કરી શકે છે. ચિત્ર ઉપરથી રંગ વગેરેનો પણુ તેને ખ્યાલ આવશે.

હું ડિરેકટ મેથડનો વિરોધી નથી. પરંતુ મારે કહેવું જોઈએ કે એ રીતથી સચોટ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. મારી શાળાનું વાતાવરણુ ગૂજરાતી છે, બોલવાનું-પહેરવાનું, વગેરે. એટલે અંગ્રેજીમાં વાતચીત કરવી મને કૃત્રિમ લાગે છે. જૂના મેટ્રિક થયેલા માણુસો હાલનાં મેટ્રિકના વિદ્યાર્થીઓ કરતાં સારા પ્રમાણુમાં અંગ્રેજી, વગેરે લખી શકે છે. ડિરેકટ મેથડ પ્રમાણે શીખેલાના લખાણુમાં looseness હોય છે. પાઠમાળાના ઉપયોગથી સારાં વાકયો તૈયાર કરી શકાય છે અને તેનાથી વ્યાકરણુ પણુ શીખવી શકાય છે. અંગ્રેજી કૉમ્પોઝીશનની નોટબુક તપાસવાનું કાર્ય અઘરું છે. જેટલા શિક્ષકો તે તપાસતા હોય તેમને બેવડું કામ આપવું જોઈએ નહિ. જો કદાચ મારા શિક્ષકો સંજોગવશાત તપાસી શકે નહીં તો 'Seen' એટલું જ લખી મૂકે છે એટલે વિદ્યાર્થીઓ જાણે છે કે શિક્ષક એનું લખાણુ તપાસી શકયા નથી.

**શ્રી. મગનલાલ વ્યાસ** [ન્યુ ઇરા સ્કૂલ - મુંબઈ]:

અમારી શાળામાં સામાન્ય પ્રથા એવી છે કે વિદ્યાર્થીઓ પોતે જ લેખનના વિષયો શોધી કાઢે. મારા શિક્ષકો ભાગ્યે જ વિષયો સૂચવે છે. અમુક્કસ વિષયો પર લખવાના દિવસો વહી ગયા છે. નીચલાં ધોરણોમાં વર્ષા ઋતુ કે એવા બીજા જે જે વિષયોના સંપર્કમાં તેઓ આવતા હોય તેના પર લખવાનું આપણે તેમને કહેવું જોઈએ. ઉપલાં ધોરણોમાં એમને રુચે એવા વિષયો પર તેઓ લખે એ ધોરણુ સ્વીકારવું જોઈએ. નિબંધ લખવાનું શરૂ કરતાં પહેલાં એને માટે જરૂર સામગ્રી એકઠી થવી જોઈએ. આને માટે યોગ્ય પુસ્તકો વિદ્યાર્થીઓને મળવાં જોઈએ; જો તેમની પાસે કંઈ લખવાનું હશે તો તેઓ તે સારી રીતે લખી શકશે એની મને ખાતરી છે. લેખનનો વિષય એકાદ અઠવાડિયા પહેલાં આપવો જોઈએ.

હું પોતે એમ માનું છું કે જો વિદ્યાર્થીઓનું લખાણુ ખૂબ ઝીણવટથી સુધારવામાં આવે છે તો તેમનો ઉત્સાહ મારી જાય છે. બધી ભૂલો આપણે ન સુધારીએ પણુ થોડી વિદ્યાર્થીઓને સુધારવા માટે રહેવા દઈએ ને તેમની પાસે સુધરાવીએ તો ખોટું નથી. પોતે એક પણુ વાકય ખરું લખી શકતા નથી એવી છાપ એમના મન પર પાડીને આપણે તેમને હતાશ કરવા ન જોઈએ. સામાન્ય રીતે દર અઠવાડિયે એક નિબંધ અને બે વ્યાકરણુના મનોયત્નો લખાવવાનો હું આગ્રહ રાખું છું. અઠવાડિયા દરમિયાન જો રજા આવતી હોય તો વિદ્યાર્થીઓ નિબંધ ઘેરથી લખી લાવે છે.

લેખનકામનું લક્ષ્ય શું છે? વિદ્યાર્થીઓના વિચારો ગોઠવવાનો અને વ્યાકરણશુદ્ધ શૈલી વિકસાવવાનો આપણો આશય છે. વિદ્યાર્થીઓને વર્તમાનપત્રો તેમજ સારા લેખકોના નિબંધો ને ફકરા વાંચવાનો મહાવરો આપવો જોઈએ, માહિતી મેળવવા માટે તેઓ વાંચે એ ઇષ્ટ છે. પોતાના વિચારો દર્શાવવામાં આ વાચન મદદરૂપ થશે. આ રીતે જુદા જુદા વિષયો સાથે તેઓ પરિચય સાધી શકશે. અને તો પછી તેઓ વધારે સચોટ લખાણ લખી શકશે. જ્યારે શાળામાં કોઈ ઉત્સવ કે જયંતી ઊજવાતાં હોય ત્યારે તેને વિશે વિદ્યાર્થીઓને લખવાનું કહી શકાય. તેમને લખવાની પ્રેરણા થતી હોય તો આપણે તેમને રોકવાની જરૂર નથી.

મુખ્ય શિક્ષકોને બધું લેખનકામ જોઈ જવાનો અવકાશ નહિ મળે તોપણ તેઓ શિક્ષકોને યોગ્ય માર્ગદર્શન તો જરૂર કરાવી શકે. દાખલા તરીકે, એક દિવસ એક શિક્ષક મારી પાસે દશ વિદ્યાર્થીઓ લઈ આવ્યા ને મને કહ્યું: "આ છોકરાઓનું લેખનકામ ખૂબ નબળું છે." મેં 'Old man and his sons' જેવી પ્રચલિત વીસેક વાર્તાઓ ભેગી કરી અને દરેક વિદ્યાર્થીને બીજે દિવસે તેની એકેક નકલ વહેંચી આપી. ત્યારપછી દરરોજ વિશ્રાંતિના ગાળામાં એક પછી એક બધી વાર્તાઓ પોતાની મેળે લખવાનું તેમને કહેવામાં આવ્યું. હું તેમને અવારનવાર માર્ગદર્શન કરાવતો. આ પ્રયાસને પરિણામે એક મહિનામાં વર્ગના સામાન્ય વિદ્યાર્થીઓની હરોળમાં તેઓ આવી ગયા.

**મિ. એમ. સી. બેન્સન** [ પ્રિન્સિપલ - આઈ. પી. મિશન હાઈસ્કૂલ - સૂરત ]:

અંગ્રેજી કૉમ્પોઝીશનનો પ્રશ્ન આપણા કેટલાક મૂંઝવતા પ્રશ્નોમાંનો એક છે. વિદ્યાર્થીઓના લેખનકાર્યને સુધારવાનું કામ ખરેખર કંટાળો આપે એવું હોય છે. યંત્રોના આ જમાનામાં કોઈ સંશોધક આ કામને માટે પણ જો એકાદ યંત્ર શોધી કાઢે તો આપણે તેમને આશીર્વાદ આપીએ. પરંતુ તેમ થાય નહીં ત્યાં સુધી તો આપણે આપણી મુશ્કેલીઓનો ખ્યાલ બરાબર રાખવો જોઈએ અને તેનો સામનો કરવાને ઉપાયો યોજવા જોઈએ.

લેખનકામ તપાસવાની કામની વહેંચણી કરતાં પહેલાં શિક્ષકોની પસંદગી જાણી લીધી હોય તો ઠીક. દરેક કામ માટે આપણે યોગ્ય અને લાયક વ્યક્તિને જ પસંદ કરવી જોઈએ. આ કામ કરવા ખાતર કરે તેના કરતાં અંતરના ઉમળકાથી વિદ્યાર્થીનું લેખન સુધારવાનો સહૃદયી પ્રયાસ કરવાનો નિશ્ચય કરી બેઠેલા શિક્ષકને આ કામ સોંપાય તો તેનું વધારે પ્રોત્સાહક પરિણામ આવે. કૉમ્પોઝીશન શિક્ષકનો ઉત્સાહ અપરિમિત હોવો જોઈએ.

મારી શાળામાં હુ પોતે અંગ્રેજી પહેલા ધોરણમાં અંગ્રેજીના થોડા તાસ લઉં છું. શિક્ષણ દરમિયાન બાળકો જેવાં હાવભાવ કે અભિનય કે ક્રિયા કરતાં મને સંકોચ થતો નથી. દાખલા તરીકે run, jump, hop, sweep, stand, sit જેવાં શબ્દો સમજાવતી વખતે તેમાં સમાયલી બધી ક્રિયાઓ હું કરું છું; તેટલા વખત માટે મારું મોટાપણું ભૂલી જઈને બાળકોની સોબતમાં હું પણ બાળક બની જાઉં છું. ઘણી વાર હું કવિતાનાં જોડકણાં [Nursery Rhymes] તેમને ગાઈ સંભળાઉં છું ને તેમાં તેમને ખૂબ મઝા પડે છે. મને ખાતરી છે કે મિસ રૂસ્તમજી એક બે જોડકણાં સુંદર રીતે ગાઈને આપણને આનંદ આપશે. મને પણ એકાદ જોડકણું અહીં ગાવાની વૃત્તિ થાય છે પરંતુ સમય ઘણો થઈ ગયો છે એટલે આપણે રાતના કાર્યક્રમ વખતે જોઈશું. શિક્ષણની સારામાં સારી પદ્ધતિ એ છે કે આપણે બાળકોને ખાતરી કરી આપવી જોઈએ કે આપણને તેમનામાં ખૂબ રસ છે. શિક્ષક જો આવી છાપ પાડી શકે તો બહુ સારાં પરિણામ આવે.

વિદ્યાર્થીઓનુ લેખનકામ સુધારતી વખતે આપણે જોવું જોઈએ કે તે કામ ચોક્કસ રીતે થાય છે. આપણે વિદ્યાર્થી પાસે સારા અક્ષર ને છેકછાક વિનાના કામની આશા રાખીએ ને આપણે કરેલા સુધારાવધારામાં સુઘડતા કે સફાઈ ન હોય તો આપણને લાંછન લાગે. આપણા સુધારા પણ સ્પષ્ટ અક્ષરમાં થયેલાં હોવાં જોઈએ. કૉમ્પોઝીશન સુધારવાની સારામાં સારી રીત મને તો એ લાગી છે કે આપણે જ્યારે એ કામ કરતાં હોઈએ ત્યારે વિદ્યાર્થીને આપણી પાસે બોલાવવો અને આપણે જે ભૂલો સુધારીએ તે જોવા-સમજવા એને કહેવું. આમ કરવાથી વિદ્યાર્થી પોતાની ભૂલ બરાબર સમજે છે, શિક્ષકે કરેલો સુધારો વાજબી છે એમ તેની ખાતરી થાય છે અને ભવિષ્યમાં તે જ ભૂલ ફરીથી કરવાનો સંભવ ઓછો રહે છે.

લેખનકાર્યમાં નિબંધોની સંખ્યા કરતાં લેખન ઉત્તમ કોટિનું હોય છે એ આપણું લક્ષ્ય હોવું જોઈએ. જે કામ વિદ્યાર્થીઓ કરે તે ભલે પ્રમાણમાં ઓછું હોય પરંતુ સમજપૂર્વકનું અને સારા પ્રકારનું હોય તો તે વધારે ઇષ્ટ છે.

**શ્રી. લાલભાઈ દેસાઈ:**

હું એક બે વાત સૂચનારૂપે મૂકવા ઊભો થયો છું. અંગ્રેજી શિક્ષણના આ યોજનની વાત જ્યારે આપણે કરીએ છીએ ત્યારે અંગ્રેજી લેખનકામ શીખવવામાં આવતી અગવડોનો આપણે વિચાર કરવો જોઈએ.

મને લાગે છે કે મૂળ પાયામાં જ વાંધો છે. તે એ છે કે આપણી શીખવવાની પદ્ધતિમાં જ ભૂલ છે. કેટલીક શાળામાં કહેવાતી ડિરેક્ટ મેથડ નિરીક્ષકને ખુશ કરવા ખાતર જ વપરાય છે. પછીથી પાછી જૂની રીતે અનુવાદ પદ્ધતિ [Translation Method]થી કામ ચાલે છે. એટલે આવી અર્ધદગ્ધ રીતથી જરૂર ગેરલાભ જ થાય. એટલે આ યોજના કરતી વખતે તમારે વિચારી લેવું જોઇએ કે તમે ડિરેક્ટ મેથડથી શીખવવા માગો છો કે અનુવાદ પદ્ધતિથી. ગમે તે એક રીત નક્કી કર્યા પછી તેને વળગી રહેવું. પણ ઘડીમાં આ અને ઘડીમાં પેલી એવું ન કરવું જોઈએ. બતાવવાનું જુદું અને કરવાનું જુદું એમ ન થવું જોઈએ. જો ડિરેક્ટ મેથડ પ્રમાણે શીખવવાનું હોય તો દરેક મુખ્ય શિક્ષકે તેને લાયક શિક્ષકો શોધવા જોઈએ. ડિરેક્ટ મેથડ કંઈ નકામી વસ્તુ નથી. અંગ્રેજી 'કૉમ્પોઝીશનમાં કેટલાક શિક્ષકોને દર અઠવાડિયે ૨૦૦ નોટબુક તપાસવાની હોય છે એવી ફરિયાદ થઈ છે. જો તેમ હોય તો તે વિચારપૂર્વક થવા જોઈતા આયોજનનો અભાવ જ બતાવે છે. કામનું પ્રમાણ જાળવવાને એમ પણ થઈ શકે કે લેખનકાર્ય તપાસનાર શિક્ષકને બીજા કરતાં પ્રમાણમાં ઓછું શિક્ષણકામ આપી શકાય. કામ ઓછું હોય કે વધારે પણ જે કામ થાય તે ચોક્કસ ને યોગ્ય રીતે થવું જોઈએ. આજ વાત મહત્ત્વની છે ને તેથી હું તેના પર ખાસ ભાર મૂકું છું.

કૉમ્પોઝીશન તપાસવાની ત્રણ પદ્ધતિઓ છે. એ મારી રીત નથી પણ ત્રણ વર્ષ પહેલાં વિલાયતથી કેળવણીકારોનું એક ડેપ્યુટેશન અહીં આવેલું તેની સાથેની ચર્ચામાં આ પદ્ધતિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

પહેલી રીત એ છે કે ૧૦% જેટલા વિદ્યાર્થીઓ માટે લાલ પેન્સીલનો ઉપયોગ ન કરવો જોઈએ. બીજી રીત એ છે કે કેટલાક વિદ્યાર્થીઓને લાલ પેન્સીલથી નિશાની જ કરી આપવી, અને જાતે સુધારવા કહેવું; ત્રીજી રીત એ છે કે કેટલાકને ભૂલો સુધારી પણ આપવી પડે તો તે પણ કરવું જો શિક્ષક બાળકનો અભ્યાસ કરે તો તેના લખાણ માટે કઈ જાતની રીત વાપરવી તે સમજી શકાય બને ત્યાંસુધી વિદ્યાર્થીઓને જ ભૂલ તપાસવા કહો; ને તેને ભૂલ ન જડે તો જ તમે સુધારો. સુધારો પ્રમાણસર હોવો જોઈએ.

**મિ. એ. બી. એચ. જે. રૂસ્તમજી:**

જો કોઈ મુખ્ય શિક્ષક કોઈ શિક્ષકને ૨૦૦ કે ૫૦૦ નિબંધો દર અઠવાડિયે તપાસવાનું સોંપે તો તેના ડહાપણ વિશે મને શંકા ઊપજે. શિક્ષણ ઉપરાંત આટલું કામ થઈ જ શકે નહીં. મારી તો એવી સૂચના છે કે અંગ્રેજીના શિક્ષકોને બીજા કરતાં ઓછું કામ આપવું જોઈએ. લેખન કામની તપાસણી ઉપરાંત તેને જો વર્ગશિક્ષણનું કામ બરાબર કરવું હોય તો પૂર્વતૈયારીમાં ખૂબ વખત ગાળવો પડે છે. એક વેળા વ્યાકરણના એક તાસ માટે જરૂરી, યોગ્ય વાક્યો ભેગાં કરતાં મને બે કલાક લાગ્યા હતા.

રોજીંદા જીવન સાથે સંબંધ ધરાવતા વિષયો જો આપણે પસંદ કરીએ તો આપણું કામ સરળ બને. દાખલા તરીકે, મુંબઈમાં અનેક જાતના લોકો — પઠાણ, મારવાડી, પારસી, વગેરે — જોવામાં આવે છે. આ લોકોનું બરાબર નિરીક્ષણ કરી તેમનું વર્ણન લખવાનું જો વિદ્યાર્થીઓને કહેવામાં આવે તો તેઓ એક સરસ વર્ણનાત્મક નિબંધ જરૂર લખી શકશે.

મિ. ચર્ચીલનાં યુદ્ધપ્રવચનોની પુસ્તિકા ખરીદ કરીને એમાંના પસંદ કરેલા ફકરા મોઢે કરવાનું જો વિદ્યાર્થીઓને કહીએ તો સુંદર, ભાવવાહી અંગ્રેજી વાક્યો તેમને કંઠસ્થ થશે ને તેમની શૈલી જરૂર સુધરશે. આજ રીતે બીજા વિખ્યાત ગદ્યસ્વામીઓના લખાણના સુંદર નમૂના મોઢે કરવાની પ્રથા અખત્યાર કરવા જેવી છે,

નીચલાં ધોરણોમાં અંગ્રેજીનું મૌખિક કામ ખૂબ અગત્યનું છે. વાક્યોના જુદા જુદા પ્રકારના નમૂના એકઠા કરી તેનો મહાવરો વિદ્યાર્થીઓને આપવો સારો છે. જુદી જુદી રીતે અનેક વાક્યો વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરો. વાક્યોનું રૂપાંતર [ Transformation ] કરવાના મનોયત્નો પણ ખૂબ પ્રમાણમાં આપો. આ કાર્યથીજ સારા અંગ્રેજી લખાણનો પાયો નખાય છે.

બીજી એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી એ છે કે વ્યાકરણ અને લેખન કામને છૂટાં પાડી શકાતાં નથી. તેઓ એકબીજાનાં પૂરક છે ને સાથે જ જાય છે. અંગ્રેજીનો વિષય એક અને અવિભક્ત છે. એના ટુકડા પાડીને જુદા જુદા શિક્ષકોને સોંપી શકાય નહીં. એક જ શિક્ષક આખા વિષય માટે જવાબદાર રહેવો જોઈએ.

કૉમ્પોઝીશનના વિષયો વિદ્યાર્થીઓ પાસે માગતાં આપણે સંકોચ અનુભવવો જોઈએ નહીં. આ વિષયો એક અઠવાડિયા પહેલાં અપાય એ ઇષ્ટ છે. એમ કરવાથી વિદ્યાર્થીઓને તૈયાર થવાનો અવકાશ મળશે અને તેઓ વ્યવસ્થિત લખાણ લખી શકશે.

અંગ્રેજીના શિક્ષકે જેટલાં બને એટલાં પુસ્તકો શાળાએ પૂરાં પાડવાં જોઈએ. એનાથી વસાવી શકાય એટલાં પુસ્તકો એણે વસાવવાં પણ જોઈએ. પુસ્તકો તો એનાં સાધનો છે. જેમ આપણે કોઈ સુથાર કે દરજીને પોતાનાં સાધનો વિના કામ કરતો કલ્પી શકતાં નથી તેમ કોઈ શિક્ષક પણ પુસ્તકો વિના પોતાનું કામ સારી રીતે કરી ન શકે. આપણો હેતુ સર્વોત્તમ કાર્ય કરવાનો છે અને તેને માટેની યોગ્યતા કેળવવાને જરૂરી એવું બધું પ્રત્યેક શિક્ષકે કરવું જોઈએ.



# આપણી માધ્યમિક શાળાઓના ભૂગોળશિક્ષણની વ્યવસ્થા

શ્રી. કૃષ્ણલાલ ત્રિભુવનદાસ શેઠ
બી. એ., બી. ટી., એસ. ટી. સી.
આચાર્ય · સાર્વજનિક મિડલ સ્કૂલ · સૂરત

આપ મારી પાસેથી કોઈ આંજી નાખનારી વાતોની આશા રાખી હશે, તો મને દહેશત છે કે હું આપને સંતોષી શકીશ નહિ. મારી દૃષ્ટિ સમક્ષ તો માત્ર સામાન્ય કોટિના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો જેમાં હોય એવી શાળા છે. આ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખીને, આવી એક શાળામાં ભૂગોળશિક્ષણ વિશે જે અનુભવો હું મેળવી શક્યો છું, તે હું આપ સમક્ષ રજૂ કરીશ. બનવાજોગ છે કે મારી પાસેથી આપને ઘણાં નવાં સૂચનો ન મળી શકે.

ભૂગોળનું શિક્ષણ આપવામાં બે હેતુ હોઈ શકે: વર્ણન અને તેની સમજૂતી. આ બન્ને હેતુઓ અગત્યના છે, પરંતુ આ પૈકી પાછો હેતુ પહેલા કરતાં વધારે અગત્યનો ગણી શકાય. અલબત, વસ્તુનું વર્ણન જેમ સ્પષ્ટ હોય તેમ તેને સમજાવવાનું કામ વધારે સરળ બને છે. કેળવણી ખાતાએ નક્કી કરેલા અભ્યાસક્રમનો 'ङ' વિભાગ જોતાં માલૂમ પડશે કે ભૂગોળના શિક્ષણમાં ઇતિહાસના શિક્ષણની માફકજ એકકેન્દ્રિય [Concentric] તેમજ વિભાગીય યોજનાઓનો સમાવેશ થાય છે. એ વિભાગમાં દુનિયામાં જુદા જુદા દેશોનો શિક્ષણક્રમ નીચે મુજબ આપ્યો છે:

(૧) હિંદુસ્તાન તથા એશિયાખંડ, (૨) યૂરોપ અને ઉત્તર અમેરિકા, (૩) દક્ષિણના ખંડો; આમ આખી દુનિયા પહેલાં ત્રણ ધોરણોમાં પૂરી કરવી. તે સાથે આકાશી અને પ્રાકૃતિક ઘટનાઓનું અવલોકન અને પ્રાયોગિક અભ્યાસ ક્રિયાત્મક ભૂગોળ પર ધ્યાન આપવું. આ ઉપરાંત ચોથા અને પાંચમા ધોરણમાં દુનિયાના ઔદ્યોગિક દેશોનો અને બ્રિટિશ સામ્રાજ્યનો અભ્યાસ કરવો. ખાતાએ નક્કી કરેલા આ અભ્યાસક્રમમાં હિંદુસ્તાન માટે બહુ અગત્યના એવા ચીન, રશિયા, અને વાયવ્ય દિશાના મુસલમાની રાજ્યોનો સમાવેશ થતો નથી.

આ અભ્યાસક્રમને અમલમાં મૂકતી વેળા પાઠ્યપુસ્તક, શિક્ષક, અને શિક્ષણપદ્ધતિના ત્રિકોણને ધ્યાનમાં રાખવાની જરૂર છે. વસ્તુદર્શન વિદ્યાર્થીઓની ઉમ્મરના પ્રમાણમાં બંધબેસતું હોવું જોઈએ. તેથી માધ્યમિક શાળાનાં નીચલાં અને ઉપલાં ધોરણોમાં ભૂગોળ શીખવવાની પદ્ધતિમાં ફેર છે. ઉપલાં ધોરણોમાં શિક્ષણ શાસ્ત્રીય તથા તર્કશુદ્ધ હોવું જોઈએ એમ સૌનું કહેવું છે. નીચલાં ધોરણોમાં વસ્તુદર્શન માટે બે મતો છે: (૧) પ્રાંતો તથા દેશોને સંપૂર્ણ એકમો તરીકે ગણીને તે વિશેનું જ્ઞાન બાળકને સમજાય એવી સરળ રીતે આપવું. અહીં ખાસ કરીને સરળતા પર ભાર છે; વસ્તુદર્શન શાસ્ત્રીય હોય તો તે ચાલી શકે છે. (૨) મુસાફરીના રૂપમાં, મુસાફરની વાર્તા કહેવાની શૈલીમાં ભૂગોળનું શિક્ષણ આપવું. આમાં વસ્તુદર્શન સરળ હોવા ઉપરાંત બાળમાનસને અનુકૂળ હોવું જોઈએ.

અહીંયાં, સાર્વજનિક સોસાયટીની શાળામાં અમે પાછલી પદ્ધતિએ લખાયલાં પાઠ્યપુસ્તકો વાપરીએ છીએ, અને મને તો બે કારણો માટે તે યોગ્ય માલૂમ પડ્યાં છે: (૧) જે સ્થળો અથવા વસ્તુઓનું વર્ણન કર્યું હોય તેનું સ્થાન ચોક્કસ કરવાને જુદી જુદી મુસાફરીઓનાં નકશાઓ વિદ્યાર્થીઓએ તેમજ શિક્ષકોએ ફરજિયાત દોરવા પડે છે. (૨) વિદ્યાર્થીઓએ મેળવેલા ભૂગોળના જ્ઞાનને યાદ રાખવાને યોગ્ય રીતે વ્યવસ્થિત કરવા માટે તેમને અભ્યાસમાં સ્વાશ્રયી થવાની તાલીમ મળે છે. મારા નમ્ર મત પ્રમાણે આ બે મુદ્દાઓ ખાસ નોંધવાયોગ્ય છે. ભૌગોલિક

સ્થાનનું જ્ઞાન એ ભૂગોળના અભ્યાસનો પાયો છે. છતાં મેટ્રિકના વિદ્યાર્થીઓ તેમજ મરજિયાત વિષય તરીકે ભૂગોળ પસંદ કરનારા કૉલેજના વિદ્યાર્થીઓ ભૌગોલિક સ્થાનની બાબતમાં બહુ જ અસ્પષ્ટ માલૂમ પડે છે. એ કારણને લીધે મેં મારી શાળામાં નકશા-પૂરવાનું કાર્ય ભૂગોળના શિક્ષણની પદ્ધતિ તરીકે દાખલ કર્યું છે એટલું જ નહિ, પણ વિદ્યાર્થીઓને નકશામાં સ્થળો બતાવવાની રમત રમવાનું પણ પ્રોત્સાહન આપવામાં આવે છે. વિદ્યાર્થીઓને આવી ક્રિયાત્મક પદ્ધતિથી ભણવું ગમે છે, એ ખરું; પરંતુ માત્ર એજ કારણથી વિષય રસમય બનતો નથી. આકર્ષક ચિત્રો અને મનુષ્યને લગતી બાબતો પર ખાસ ભાર મૂકી, શિક્ષકે કરેલાં આબેહૂબ વર્ણનો પણ ભૂગોળના સફળ શિક્ષણમાં મોટો ફાળો આપે છે.

પરંતુ અહીં યોગ્ય શિક્ષકનો પ્રશ્ન ઊભો થાય છે. આપણી સામાન્ય કોટિની શાળાઓને મહાન શિક્ષકો મેળવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થતું નથી. દાખલા તરીકે, મારી શાળાના ૨૦ શિક્ષકોના શિક્ષકગણમાંથી આ કામ કરવા માટે માત્ર ત્રણ શિક્ષકો મહા મુશ્કેલીએ હું મેળવી શક્યો. મેં તેમને દરેકને છ થી સાત વર્ગોનું એક એક ધોરણ સોંપી દીધું; તેમની સાથે એક વર્ષ કામ કર્યું; અને બીજે વર્ષે તેમની પાસેથી સારા કામની આશા રાખી. પરંતુ જૂન માસમાં તેઓ પૈકી બે શિક્ષકો શાળા છોડી ગયા: એક ભાઈની બીજી શાળામાં બદલી કરવામાં આવી અને બીજા ભાઈ વધુ અભ્યાસ અર્થે ગયા. હવે મારે તેમની જગ્યાઓ પૂરવાને યોગ્ય શિક્ષકો શોધવા પડ્યા. આવા સંજોગોમાં આબેહૂબ વર્ણન કરવાની શક્તિ ધરાવનાર વ્યક્તિ શોધી કાઢવાનું કામ સરળ તો નથી જ.

વળી શિક્ષકને અભ્યાસ કરવા માટે યોગ્ય પુસ્તકો આપ્યા સિવાય તેમની પાસેથી સામાન્ય વર્ણનની પણ આશા ન રાખી શકાય. આવાં કેટલાંક પુસ્તકોમાં નામ આ પ્રમાણે છે.

1 Fairgrieve's Human Geographies
2 Columbus Regional Geographies
3 Stamp's New Age Geographies.
4 Stembridge's World-Wide Geographies
5 Colling's Reason Why Geographies
6 Finch's Golden Hind Geographies
7 Blackie's Lands and Peoples Series
8 Nelson's High roads of Geographies
9 Philips Adventures of Exploration Series

વર્ણન વધારે રસમય બનાવવા માટે Blackie's Regional Pictures, Pictorial Education, Illustrated Weekly, વગેરેમાંથી યોગ્ય ચિત્રો શિક્ષકે વાપરવાં જોઈએ.

પણ વિદ્યાર્થીઓના વધારાના વાચન માટે શું? શ્રીયુત ધારેના મૂળ મરાઠીમાં લખેલા પુસ્તકનો ગૂજરાતીમાં અનુવાદ કરી લખાયેલા 'દેશદેશના લોકો' એ પુસ્તક બાદ કરતાં, મારી જાણ પ્રમાણે તો ગૂજરાતી ભાષામાં બીજું એકે પુસ્તક વિદ્યાર્થીઓ માટે નથી. શ્રી. ઝીણાભાઈ દેસાઈ એ બાળકોને માટે નાટકો રચવાની 'અપીલ' કરી. તેવી જ ભૂગોળના વિષયમાં વધારાના વાચન માટે ગૂજરાતી ભાષામાં એક પુસ્તકમાળા તૈયાર કરવાની મારી અપીલ છે. આ પુસ્તકમાળા Children in far off Lands, Every Child Series, Question Time Series, Adventures of Exploration Series, વગેરે પુસ્તકોની શૈલી પર રચાવી જોઈશે. વિષય સમજાવતી વખતે શિક્ષક યોગ્ય ચિત્રો નકશાઓ અને બીજાં પુસ્તકોમાંના ફકરાઓનો ઉપયોગ કરી શકે તે માટે પોતાના પાનાં પુસ્તકની નકલમાં કોરાં પાનાં મુકાવે તો બહુ અનુકૂળતા થાય, કારણકે આમ કરવાથી છાપેલી બાબતોનું વર્ણન કરવાને અથવા તે સમજાવવાને જોઈતા બીજા વાચનની અથવા ચિત્રોની સામેનાં કોરાં પાનાં પર નોંધ

કરી શકે. ચિત્રો સહેલાઈથી મળી શકે એટલા માટે યોગ્ય અનુક્રમણિકા અને તેના ક્રમ પ્રમાણે તેની જાળવણી પણ ખાસ અગત્યની છે. ચિત્રો કાપીને ચોંટાડી શકાય એવાં 'આલ્બમ્સ' પણ બનાવી શકાય.

અગાઉથી પુખ્ત વિચાર કરીને ગોઠવેલાં આનંદપર્યટનો તથા આનંદપર્યટનોમાં જોવાનાં અને જોયેલાં દૃશ્યો વિશે તે જોયા પહેલાં તથા જોયા પછી યોજવામાં આવેલી ચર્ચાઓ, ભૂગોળના શિક્ષણમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. પરંતુ જો આપણે દુનિયાનું દર્શન કરવા ન જઈ શકીએ, તો પણ દુનિયાને તો આપણે આંગણે લાવી શકીએ–ખાસ કરીને સિનેમા મારફત. આ બાબતમાં દરેક શાળાએ મુંબઈની શાળાઓને મળતી સગવડો મેળવવી એ ઘણું મુશ્કેલ કાર્ય છે; એમ છતાં મુંબઈની બહારની ગૂજરાતની શાળાઓ એકત્ર થઈને ફિલ્મો ખરીદી શકે છે અથવા બને તો કોડાક કંપની પાસેથી ફિલ્મો ભાડેથી મેળવી શકે છે. અહીં શિક્ષકે એટલું ધ્યાન રાખવું ઘટે કે ફિલ્મોનો વિષય જે બાબત વિદ્યાર્થીઓ વર્ગમાં શીખી ગયા હોય અગર શીખવાના હોય તે બાબતને લગતો હોય એટલું જ જોવું ન જોઈએ, પણ તે વિષય, વર્ગમાં શીખવાતા ભૂગોળના પાઠોનો એક અગત્યનો ભાગ બનવો જોઈએ.

પહેલા અને બીજા ધોરણોમાં ભૂગોળ શીખવતાં માલૂમ પડશે કે ત્યાં ઇતિહાસ તથા ભૂગોળના વિષયો એકબીજા સાથે સંકળાયેલા છે. પહેલા ધોરણમાં આપણે ભૂગોળમાં ઉત્તર હિંદુસ્તાનના કુદરતી વિભાગો અને શહેરો વિશે અને ઇતિહાસમાં આર્યોનું હિંદમાં આગમન અને વસવાટ વિશે તેમજ વેદ, રામાયણ, મહાભારત વગેરેના સમય વિશે શીખવીએ છીએ. બીજા ધોરણમાં આપણે આજના વિશ્વ યુદ્ધને યુરોપનો ભૂગોળ સાથે સંકળાવી શકીએ.

નીચલાં ધોરણોમાં અવલોકન શક્તિનો ઉપયોગ કરીને શિક્ષણ અપાય એ ઘણું અગત્યનું છે. આ માટે આપણે પડછાયાની નોંધ, સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયની નોંધ, ઉષ્ણતામાપકમાં પારાની ચઢ–ઊતરની નોંધ અને સાદા ગ્રાફ દોરવાનું કામ કરાવીએ છીએ. સૂર્ય, ચંદ્ર અને તારાઓનો અભ્યાસ મનુષ્યના માનસ પર ઊંચી અને ઉમદા અસર કરે છે, બાળકોને તેનું અવલોકન બહુ ગમે છે. આપણે આપણી શાળા તેમજ તેની આસપાસના લત્તાઓના નકશા દોરાવીએ. વળી ખાસ કરીને ચોમાસામાં જમીન ખોદીને કે ઉપસાવીને જમીન અને પાણીના ભૌગોલિક આકારો અને તે સાથે ધસારો તેમજ નવરચનાની પ્રાથમિક સમજ આપણે આપી શકીએ. આ બાબતો માત્ર નકશામાંથી કે વર્ણનથી સ્પષ્ટ સમજાતી નથી. દા. ત. મલબાર કિનારાના 'બૅકવૉટર્સ'નો ખ્યાલ માત્ર વર્ણનથી નથી આવતો; એ અનુભવની વાત છે.

પહેલાં ત્રણ ધોરણના ભૂગોળશિક્ષણ સંબંધી જે વિધાનો કર્યાં છે તે ઉપલાં ધોરણોને માટે પણ સાચાં છે, જો કે વિષયની રજૂઆત કરવાની રીતમાં ફેર પડે છે ખરો; નકશા દ્વારા હકીકત રજૂ કરીને પછી તેની સમજૂતી આપવામાં આવે છે. નકશાની રૂપરેખામાં વિગતો પૂરાવવાનું કામ તો ચાલુ જ રહે છે. ચિત્રોનું સ્થાન મોટે ભાગે નકશાઓ લે છે.

ફરીથી યોગ્ય લાયકાતવાળા શિક્ષક મેળવવાનો પ્રશ્ન આપણી સામે ખડો થાય છે. ભૂગોળના સિદ્ધાંતોનું એનું જ્ઞાન ચોક્કસ હોવું જોઈએ. તે જ્ઞાન સુદૃઢ બનાવવાને તેમજ તેમાં વધારો કરવાને નીચેનાં પુસ્તકોનો ચાલુ ઉપયોગ કરવાની ભલામણ તેને કરી શકાય :

1. Morrison & Stamp's World
2. Fairgrieve's Human Geographies (Senior Series)
3. Leonard Brooks' New Regional Geographies
4. Stamp's Intermediate Geographies

[ ૮ ]

# અભ્યાસક્રમેતર પ્રવૃત્તિઓ

શ્રી. ઝીણાભાઈ રતનજી દેસાઈ
આચાર્ય • શ્રી ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહાર • અમદાવાદ

આ વિષય ઉપર મારો બે સંસ્થા—મુંબઈમાં વિલેપાર્લેની શ્રી. ગોકળીબાઈ શાળાનો અને અમદાવાદમાં શ્રી. ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહારનો—નો અનુભવ હું આપની સમક્ષ રજૂ કરીશ. મને જણાવતાં હર્ષ થાય છે કે બન્ને અખતરામાં મને ફત્તેહ મળી છે. જ્યારે મેં મુંબઈની શાળાનો ચાર્જ લીધો ત્યારે તેમાં ૨૮૮ વિદ્યાર્થીઓ હતા અને ચાર વર્ષમાં તે વધીને ૧૦૦૦ થયા હતા અમદાવાદમાં તે જ પ્રમાણે પહેલા વર્ષમાં ૧૮૮ વિદ્યાર્થીઓ હતા; તે ત્રણ વર્ષમાં વધીને ૪૫૦ થયા.

શાળાનું સુકાન હાથમાં લેતાં પહેલાં મને થતું કે નવી શાળાનો અમલ કેમ કરીશ ! સંસ્થા એટલે શું ! શિક્ષક ને વિદ્યાર્થીઓનો સંબંધ શો ? આચાર્ય તરીકે મારે દરેક વિદ્યાર્થીને ઓળખવો જોઈએ. તે કેવી રીતે બની શકે ? વગેરે પ્રશ્નો ઊભા થાય. નાની શાળા હોય તો બધાને મળવું સહેલું છે પરંતુ મોટી શાળામાં કેવી રીતે મળાય ? મારે તો મળવું હતું જ. એટલે મેં શિક્ષકોને વાત કરી. શિક્ષકોની તો હું તેમની સભામાં મળ્યો; વાતો કરી; હું તો બધા પાસે શીખવાની વૃત્તિવાળો છું એમ મેં જણાવ્યું. વિદ્યાર્થીઓને મારે મળવું કેવી રીતે ? અમે બધા હૉલમાં એકઠા થયા. મેં કહ્યું આપણે દરરોજ મળતા રહેવું કે જેથી પરિચય વધે. શાળાનું કામ શરૂ થતાં પહેલાં અમે ૨૦ મિનિટ બધા એકઠા મળતા. પછી સમૂહ-સંગીત થતું ને અમે છૂટા પડતા. ૮ થી ૧૦ દિવસમાં તો એક ગીત મોઢે થતું એટલે અમે બીજું પસંદ કરતા. એ રીતે સમૂહગીતો ગાતાં ૭ વર્ષમાં ૧૫૦ ગીતો વિદ્યાર્થીઓને મોઢે થયાં. એટલે જે વિદ્યાર્થીઓ શાળા છોડી જતો તે તેની સાથે સંસ્કારોમાં સમૂહ લેતો જતો. એક મહિના પછી અમે બધાં જ ગીતોનું પુનરાવર્તન કરતા. સંગીતશિક્ષક સાથે ભજન પણ ગાતા. તેઓ સંગીતની ખૂબીઓ પણ તે વખતે સમજાવતા. એકઠા મળીએ ત્યારે શાળામાં આવતી મુશ્કેલીઓની ચર્ચા પણ કરી લેતા. વિદ્યાર્થીઓ માટેનાં પરિપત્રો હું તેજ વખતે કાઢતો. ચાલુ તાસમાં મને પરિપત્રો ફેરવવાનું પસંદ નથી. વળી અમે ચાલુ બનાવોની ચર્ચા પણ કરતા. ચાલુ બનાવોની ચર્ચાનું કામ હું જાતે જ કરતો. તેનાથી વિદ્યાર્થીઓ ઉપર સારી છાપ પડતી. આચાર્ય જો સારા હોય તો જરૂર સારા સંસ્કારો તેના ઉપર પાડી શકે. શાળામાંથી રાજકારણને તથા સમાજને આપણે દૂર રાખી શકતા નથી. એટલે તે સંબંધમાં પણ તેમનું વલણ ઘડવા માટે થોડી ચર્ચા થતી. શિક્ષકો જેવી છાપ પાડશે તેવી બીજા તરફથી પડવાની નથી; માટે શિક્ષકે બહુ સાવચેતી રાખવાની જરૂર છે. તેનું દરેક કાર્ય વિચારપૂર્વકનું હોવું જોઈએ. આપણો યુવાન વર્ગ અત્યંત બેજવાબદાર થતો જાય છે. શ્રી. ર. વ. દેસાઈ જેવા સાહિત્યકારને કૉલેજમાં ભાષણ આપતી વખતે હાંકી કાઢવામાં આવે એ શું સૂચવે છે ! સભામાં કેમ વર્તવું તેના સંસ્કાર પણ આપણે શાળામાંથી જ પાડવા જોઈએ. આખી શાળાનાં સંમેલનો [ Assembly ] આ હેતુ સાધવામાં ખૂબ મદદરૂપ થાય છે. શરૂઆતમાં શાળાના સંમેલનમાં કામ સારું થતું, કેમકે વિદ્યાર્થીઓની સંખ્યા નાની હતી. જેમ તે વધી તેમ મુશ્કેલીઓ આવતી ગઈ. હું સંમેલનમાં ભાષણ આપતો નથી. પરંતુ ફક્ત વાતો જ કરું છું. તેવી જ રીતે શાળામાં વર્ગમાં લેતો હોઉં ત્યારે પણ વાતો જ કરું છું. ૬૫૦ વિદ્યાર્થીઓ સાથે હું વાતો કરી શકું છું. સામાન્ય રીતે અવાજ થાય, પરંતુ તેને માટે મેં એક બે યુક્તિ શોધી છેઃ

(૧) જ્યારે વિદ્યાર્થીઓ રાજી થાય ત્યારે તાળી પાડવાને બદલે બધા સાથે હાથ હલાવે ત્યારે વનમાં પવનની લહેરથી ઝાડોની ડાળીઓ હાલે તેવો દેખાવ થઈ રહે છે.

(૨) મારો અવાજ મોટો નથી એટલે જ્યારે ઘોંઘાટ થાય ત્યારે હું હાથ ઊંચો કરું તેની સાથે બારી સામે જોનાર એક હાથ ઊંચો કરે અને વાતો કરનારના ખભા ઉપર બીજો હાથ મૂકે કે જેથી તે શાંત થાય.

આવી રીતે સંમેલનમાં અમે શાંતિ જાળવીએ છીએ. ૧૦ાા વાગે વિદ્યાર્થીઓ તાજા હોય છે. જ્યારે અમે કોઈ મહેમાનને બોલાવીએ ત્યારે ૧૦ાા વાગે જ બોલાવીએ છીએ. તે પણ સમૂહ ગીતમાં ભાગ લે છે અને પછી તે બે શબ્દો કહે છે. જો ભાષણ કરતાં વખત વધી જાય તો તે પ્રમાણે બીજા તાસની ગોઠવણ થાય છે. મારે ત્યાં આવેલા મહેમાનોમાં ડૉ. રાધાકૃષ્ણ, ડૉ. જયકર, શ્રી સરોજીની નાયડુનો સમાવેશ થાય છે. તેમનાથી પડેલા સંસ્કાર મનમાં રહે છે અને જતે દિવસે તે ખીલે છે એની મને ખાતરી છે, પછી ભલે તે બુદ્ધિથી ઝીલે કે નહિ.

× × ×

મેં વિલેપારલેની શાળામાં કામ કરવા માંડ્યું ત્યારે વિદ્યાર્થીઓને વ્યવસ્થા કે શિસ્તનું ભાન ન હતું. મેં ચળવળિયા, તોફાની વિદ્યાર્થીઓને શોધ્યા અને તેમને જોખમદારીનું કામ સોંપ્યું. શાળાનો સમારંભ થવાનો હતો, તેમાં છૂટું છૂટું કામ વહેંચી આપ્યું. ત્યાર પછી તેઓનું તોફાન ઓછું થયું. મેં તેમને રેસ્ટોરાં કાઢવા પૈસા આપ્યા. ખોટ પણ આવી એટલે મેં કહ્યું : 'ભાઈ ખોટનો ધંધો ચાલે નહિ.' વિદ્યાર્થી પંચાયત નીમી તેમાં ૮ ખાતાં પાડ્યાં. એ રીતે કામ કરતા થયા એટલે આપોઆપ તોફાન ઓછું થયું.

અમારી બીજી પ્રવૃત્તિ તે જન્માષ્ટમિનો ઉત્સવ. તેમાં વિદ્યાર્થીઓ જાતે કૃષ્ણની મૂર્તિ લાવ્યા, ગીતા લાવ્યા, ગીતા ઉપર ટીકા લખી, એ પ્રમાણે સઘળું કામ જાતે કર્યું ત્રીજી પ્રવૃત્તિ [Project] ગાંધીજયંતીની છે. ગાંધીજયંતી પ્રસંગ હમેશ કાયમ રહે તેથી ગાંધીજીને વિશે લખાયેલાં કાવ્યો, નિબંધો, વગેરે તેમણે એકઠું કર્યું. અને એ રીતે ૧૫૦ પાનાનું પુસ્તક બહાર પાડ્યું. અમે ફક્ત ગૂજરાતી ભાષામાં કાવ્યો તથા નિબંધો લીધા. નહિ તો પુસ્તક બહુ મોટું થતે.

અમદાવાદમાં પણ મેં એવી પ્રવૃત્તિઓ શરૂ કરી છે. અકબરને ૪૦૦ વર્ષ ૧૯૪૨માં પૂરા થશે તેથી અકબરના ઉપર હસ્તલિખિત પુસ્તકો, શિલ્પના નમૂના, વગેરે એકઠાં કરી પ્રદર્શનમાં મૂકવા અમારો વિચાર છે. ત્યાર પછી કોઈને આમંત્રણ આપવા અમારો વિચાર છે. એ રીતે અકબરના સંબંધમાં વિદ્યાર્થીઓને ઘણું સચોટ જ્ઞાન પ્રાપ્ત થશે.

આ ઉપરાંત બીજી પ્રવૃત્તિઓ પણ દાખલ કરવા જેવી છે.

બાળકોએ અઘરાં કામો કરવાં જોઈએ. ડિસેંબરમાં પર્યટન કરવાં જોઈએ. ગામડામાં જઈને ત્યાં રહીને ગામડાં સંબંધી તેઓ માહિતી મેળવે તે સારું છે. ત્યાં ગીત–નાટકના કાર્યક્રમો યોજે, ખેતરો જુએ, અને ગ્રામજીવનનો સંપર્ક સાધે તો જરૂર તેમને ફાયદો થાય. અમારી શાળામાં ૭ વર્ષની એક યોજના રચી છે, તે એ છે કે વિદ્યાર્થીઓએ પગે ચાલી ૭ વર્ષમાં ગૂજરાતનો અભ્યાસ કરવો. તેમ કરવાથી ગૂજરાતની ભૂગોળ, ત્યાંના લોકો, તેમની રીતભાત, રિવાજો, વગેરે તેઓ સારી રીતે જાણી શકે.

વળી ગાંધીજયંતી વખતે અમારી શાળામાંથી વિદ્યાર્થીઓએ ૧૩ હજારનું હૂંડી વેચાણ કર્યું છે. ગયે વર્ષે ૧૦ હજારનું હૂંડી વેચાણ થયું હતું. જો કે પૈસા એમના હાથમાં મૂકવાં એ જોખમભરેલું લાગે છે પણ મને કોઈનો કડવો અનુભવ થયો નથી. રેલસંકટ વખતે અમારા વિદ્યાર્થીઓએ ઉત્સવ કરી પૈસા એકઠા કરવા કહ્યું. તે લોકો શરીરથી મદદ કરી શકે તેમ ન હતું, કેમકે બધાં નાનાં બાળકો હતાં એટલે ઉત્સવ કરી રૂ. ૩૦૦૦) અમે એકઠા કર્યા. આ બધી વસ્તુઓથી વિદ્યાર્થીઓના ચારિત્ર ઘડાય છે; તેમાં મને તો શંકા નથી. બાળકો કંઈ કરે છે તેની પાછળ તેઓને કંઈ લાભ જ છે એવું હું માનું છું.

વાદસભાની વાત હું નથી કરતો, પણ એક બીજા તાસની વાત કરવા માગું છું. તે સંગીતનો તાસ છે; અમારી શાળાનું સમયપત્રક નીચે મુજબ છેઃ—

| | તાસ |
|---|---|
| સંગીત | ૨ |
| ચિત્રકામ | ૨ |
| ઉદ્યોગ | ૧૦ |
| સંમેલન | ૩ |
| ભણતર | ૨૭ |
| | ૪૪ |

આ પરથી આપ જોશો કે સંગીત અને ઉદ્યોગને અમે અમારા અભ્યાસક્રમમાં આવશ્યક સ્થાન આપ્યું છે. દરેક વિદ્યાર્થીને થોડું સંગીત તો શીખવું જ પડે છે. જેને સંગીતનો વિશેષ શોખ છે તેમને તેમાં પ્રાવીણ્ય મેળવવાની તક આપવામાં આવે છે.

નૃત્યની પ્રવૃત્તિ મેં મુંબઈમાં દાખલ કરી હતી. એ પ્રવૃત્તિ ઉત્તમ છે. બાળકોને તે ગમે પણ છે. એની પાછળ ચોક્કસ હેતુ હોવો જોઈએ. મારો અનુભવ કડવો છે. નૃત્ય શીખતાં બાળકોનાં કપડાં પ્રત્યે મોહ વધે છે. પરદેશી કપડાં તો અમે પહેરતા નથી. એટલે એ પ્રવૃત્તિ અમદાવાદમાં મેં બંધ કરી. અમે બધા ખાદીનો ગણવેશ (યુનિફોર્મ) પહેરીએ છીએ. ખાદીના ગણવેશ અમે સર્વાનુમતે દાખલ કર્યો હતો.

અમારી શાળામાં વર્ગપંચાયત છે. પરંતુ તેનો મને કડવો અનુભવ થયો છે. કોઈપણ ધોરણના વિદ્યાર્થીઓની પંચાયત પહેલેથી નક્કી કરી નાટક ભજવે તો તે દિવસે આખી શાળાનું સંચાલન તેમના હાથમાં હોય છે. બધું તેઓ તેજ કરે. બીજે દિવસે સંચાલનનું કાર્ય તેઓ મહામંત્રીને સોંપી દે છે. એક વખતે એક ઉત્સવ પૂરો થયો ત્યારપછી ઉત્સવ ખાતાના મંત્રીએ રાજીનામું આપ્યું. કેમકે એક ટોપી ખોવાઈ ગયેલી અને ખડિયા ભાંગ્યા હતા અને તેની જવાબદારી કોઈ માથે લેતું ન હતું. એટલે તેઓને પૈસા ભરવાના આવ્યા. તેથી મેં તેમને બોલાવ્યા અને સમજાવ્યા ને નક્કી કર્યું કે આખા વર્ગે તે પૈસા ભરી આપવા. વર્ગના વિદ્યાર્થીઓ ના પાડતા હતા. મેં સમજાવ્યા અને વર્ગ પોતાની જવાબદારી સમજ્યો. શિક્ષકોએ વિદ્યાર્થીઓને સાથ આપવો જોઈએ, પરંતુ વિષ બીજ તેમના જીવનમાં રોપવાં નહિ.

દરેક શિક્ષકે એક વાત ધ્યાનમાં રાખવાની છે. તે એ છે કે જ્યારે આપણું બાળક ભણીને બહાર નીકળે ત્યારે તે સમૂહનું–સમાજનું અંગ છે એમ એને લાગવું જોઈએ. અને સાચા શિક્ષણનું તેજ કામ છે. આપણે પ્રજા તરીકે, વ્યક્તિ તરીકે, સારા છીએ પરંતુ સમૂહ તરીકે સારા નથી. ટુકડી (ટીમ) તરીકે આપણું કાર્ય સારું થયું નથી. તેથી જ આપણા દેશમાં ગુલામી છે. માટે શિક્ષકોએ સમૂહગત જુસ્સો (Team Spirit) કેળવવો જોઈએ.

卐

# ચર્ચાવિભાગ

[૧]

શ્રી તંત્રી, નૂતન શિક્ષણ, સુરત

નૂતન શિક્ષણના એપ્રિલ માસના અંકમાં 'માધ્યમિક શિક્ષણમાં નિરાશાજનક ચિહ્નો' એ મથાળા હેઠળ શ્રી ઠાકોરભાઈ ઠાકોરે જે ચર્ચાપત્ર લખ્યું છે તેમાં કેટલીક અસત્ય અને અર્ધસત્ય વસ્તુઓને લાગણીનો ઓપ ચઢાવી 'પ્રત્યાઘાતી બળો અને નિરાશાજનક ચિહ્નો' વગેરે મોટા શબ્દો વાપરી અમદાવાદના આચાર્ય સંઘને ઉતારી પાડવાનો પ્રયત્ન કર્યો છે, અને શિક્ષક સંઘ અને આચાર્ય સંઘ એ કોઈ સામસામાં બાખડતાં બળો હોય એવું દેખાડવાનો અવળો રસ્તો લીધો છે. અમને દિલગીરી થાય છે કે જે વસ્તુ અમને પૂછીને ઘેર બેઠે તે સમજી શક્યા હોત તેને એક ચર્ચાપત્રનો વિષય બનાવી ઘરકજિયાની વસ્તુને જાહેર કરવાનું એમણે યોગ્ય ધાર્યું છે.

તેમણે ચર્ચેલા મુદ્દામાં સાચી હકીકત નીચે પ્રમાણે છે.

(૧) આચાર્યસંઘ પાસે કેળવણીવિષયક કાર્યક્રમ નથી એમ કહેવું અયુક્ત છે એમ અમારા સંઘના ઉદ્દેશો જોતાં જણાઈ આવશે અને છતાંય કેળવણીના કાર્યમાં આર્થિક પ્રશ્નોની અવગણના ન જ કરી શકાય એમ તો વહીવટી કાર્યમાં પડેલો કોઈ પણ સમજુ માણસ કહી શકે એમ છે.

(૨) આચાર્ય સંઘ માલિકીની શાળાઓનો સંઘ નથી પણ કેળવણી ખાતાએ માન્ય કરેલી શાળાઓનો સંઘ છે. આર. સી. હાઇસ્કૂલના હેડમાસ્તર પણ અમારા સભ્ય છે અને જાહેર સંસ્થાઓ જેવી કે અંજુમન હાઇસ્કૂલ, બી. પી. જૈન હાઇસ્કૂલ અને મોડેલ હાઇસ્કૂલોના હેડમાસ્તરો પણ અમારા સભ્ય છે.

(૩) શાળાઓએ વાર્ષિક દશ રૂપિયા આપવાનું બંધ કર્યું છે તેનું સાચું કારણ એવું છે કે સંસ્થા શરૂઆતમાં 'માધ્યમિક શાળા સંઘ'ને નામે ઓળખાતી તે હવે 'માધ્યમિક શિક્ષક સંઘ'ને નામે ઓળખાય છે. અમે શિક્ષક સંઘના મંત્રીને એ વર્ષથી કહેતા આવ્યા છીએ કે હવે શિક્ષકો વ્યક્તિગત લવાજમ ભરે એજ યોગ્ય છે, અને અમે આચાર્યો પણ શિક્ષક તરીકે અમારૂં લવાજમ આપીશું.

(૪) ત્રણ મહિનાની ફી સાથે લીધી એમાં જાણે કોઈ ભયંકર ગુન્હો કર્યો હોય એવી રીતે જે બાલિશ ઉહાપોહ કરવામાં આવ્યો છે તેનો ઉત્તર અમે અહીંનાં દૈનિક પેપરોમાં આપ્યો છે. અમદાવાદ મ્યુનિસિપાલિટી એવી જવાબદાર સંસ્થાએ પ્રાથમિક શાળાઓની પરીક્ષા એપ્રિલને બદલે માર્ચની ૧૬ મી અને તે બદલીને માર્ચની ૭ મીએ લીધી એજ દેખાડે છે કે તે વખતે વાતાવરણ વ્યગ્ર હતું. તારીખોની આ ફેરબદલીને, વિદ્વાન ચર્ચાપત્રી, અમદાવાદની કુસેવા કહી શકશે? ધાડ નથી પડી અને હજુ પડે એવાં કોઈ ચિહ્નો જણાતાં નથી ત્યાં 'લોકસેના' અને ચોકીઓ ઊભી કરવામાં આવે છે તે ગભરાટ ફેલાવવા અને લોકોની કુસેવા કરવા? હવાઈ હુમલા ૫૦૦૦ માઈલ દૂર હતા ત્યારની એ. આર. પી.નું કામ જોરશોરથી ઉપાડવામાં આવ્યું છે તે શું જનતાને ગભરાવવા? સમયસૂચકતા વાપરીને લીધેલા પગલા માટે આવું ધાંધલ કરવાનો અને વાલીઓની ફરિયાદ વિના તેમના વકીલ થઈ તેમને 'અજ્ઞાન' કહેવાનો અધિકાર શ્રી ઠાકોરે કેવી રીતે પ્રાપ્ત કર્યો?

(૫) સાધારણ રીતે એપ્રિલ મહિનો પરીક્ષાનો મહિનો જ ગણાય છે.

આ વખતે માર્ચના ૧૦ દિવસ તેમાં ગયા ખરા, પણ 'પ્રાથમિક શાળાઓમાં ભણતાં અમારાં બાળકો સાથે જ જો માધ્યમિક શાળામાં ભણતાં બાળકો છૂટાં થાય તો તેમને વેળાસર બીજે મોકલી શકાય' એવી અનેક વાલીઓએ સંચાલકો પાસે માગણી કરેલી અને તેના ઉત્તર રૂપે કરેલી વ્યવસ્થામાં કેળવણીનો ગંભીર દોષ જોવો એ એક પ્રકારની છિન્દ્રાન્વેષી વૃત્તિ છે એમ અમને લાગ્યું છે.

(૬) સંઘનું સંચાલન 'જુવાન' કે 'ઘરડાં' 'કેટલાક' હેડમાસ્તરોના હાથમાં નથી. બધા જ સક્રિય સાથ આપી, બીજાને ઉતારી પાડવાથી જ પોતે સારા દેખાય એવું માનનાર કેટલાક કહેવાતા કેળવણીકારોએ અમદાવાદનું નામ હલકું કરી નાખ્યું છે તેને ફરીથી તેને યોગ્ય સ્થાને લાવવાનો પ્રયત્ન કરે છે.

(૭) નિરર્થક 'શકટનો ભાર' ખેંચવાનું છોડી દેવાય તો અમદાવાદનું માધ્યમિક શિક્ષણ કોઈને પણ 'નિરાશાજક કે ભયજનક' લાગે એવું નથી એમ અમે જવાબદારીના ભાન સાથે ખાતરીપૂર્વક કહી શકીએ છીએ.

દામુભાઈ શુકલ
મંત્રી,
અમદાવાદ આચાર્ય સંઘ

[ ૨ ]

રા. રા. "નૂતનશિક્ષણ"ના તંત્રી સાહેબો,

કેળવણીના ક્ષેત્રમાં નૂતન વિચારો આપતા આપના માસિકમાં નીચે લખેલી બાબત ઉપર શિક્ષક વર્ગના વિચારો અનુભવો અને સૂચનાઓ માગી તે સંબંધે કેટલું કરવું ઇચ્છવાજોગ છે તે ઉપર આપના વિચારો દર્શાવશો તો આભારી થઈશ.

(૧) મૉન્ટેસોરી અગર કિન્ડરગાર્ડન કે એવી બીજી કોઈ પદ્ધતિઓની જાણ થઈ ત્યાર પહેલાં બાળકોની શારીરિક, માનસિક અને લાગણીઓનો વિકાસ નહોતો થતો એવું કંઈ નહોતું.

(૨) તો બાળકોનો વિકાસ કયા કયા સાધનો દ્વારા થતો હતો તેનો વિચાર કરવો જોઈએ.

(૩) ગુજરાતનાં બાળકોના બાલજીવનમાં જે જે રમતો, ઉત્સવો, કથાવાર્તાઓ અને બીજા પ્રસંગો, એમનું જીવન કેવી રીતે સમૃદ્ધ કરતા હતા તે ઉપર વિચાર કરવો જોઈએ.

(૪) મૉન્ટેસોરી અગર બાળ કેળવણી માટે વિચાર કરનારી સંસ્થાઓ ગામડાંમાં પહોંચી શકતી નથી તો પછી ગામડાના જીવનમાં જે વસ્તુઓ અને રીતો બાળશક્તિ ખીલવે છે તેના ઉપર વ્યવસ્થિત વિચાર કરી તે બાબતો ભુસાઈ ગઈ હોય તો બાલજીવનમાં લાવવી જોઈએ જેથી બાળકોનો વિકાસ જે નવી પદ્ધતિઓ ન પહોંચી શકે તેના અભાવે અટકી પડે નહિ.

(૫) બન્યું એવું છે કે બાળકો રમતોદ્વારા ઘણી શક્તિઓ ખીલવતાં તે ગામડાના શિક્ષકના ધાકે અટકી ગયાં છે અને જાય છે. આ ચર્ચાપત્ર ઉપરથી એમ લાગે છે કે જે જે પ્રસંગો બાલવિકાસ માટે જરૂરના છે તો તેને ઉત્તેજન આપી તેમાં બાળકો વધુ રસ લે એમ શાળા તરફથી જવું જોઈએ.

(૬) મારા વિચારની રેખાનો કંઈક ખ્યાલ આપવા માટે થોડી એક રમતો અને પ્રસંગો ગણાવું છું.

(૧) બાળકોના હાથના સ્નાયુઓ લખોટી રમીને કેળવાતા.
(૨) તેમનું ચિત્રકામ અને રંગનું શિક્ષણ સાથિયા દ્વારા લેવાતું.
(૩) તેમની આંખની શકિત પતંગ દ્વારા કેળવાતી.
(૪) તેમનું માટીકામ હોળી ઉપર જુદા જુદા આકારનાં હોળિયાં બનાવીને કરાતું.
(૫) તેમનું તાલ અને સંગીતનું જ્ઞાન મંદિરમાં ઘંટ કે નગારું વગાડી આરતી ભજનોદ્વારા અપાતું.
(૬) તેમની કલ્પનાશકિત માણભટની રામલીલા મારફતે ખીલવવામાં આવતી.

લિ. સેવક,
ચંદુલાલ ત્રિ. વ્યાસ

૫ ન્યૂ ઇરા સ્કૂલ, મુંબઈ
તા. ૨૫-૩-૧૯૪૨

# પ્રાસંગિક નોંધ

[ ૧ ] શિક્ષકો અને બેકારી

[ ૨ ] બે સમર્થ કેળવણીકારો

## [ ૧ ] શિક્ષકો અને બેકારી

હાલના વિશ્વવિગ્રહને અંગે જે અનેક વિષમ પરિસ્થિતિઓ ઉપસ્થિત થતી આપણે જોઈએ છીએ તેમાંની એક શિક્ષકોને સ્પર્શે છે તેથી તે બરાબર સમજી લેવાની અને તેમાંથી નીકળવાના ઉપાયો શા છે તે વિચારવાની ખાસ જરૂર છે. જપાને યુદ્ધમાં ઝંપલાવ્યું પછી હિન્દને માથે વિગ્રહનો ભય ઝઝૂમવા લાગ્યો છે. કોલમ્બો અને દક્ષિણ હિન્દના પૂર્વ કિનારા પરનાં હવાઈ આક્રમણોએ અને બંગાળના ઉપસાગરમાં તેમ જ હિંદી મહાસાગરમાં થતી દરિયાઈ ઝપાઝપીએ હિન્દને આંગણે યુદ્ધ આણી દીધું છે મુંબઈના લોકોમાં પણ એવી લાગણી વિશેષ પ્રમાણમાં પ્રવર્તવા લાગી છે કે મુંબઈ શહેરમાં ટૂંક સમયમાં કટોકટીની સ્થિતિ ઉત્પન્ન થશે. આથી મુંબઈ ખાલી થવા લાગ્યું છે. જેમને પોતાના કામધંધાને લીધે મુંબઈમાં જ રહેવું પડે એમ છે તેમણે પણ પોતાનાં કુટુંબોને દેશમાં ખસેડી લીધાં છે. પરિણામે કેટલાક વિદ્યાર્થીઓ એપ્રિલ-મેની ફી આપીને કે આપ્યા વગર મુંબઈની શાળા છોડીને ચાલ્યા ગયા છે ને એથી વધારે મોટી સંખ્યા જૂન માસમા હાજર રહેવાને બદલે પ્રમાણપત્રો મંગાવી લે એવો ભય રહે છે. મુંબઈથી ઘણા ઓછા પ્રમાણમાં પણ એ જ પ્રકારનો ભય અમદાવાદને માથે પણ ઊભો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આ પરિસ્થિતિ તદ્દન અણધારી છે. વર્ષ પહેલાં કોઈએ એની કલ્પના પણ નહીં કરી હોય. લડાઈ દરમિયાન જીવનના એકેએક ક્ષેત્રનો વ્યવહાર ખોરવાઈ જાય છે એનું આ એક દૃષ્ટાંત છે. શાળામાં વિદ્યાર્થીઓ ન આવે તો આવક ઓછી થાય ને પરિણામે શિક્ષકો કમી કરવા પડે. આ માર્ગ પ્રથમ દૃષ્ટિએ તદ્દન સ્વાભાવિક લાગે શાળાના સંચાલકોએ આ માર્ગ મુંબઈમાં અને અમદાવાદમાં અખત્યાર કર્યો છે. અમે સંચાલકોની મુશ્કેલીઓની અવગણના કરવા માગતા નથી. અમને એ પણ ખબર છે કે મુંબઈની કેટલીક શાળાઓના સંચાલકોએ પોતાના મકાનમાલિકો સાથે લાંબો સમય મકાન ભાડે રાખવાનો કરાર કર્યો છે ને તેથી તેમની આર્થિક વિટંબણા વિશેષ ગંભીર બની છે. આવી આવી અનેક મુશ્કેલીઓ એમને હંફાવતી હશે એની ના પાડી શકાય એમ નથી. પરંતુ આપણી સમક્ષ પ્રશ્ન એ છે કે શિક્ષકોને છૂટા કરવાનો એમણે જે માર્ગ કાઢ્યો છે તે સિવાય બીજો કોઈ તોડ નીકળી શકે એમ છે કે નહીં. જો કોઈ બીજો માર્ગ નીકળી શકતો હોય તો શાળાઓ, શાળાના સંચાલકો ને શિક્ષકોના હિતમાં આપણે તે કાઢવો જોઈએ. શિક્ષકોના સંગઠનની સાબિતી આપવાનો આ અવસર ઘણે વખતે સાંપડ્યો છે. માલિક અને નોકર, મુખ્યશિક્ષક ને મદદનીશ શિક્ષક, કાયમી શિક્ષક ને હંગામી શિક્ષક—એ બધા ભેદો ભૂલી જઈને આપણે હાલની પરિસ્થિતિનો શિક્ષકજનતાના હિતમાં દૃઢતા અને નીડરતાથી સામનો કરવો જોઈએ.

વિગ્રહની પરિસ્થિતિ દરેક વ્યક્તિ પાસે ઓછેવત્તો આત્મભોગ માગી લે છે. વિગ્રહને લીધે નજરે પડતી મોંઘવારી વિશે લખતાં અમે આ વાતનો ઉલ્લેખ કર્યો હતો, ને શાળાના સંચાલકોને મોંઘવારી ભથ્થું આપી શિક્ષકોને કંઈક રાહત આપવા વિનંતિ કરી હતી. અમારે કબૂલ કરવું જોઈએ કે જે શહેરોમાં શિક્ષકોને બેકાર બનાવે એવી આ પરિસ્થિતિ ઊભી થઈ છે ત્યાં મોંઘવારી ભથ્થાનો સવાલ ગૌણ બની જાય છે. બેકારીની આફત

# સમાચાર સંગ્રહ

## — એપ્રિલ માસની રોજનીશી —

**તા. ૨**—મુંબાઈના મેયર તરીકે શ્રી. યુસુફ મહેરઅલીની વરણી કરવામાં આવી. શ્રી. મહેરઅલી વિદ્યાર્થીઓ અને યુવાનોના નેતા છે. ૧૯૨૮માં હોલંડમાં ભરાયેલી વિશ્વ યુવક પરિષદ્‌માં હિંદના યુવાનોના પ્રતિનિધિ તરીકે તેમની વરણી થઈ હતી તેમજ અખિલ હિંદ વિદ્યાર્થી પરિષદ્‌નું સાતમું અધિવેશન પટણામાં થયું હતું તેના એઓ પ્રમુખ હતા.

**તા. ૩**—મુંબાઈમાં ઈસ્ટરના તહેવારોમાં અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ્ ભરવામાં આવી હતી. ' પુસ્તક પ્રદર્શન 'ની ઉદ્‌ઘાટન વિધિ શ્રી. કનૈયાલાલ મુનશીને હાથે થઈ હતી. એ પ્રસંગે શ્રી. મુનશીએ લેખનકળાના પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસની અભ્યાસપૂર્ણ સમાલોચના કરી હતી.

વડોદરામાં જ્યુબીલી બાગમાં શ્રી. માવળંકરે "આવતી કાલે શું ?" એ વિષય ઉપર આજની પરિસ્થિતિને અંગે માર્ગદર્શક પ્રવચન કર્યું હતું. તેમણે જણાવ્યું હતું કે યુદ્ધ આપણે બારણે જ આવી ઊભું હોવાથી ' युध्यस्व कथा रम्या ' આપણે માટે રહી નથી છતાં આ પ્રસંગે આપણે સંગઠન અને વ્યવસ્થા વડે જ સામનો કરી શકીશું. આપણને શી શી મુશ્કેલીઓ આવશે તેનો તાદૃશ ચિતાર આપી તે માટે તૈયાર રહેવા તેમણે જણાવ્યું હતું.

**તા. ૬**—અલ્હાબાદમાં ઝીણા ચમનમાં શિક્ષણ પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. આ પ્રદર્શનમાં ઈસ્લામી શાહેનશાહના સમયની જૂની કિતાબો તથા હસ્તપત્રિકાઓ વગેરે મૂકવામાં આવ્યાં હતાં.

કડી તાલુકામાં કરણનગર મુકામે ગ્રામોદ્યોગ પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. ખાદી અને ગ્રામોદ્યોગની સંખ્યાબંધ ચીજો તેમજ તેની બનાવટ માટેની પદ્ધતિ અને સાધનો અંગેની સમજૂત રજૂ કરવામાં આવી હતી.

**તા. ૭**—અમદાવાદમાં સુપ્રસિદ્ધ સાક્ષરવર્ય આચાર્ય શ્રી. ડૉ. આનંદશંકર ધ્રુવનું તેમના નિવાસસ્થાને અવસાન થયું.

બેલગામમાં શ્રી. નારાયણ જોષીના પ્રમુખપદે અગ્રગણ્ય નાગરિકોની કર્ણાટક યુનિવર્સિટીની સ્થાપના માટે વિચાર કરવા એક સભા મળી હતી.

**તા. ૧૦**—બનારસ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ યુદ્ધ પરિસ્થિતિના કારણે કોલેજો બંધ કરવા તેમજ પરીક્ષાઓ મુલતવી રાખવા કરેલી અરજની બાબતમાં વાઈસ ચેન્સેલર સર રાધાકૃષ્ણને તેઓની એક સભા બોલાવી તેમના કર્તવ્યની સમજ આપતું એક જોશીલું પ્રવચન કર્યું હતું. રાષ્ટ્રની સમૃદ્ધિ તેની પાસેના શસ્ત્રોમાં નથી પણ આઘાતો અને અણધાર્યા બનાવોને પ્રસંગે ટટાર રહેવાના અને શાંતિથી સહન કરવાના પ્રજાના ખમીરમાં રહેલ છે અને એ ખમીર બતાવવાની આપણને તક સાંપડી છે એમ તેમણે જણાવ્યું હતું, અને વિદ્યાર્થીઓને ગૌરવયુક્ત જીવન જીવવા હાકલ કરી હતી.

**તા. ૧૧**—વીસનગરમાં શેઠ મૂળચંદ મનસુખલાલ મનસુખલાલ હરિજન બાળ જ્ઞાનવર્ધક પુસ્તકાલયનું શ્રી. મહાસુખભાઈ ચૂનીલાલે ઉદ્‌ઘાટન કર્યું હતું.

લાહોરમાં વાઈસરૉયની કારોબારીના સભ્ય નલિનીરંજન સરકારે ટાગોર સ્મારક પુસ્તકાલયનું ઉદ્‌ઘાટન કર્યું હતું. તેમણે જણાવ્યું હતું કે ટાગોર ખરા રાષ્ટ્રભક્ત હતા અને તેમની રાષ્ટ્રભક્તિ લોકપ્રશંસાથી અલિપ્ત હતી.

**તા. ૧૨**—મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદ્‌નું ચોથું અધિવેશન ધીણોજ મુકામે સાક્ષરશ્રી રમણલાલ દેસાઈના પ્રમુખપદે થયું હતું.

**તા. ૧૩**—મુંબાઈમાં વનિતા વિશ્રામના બાગમાં શ્રી. મુનશીના પ્રમુખપદે ડૉ. આનંદશંકર ધ્રુવના અવસાન નિમિત્તે શહેરીઓની શોક સભા ભરવામાં આવી હતી અને સદ્‌ગતની ગુણમીમાંસા કરી તેમને ભાવભરી અંજલિ અર્પવામાં આવી હતી.

મુંબાઈ યુનિવર્સિટીમાં ' ઉપનિષત્કાળનું સમાજ જીવન ' વિષે ડૉ. મણિલાલે વ્યાખ્યાન આપ્યું હતું.

**તા. ૧૪**—ભાવનગરમાં શ્રી. હરભાઈ ત્રીવેદીએ ' સંસ્કારનાં મૂળ ' વિષય પર શિક્ષણપ્રેમી મંડળી સમક્ષ શાસ્ત્રીય પ્રવચન કર્યું હતું.

**તા. ૧૫**—અમદાવાદમાં આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવના અવસાન માટે શોક પ્રદર્શિત કરવા શહેરીઓની પ્રેમાભાઈ હૉલમાં સર ચીનુભાઈના પ્રમુખપદે જાહેર સભા થઈ હતી, જેમાં પ્રમુખશ્રી ઉપરાંત શ્રી. માવળંકર, શેઠ કસ્તુરભાઈ, પ્રો. દાવર, ડૉ. હરિપ્રસાદ, શ્રી. રતિલાલ ત્રિવેદી, વગેરેએ સ્વર્ગસ્થને અંજલિ આપી હતી.

**તા. ૧૮**—વડોદરામાં પ્રજામંડળ તરફથી રૌપ્ય મહોત્સવ ઊજવવા કાર્યક્રમ નક્કી કરવા સભા મળી હતી.

તા. ૧૯—મુંબઈના ધી આર્ટ સર્કલના આસરા હેઠળ ગ્રીન્સ હોટેલમાં પ્રિ. ફેઝીએ 'વિશ્વની ભાવિ કેળવણી' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

મુંબઈમાં શ્રી. રુસ્તમ ગાંધી, કેકી ખરાસ અને રતન શ્રોફ નામના ત્રણ હિંદી સાઇકલીસ્ટો દુનિયાની ૫૫૦૦૦ માઈલની સફર કરી નવ વર્ષે હિંદ પાછા ફર્યા, તેમને અમગણ્ય પુરુષો અને સંસ્થાઓ તરફથી અભિનંદન અને આવકાર આપવામાં આવ્યાં હતાં.

તા. ૨૧—અજમેરમાં જાણીતા કેળવણીકાર અને સરકારી કોલેજના પ્રિન્સિપલ શ્રી. શેશાદ્રીનું અવસાન.

તા. ૨૪—સુરતમાં નર્મદ સાહિત્ય તરફથી સદ્‌ગત આનંદશંકર ધ્રુવ અને અંબાલાલ જાનીના અવસાન નિમિત્તે પ્રો. રામનારાયણ પાઠકના પ્રમુખપદે શોક સભા થઈ હતી, જેમાં પ્રમુખશ્રી ઉપરાંત પ્રો. મોહનલાલ દવે, પ્રો. કમળાશંકર ત્રિવેદી, પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ને શ્રી. રતન માર્શલ, વગેરેએ સદ્‌ગતના જીવનકાર્યની સમીક્ષા કરી તેમને સૌ તરફથી અંજલિ આપી હતી.

તા. ૨૫—વડોદરા શ્રી કેળવણી મંડળની એક ખાસ સભા શ્રી. મહારાણી ગર્લ્સ હાઈસ્કૂલના મકાનમાં મંડળના બંધારણમાં ફેરફાર સંબંધી વિચાર કરવા મળી હતી.

સુરતની સુધરાઈએ 'ડયુટી પે'ના પ્રશ્ન અંગે સરકારના 'મનસ્વી નિર્ણય'ના વિરોધ તરીકે પોતાને ત્યાંના પ્રાથમિક શિક્ષકોને તાલીમ લેવા પ્રાથમિક ટ્રેઇનિંગ સંસ્થામાં ન મોકલવા તેમજ તા. ૧-૪-૪૨ થી પ્રાથમિક શિક્ષકોને પગારના ૨૦ ટકા લોકલ એલાવન્સ આપવાના ઠરાવો કર્યા.

તા. ૨૭—સુરત સ્ત્રીમંડળ અને મહિલા ક્લબમાં શ્રી. રંગાટિયાએ 'હવાઈ હુમલા વખતે સાવચેતીનાં પગલાં' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

## શાળાસમાચાર

કઠોર હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રી યશવંત ખંડેરાવ વૈદ્ય તા. ૨૧ મી એ. નિવૃત્ત થયા અને તેમની જગ્યાએ સોજિત્રા હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રી. શેઠની નિમણૂક કરવામાં આવી, અને સોજિત્રાની હાઈસ્કૂલના હેડમાસ્તરની જગ્યા પર એક વર્ષ માટે શ્રી. વિઠ્ઠલભાઈ પરસોત્તમ પટેલને નીમવામાં આવ્યા.

વડોદરાની સયાજી હાઈસ્કૂલના નવા મકાન માટે સરકાર તરફથી તેને વગર વ્યાજે રૂા. ૩૦૦૦૦ ની લોન આપવામાં આવી.

સુરતની જૈન હાઈસ્કૂલના ટ્રસ્ટીઓએ રૂા. ૨૫૦૦૦)ની રકમનું વધારાનું મકાન વિદ્યાર્થીઓની વધતી જતી સખ્યાને પહોંચી વળવા બંધાવવું શરૂ કયુ. જૂન માસથી વધારાના નવા વર્ગો શરૂ થશે. સદરહુ શાળાના વિદ્યાર્થીઓની એક ટુકડી શ્રી. પ્રીતમલાલ મજમુંદાર અને શ્રી. પ્રાણલાલ મહેતાની આગેવાની હેઠળ નર્મદા તટની સહેલગાહ માટે તા ૨૭મીએ ઉપડી ચૂકી છે, જે ઝધડીઆ, રાજપીપળા, ચાંદોદ, કર્ણાલી, વગેરે સ્થળોએ ફરી સુરપાણેશ્વર સુધીના નદી કાંઠાનું પર્યટન હોડીમાં કરીને તા. ૬ઠ્ઠી મેએ સુરત પાછી આવશે

અમલસાડ હાઇસ્કૂલના એક તંત્રસંચાલક રા. સા. હીરાચંદ ધૂળચંદ અવસાન પામ્યા હોવાથી શાળા અને ગામમાં (તા. ૫ મીએ) શોકસભા ભરવામાં આવી હતી. સદ્‌ગતના વારસદારોએ બોર્ડીંગ માટે નવું મકાન બાંધવા, સદ્‌ગતની શાળાના ચોગાનમાં પ્રતિમા ઊભી કરવા તેમજ પાંચ આગળ પડતા વિદ્યાર્થીઓને તેમના નામની શિષ્યવૃત્તિ મળે એ હેતુથી રૂા. ૧૫૧૦૧)ની શાળાના સંચાલકમંડળને ભેટ કરી છે.

## — શિક્ષકમંડળોના સમાચાર —

**અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ :** અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘની સામાન્ય ખાસ સભા તા. ૨-૪-૪૨ના રોજ મોંઘવારી ભથ્થાનાં પ્રશ્ન પર વિચાર ચલાવવા શ્રી. ઠાકોરલાલ ઠાકોરના પ્રમુખપદે મળી હતી. આ સભામાં મોંઘવારી ભથ્થાના પ્રશ્ન અંગે ચર્ચા કરવા તથા તે પ્રશ્ન પરત્વે સહાનૂભૂતિપૂર્વક વિચાર ચલાવવા ઉ. વિ ના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરને વિનંતિ કરવા શ્રી. ઠાકોરલાલ ઠાકોર, શ્રી. મનવંતરાય વૈશ્નવ, શ્રી. [illegible] દેસાઈ, શ્રી શાંતિલાલ ગાંધી અને શ્રી. એલ. એમ. ધારાનું ડેપ્યુટેશન મોકલવાનો, ઉ. વિ.ના એજ્યુ. ઈન્સ્પેક્ટર સાથે આ પ્રશ્ન અંગેની મુલાકાત પૂરી થયા બાદ તે સંબંધી આખાએ પ્રશ્નને છણતું એક નિવેદન મુંબઈ પ્રાંતિય માધ્યમિક શિક્ષક સંઘ પર મોકલી આ પ્રશ્ન અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ વતી ઉપાડી લેવાની તે સંઘને વિનંતિ કરતો, અને સંઘની વાજબી માગણી પ્રેસદ્વારા

લોકપ્રિય બનાવવા શ્રી. ઠાકોરલાલ ઠાકોર, શ્રી. વૈકુંઠરાય દેસાઈ અને શ્રી. સી. ટી. દરુની એક પ્રચાર સમિતિ નીમવાનો ઠરાવ થયો હતો.

અમદાવાદની પ્રોપ્રાયેટરી હાઇસ્કૂલ તથા જે. એલ. ન્યુ. ઈંગ્લીશ સ્કૂલે તેમની શાળાઓમાં કામ કરતા શિક્ષકોને અનુક્રમે તા. ૧–૨–૪૨ અને તા. ૧–૩–૪૨ થી રૂા. ૧૦૦ થી ઓછું વેતન મેળવનારાઓને માસિક રૂા. ૫ અને રૂા. ૪ મોંઘવારી ભથ્થા તરીકે આપવા ઠરાવ્યું-છે.

અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘનું પ્રતિનિધિમંડળ મંગળવાર, તા. ૧૪–૪–૪૨ ના રોજ ઉ. વિ.ના એજ્યુ. ઈન્સ્પેકટરને મોંઘવારી ભથ્થા અંગે મળ્યું હતું. પ્રતિનિધિમંડળે જણાવ્યું હતું કે ખાનગી શાળાના શિક્ષકોને નિયમિત પ્રમોશન મળતાં નથી તેમ જ પેન્શન મળતું નથી ઉમ્મર છતાં નોકરીમાંથી ઓછો પગાર કે રૂખસદ મળવાનો સંભવ હોય છે તેથી હાલના તેના ટૂંકા પગારમાં મોંઘવારી ભથ્થું એક જરુરની મદદ છે. ખાનગી શાળાઓના માલિકો એક યા બીજી રીતે સારી કમાણી કરે છે અને શાળામાંથી સારી જેવી રકમ હેડમાસ્તર, પ્રિન્સપલ, મૅનેજર તરીકે ઉપાડયા પછી શિક્ષકોને કાંઈ આપવાનું રહેતું નથી એમ જણાવે છે, પરંતુ ૪૦૦ થી ઉપરની સંખ્યા ધરાવતી શાળાઓની આર્થિક સ્થિતિ સારી હોય છે.

જો શાળાઓ સારો નફો કરતી ન હોય તો તેની નવી નવી શાખાઓ ન કહાડે. વળી ગયા રમખાણને અંગે કેટલીક શાળાઓએ તો સારી કમાણી કરી છે તે અમારી પાસે કંઈ બચત નથી એમ બહાનું કહાડી શકે તેમ નથી. પણ હવે સંજોગો કપરા આવશે તેનો અગાઉથી હાઉ ઊભો કરી શિક્ષકોને છૂટા કરવાનો પ્રયત્ન કરવામાં આવે એવી ભીતિ છે.

આ બધી હકીકત ઉ. વિ.ના એજ્યુ. ઈન્સ્પેકટર શ્રી. લાલભાઈ દેસાઈએ બહુ જ સહાનુભૂતિપૂર્વક સાંભળી હતી અને જવાબમાં કેળવણી ખાતાના વડા શું અને કેટલું કરી શકે તે મુલાકાતીઓને જણાવ્યું હતું અને વધુમાં જણાવ્યું હતું કે પરિસ્થિતિ આ શહેરમાં પલટાય તો શિક્ષકો બેકાર ન રહે તેવી યોજના ઘડાય છે. ખાતાની શિક્ષકો પ્રત્યે પૂરી હમદર્દી છે એમ દર્શાવતાં છેવટે પ્રતિનિધિમંડળને જણાવ્યું હતું કે મોંઘવારી ભથ્થા અંગે અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ કેવા પ્રકારની મદદની આશા સરકારના કેળવણી ખાતા પાસે રાખે છે તેના મુદ્દા તેમને લખી જણાવવામાં આવશે તો પોતે પોતાનાથી બનતું કરશે. બાદ પ્રતિનિધિમંડળે શ્રી. લાલભાઈ દેસાઈનો ઉપકાર માની વિદાય લીધી હતી.

અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘની સામાન્ય ખાસ સભા રવિવાર તા. ૧૨–૪–૪૨ના રોજ આચાર્ય શ્રી ડૉ. આનંદશંકર ધ્રુવના અવસાન નિમિત્તે શોક દર્શાવવા મળી હતી. સભાએ નીચેનો ઠરાવ સર્વાનુમતે-પસાર કર્યો હતો.

ગુજરાતના અને સમસ્ત ભારત વર્ષના પ્રખર કેળવણીકાર અને મહાન સાક્ષર અને અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘને પ્રેરણા આપનાર સદ્‌ગત આચાર્યશ્રી ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવના અવસાનની આ સભા સખેદ નોંધ લે છે અને સદ્‌ગતના અમર આત્માને પ્રભુ ચિરસ્થાયી શાંતિ આપો એવી પ્રભુ પાસે પ્રાર્થના છે. આ ઠરાવની નકલ સદ્‌ગતના કુટુંબીજનોને મોકલવાની સત્તા પ્રમુખ સાહેબને આપવામાં આવે છે.

**નૂતનશિક્ષણ સંઘ, સૂરત :** સંઘની કાર્યવાહક સમિતિએ મોંઘવારી ભથ્થાને અંગે એક નિવેદન તૈયાર કરીને શહેરની માધ્યમિક શાળાના સંચાલકો ઉપર મોકલી આપ્યું છે. એમાં રૂ. ૪૦ કે તેથી ઓછો પગાર મેળવનારને ૨૫% રૂ. ૪૧ થી ૫૦ નો પગાર મેળવનારને ૨૦% રૂ. ૫૧ થી ૭૫ નો પગાર મેળવનારને ૧૫% અને રૂ. ૭૬ થી ૧૦૦ નો પગાર મેળવનારને ૧૦% નું મોંઘવારી ભથ્થું આપવાની માગણી કરવામાં આવી છે.

## આવતા માસનો કાર્યક્રમ

ઊનાળાની રજામાં વ્યાયામની શાસ્ત્રીય તાલીમ માટે અશ્રામા, અમદાવાદ, ધંધુકા અને ભાવનગર ખાતે મેના પહેલા અઠવાડિયામાં તાલીમ વર્ગો શરૂ થશે.

કરાડીના ભારત વિદ્યાલયનો વાર્ષિક ઉત્સવ તા. ૧–૨–૩ મે ૧૯૪૨ના દિવસોએ ઉજવાશે.

મુદ્રક : કાલિદાસ કૃપાશંકર રાવત, 'પ્રતાપ' પ્રિન્ટીંગ પ્રેસ, કણપીઠ, સૂરત
પ્રકાશક · ચન્દ્રવદન ચૂનીલાલ શાહ · દેસાઈપોળ · સૂરત

## અનુક્રમ







વર્ષ • ૭ • અંક • ૧૧
જૂન • ૧૯૪૨

થોડા દિવસોમાં શાળાઓ ખૂલશે ને નવા વર્ષના કામનાં મંડાણ મડાશે. વિદ્યાર્થીઓની શાળાઓમાં પ્રવેશ મેળવવા માટેની દોડાદોડ; ક્યાંક ક્યાંક શાળા-સંચાલકોની વિદ્યાર્થીઓ મેળવવા માટેની ખેંચાખેંચ; તાજેતરમાં મેટ્રિક કે બી. એ. થયેલા ઉમેદવારોની નોકરી મેળવવા માટેની પડાપડી! ને પછી કામની વહેંચણી થશે, ને ઘડિયાળની નિશ્ચલ–નિષ્પ્રાણ નિયમિતતાથી વળી પાછું શાળાયંત્ર ચાલવા માંડશે.

વિદ્યાર્થીઓને લાયકાત મુજબ યોગ્ય વર્ગમાં પ્રવેશ આપવામાં, અનુકૂળ વૃત્તિ અને લાયકાત ધરાવનાર ઉમેદવારોને શિક્ષક તરીકે પસંદ કરવામાં અને શિક્ષણકામની વિવેકપૂર્ણ વહેંચણી કરવામાં આખા વર્ષ દરમિયાન થનારા કાર્યની સફળતાનો પાયો નખાય છે એ સાદું વૈજ્ઞાનિક સત્ય આપણામાંથી કેટલાને સમજાયું છે? ને સમજાયું હોય તો કેટલાએ તેને આચરણમાં મૂક્યું છે? સરકારી કેળવણી ખાતાએ મુકરર કરેલી મર્યાદા પ્રમાણે કોઈ વર્ગમાં એક પણ બેઠક ખાલી હોય તો પ્રવેશ માગનાર વિદ્યાર્થીને હજી આપણે દાખલ કર્યે જ જઈએ છીએ–પછી તે વર્ગમાં અભ્યાસ કરવાને તે લાયક હોય કે ન હોય. ખાનગી શાળાઓમાં તેમજ સંસ્થાઓની શાળાઓમાં કેળવણીવિષયક દૃષ્ટિબિંદુને બદલે આર્થિક દૃષ્ટિબિંદુને વિશેષ પ્રાધાન્ય અપાય છે. હલકી કોટિની હરીફાઈમાં સપડાયેલી શાળાના સંચાલકો તો બીજી શાળામાં ઉપર ચડવાને નાલાયક ઠરેલા વિદ્યાર્થીઓને ઉપલા વર્ગમાં પ્રવેશ આપતાં સંકોચ, શરમ કે અપ્રામાણિકતાનો દર અનુભવતા નથી.

શિક્ષકોની પસંદગીમાં પણ શ્રેષ્ઠ લાયકાત ને વ્યક્તિત્વ ધરાવનાર ઉમેદવારની નિમણુક કરવાનું ધોરણ સર્વત્ર સ્વીકારાયું છે એમ કહી શકાય નહીં. અંગત લાગવગ, સગપણ કે સંબંધ શિક્ષકના ધંધા માટે સ્વભાવ, શિક્ષણ કે આદર્શની દૃષ્ટિએ લાયક નહીં એવી અનેક વ્યક્તિઓને શાળા પર લાદવા માટે જવાબદાર છે. શિક્ષણ માટે અંતરના ઉમળકાનો અભાવ, એને માટે જરૂરી જહેમત ઉઠાવવાની અશક્તિ કે આળસ, અને પોતાની સ્થિતિમાંથી નીપજતો અસંતોષ એમના કાર્યને નિષ્ફળ, નીરસ અને નિષ્પ્રાણ બનાવવામાં મોટો ફાળો આપે છે. આવા શિક્ષકો નથી પોતાનું હિત જાળવતા કે નથી પોતાને સોંપાયેલાં, દેશની મુડી સમા બાળકોનું ભાવિ સુધારતા.

શાળામાં રાચરચીલું હોય, શિક્ષણનાં સાધનો હોય, આલિશાન મકાન હોય; પરંતુ એ બધું પ્રાણ વિનાના ખોળિયા જેવું છે. શાળાનો પ્રાણ તો તેના શિક્ષકો અને વિદ્યાર્થીઓ છે. એમની પસંદગીમાં આપણે જેટલી ચીવટ ને વૈજ્ઞાનિકતા દાખવીએ એટલું આપણું કાર્ય સરળ ને સફળ બનશે એ નિઃસંદેહ છે.

# વ્યાયામશાળાનો આદર્શ *

શ્રી. રમણ ન. વકીલ, એમ. એ.
આચાર્ય · ધી મોડર્ન સ્કૂલ · મુંબઈ.

શારીરિક કેળવણીનો પ્રશ્ન આજે પ્રત્યેક શાળા કે શિક્ષકને મુઝવી રહ્યો છે, તેમાંયે શહેરની શાળાઓ માટે આજે એનો ઉકેલ લાવી શકાય એવા સંજોગો નથી. શારીરિક કેળવણી માટે સૌથી પહેલી જરૂરિયાત ખુલ્લી જગાની રહે છે. મુંબઈ જેવા શહેરમાં–જ્યાં જમીનના ભાવ દોઢસોથી ચારસો રૂપિયે ચોરસવાર હોય ત્યાં આપણી ગરીબ શિક્ષણસંસ્થાઓ કે વ્યાયામશાળાઓ પાસે પોતીકું રમતગમતનું મેદાન હોવાનો સંભવ જ ક્યાંથી હોય? નિતનિત શારીરિક શિક્ષણના વિકાસ માટે નવા નવા તુક્કા ઉરાડતી આપણી પ્રાંતીય સરકાર અને મ્યુનિસિપાલિટી કે એવી બીજી સ્થાનિક સંસ્થાની આ પ્રશ્ન પ્રત્યેની ઉદાસીનતા એ પ્રશ્નને વિશેષ ઘેરો બનાવે છે. જ્યાં થોડી ઘણી પણ ખુલ્લી જગા હોય તેમાંથી પણ ભાડું ઉપજાવવાની મનોવૃત્તિ આજે સર્વત્ર દેખાય છે; અને પરિણામે જેના પૈસાથી આવી સ્થાનિક સંસ્થાઓ ચાલે છે તેનાં બાળકોને રમવા માટે ખુલ્લી જગા પણ મળતી નથી. આવી વસ્તુસ્થિતિમાં શારીરિક કેળવણીનો વિકાસ થવાનો કાંઈ સંભવ ખરો?

આથી પણ વિશેષ શરમની વાત તો એ છે કે, શાળાઓ શાળાઓ વચ્ચે ભેદભાવભરી દૃષ્ટિએ જોવામાં આવે છે. મુંબઈમાં એક યુરોપિયન બાળકો માટેની શાળા છે. એ શાળાને રગ્બી, ક્રિકેટ, ફૂટબોલ, હોકી એમ જુદીજુદી રમતો માટે પાંચ જુદાં મેદાનો આપવામાં આવેલાં છે. જ્યારે બીજી શાળાઓ પ્રતિવર્ષ રમતગમતના મેદાન માટે અરજી કર્યા જ કરે તેમને એક જ જવાબ દરેક વર્ષે મળવાનો, કે અમારી પાસે તમને આપવા એક પણ મેદાન નથી. આપણા સ્વત્વ કે રાષ્ટ્રીયતાનું અપમાન આપણે આમ મૂંગે મોઢે સહી જ લેવાનું શું?

આવી જ રીતે શાળાઓ કે વ્યાયામશાળાઓને સરકાર કે સ્થાનિક સંસ્થાઓ તરફથી અપાતી મદદ પણ આજે તો ઉપહાસનો વિષય માત્ર બની રહ્યો છે. એ કરતાં તો સરકાર જાહેર કરે કે શારીરિક શિક્ષણનો વિકાસ કરવાની નથી અમારી ઇચ્છા કે નથી અમને એ માટે અનુકૂળતા, તો ઊંચી ડોકે એમના પર આધાર રાખતી અને મીટ માંડી રહેલી વ્યક્તિઓ કે સંસ્થાઓને પોતાનો માર્ગ શોધી લેવાની સૂઝ પડે. અત્યારે તો માત્ર મૃદાસભા સરકારે જાહેર કરેલી નીતિનો દંભભર્યો દેખાવ જ કરવામાં આવે છે. આજે એ આદર્શ રહ્યો નથી, માત્ર આદર્શનો દંભ જ રહ્યો છે; ને દંભ પોષવાનું સાધન ટકાવી રાખવા તથા જનતાને બતાવવા સહૃદયતા વિનાની ને અવ્યવહારુ યોજનાઓ જ આગળ કરવામાં આવે છે. એમને કોઈપણ ભોગે ટકાવી રાખવામાં ગૌરવ લેવામાં આવે છે.

એથી જુદી જાતની વસ્તુસ્થિતિ ગામડાંમાં ને નાનાં શહેરોમાં જોવામાં આવે છે. અહીં ખુલ્લાં મેદાનો છે–જગાની ખૂબ છૂટ છે, ત્યારે પૈસાની તંગી છે; ભાવના ને કાર્યકર્તાની ખોટ છે. આમ જ્યાં ભાવના ને શક્તિ છે ત્યાં સાધન નથી. જ્યાં સાધન છે ત્યાં આજે ભાવના કે શક્તિ નથી. જ્યાંસુધી આ બંને ઊણપો ટાળી નહીં શકાય ત્યાં સુધી શારીરિક શિક્ષણનો વિકાસ થવો અશક્ય જ રહેવાનો.

આજે આપણે જે વાતાવરણમાં રહીએ છીએ તે આ પ્રશ્નને વિશેષ મહત્ત્વનો બનાવે છે. જગતમાં જ્યાં ત્યાં ક્લેશ, કલહ ને ઈર્ષ્યા જ વ્યાપી રહ્યાં છે, બળવાન નબળાને લૂંટી, મારી, તાબે કરવા મથી રહ્યો છે. ને સમસ્ત જગત નિરાધાર ને કમજોરોના લોહીથી ખરડાઈ રહ્યું છે. આવા સમયમાં શારીરિક બળના મહત્ત્વનો પ્રશ્ન

---

* અમદાવાદમાં, શ્રી. વસંત આશ્રમના વ્યાયામવર્ગના વિદ્યાર્થીઓ સમક્ષ તા. ૫ મી મે ૧૯૪૨ના રોજ અપાયેલું વ્યાખ્યાન.

ચર્ચવાનો હોય પણ ખરો ? આજે તો એ સ્વયંભૂ પ્રતીતિનો વિષય બની રહ્યો છે. આત્મરક્ષણ અને નિરાધારના બચાવ માટે પ્રત્યેક વ્યક્તિએ શારીરિક બળ પ્રાપ્ત કર્યા સિવાય છૂટકો નથી. પણ કેવળ શારીરિક બળ પ્રાપ્ત કરતાં પહેલાં એક બાબતનો વિચાર કરવો જરૂરનો છે.

માનસિક વિકાસવિહોણું શારીરિક બળ કેવળ નિરાધારીની નિશાની છે. એ માણસને માત્ર પશુત્વ તરફ જ દોરી જાય છે, માણસનો પશુ જ બનાવે છે ને જીવનનો જંગ ખેલવામાં બહુધા નિષ્ફળ બનાવે છે. ઇતિહાસ તપાસતાં એવી પ્રજાઓના અનેક દાખલા આપણી દૃષ્ટિએ પડે છે. શરીરનાં બળ ને સૌંદર્યમાં જ રચ્યાપચ્યા રહેનાર ગ્રીક અને સ્પાર્ટનોની સંસ્કૃતિનું એના જીર્ણ થયેલા પથ્થરોના અવશેષો સિવાય બીજું કાંઈ નામનિશાન પણ આજે રહ્યું નથી. કેવળ શારીરિક સામર્થ્યથી જગતને જીતવા નીકળનાર જંગીઝખાનની આખી જાતિ આજે આ પૃથ્વીના પટ પરથી અદૃશ્ય થઈ ગઈ છે. હૂણ, સેરેસન અને એવી અનેક અસંસ્કારી જાતિઓ રાક્ષસી શક્તિવાળી હોવા છતાં એનો આજે સદંતર લોપ થયો છે. પ્રચંડ બળ ધરાવતો હાથી, વાઘ કે ઘોડો અલ્પ શારીરિક શક્તિ ધરાવતા માનવનો ગુલામ બની રહે છે. કારણ, ત્યાં માનવની માનસિક શક્તિ એ પ્રાણીની અમાપ શારીરિક શક્તિ કરતાં વિશેષ સબળ નીવડે છે. આમ જ્યાંસુધી માનસિક અને શારીરિક શક્તિઓનો સુમેળભર્યો સમન્વય કરીને વિકાસ ન સધાય ત્યાંસુધી કેવળ શારીરિક શક્તિ મિથ્યા છે.

આમ કલેશમય જગતમાં પોતાની હસ્તી ટકાવી રાખવા શારીરિક અને માનસિક શક્તિનો વિકાસ અને સમન્વય અનિવાર્ય છે. પણ ભાવનાશાળી માનવ માટે એટલું પૂરતું નથી. એ આદર્શ સ્વયંસંપૂર્ણ નથી. આજે સુસંસ્કૃત ને બુદ્ધિશાળી ગણાતા દેશો એકમેક સાથે આથડે છે એ આપણે જોઈએ છીએ. એક બીજાનો નાશ કરવામાં અને નિરાધારો અને કમજોરો ઉપર પોતાની સત્તા સ્થાપવામાં બધા મથ્યામંડ્યા રહે છે, એમાં ગૌરવ માનતા લાગે છે. કેવળ શારીરિક બળ માણસને પશુ બનાવે છે. કેવળ માનસિક શક્તિ સાથે જોડાયેલું શારીરિક બળ માનવને રાક્ષસ કે શયતાન બનાવે છે. આજનો રચાતો ઇતિહાસ આ વાતની સાક્ષી નથી પૂરતો શું ? એટલે ગૌરવશીલ માનવ બનવા માટે હજી એમાં કાંઈ ખૂટતું લાગે છે. એ ખૂટતું તત્ત્વ તે આધ્યાત્મિક બળ. આમ માનવને સમર્થ, ગૌરવશાળી બનાવવા માટે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ અને બળનો સુમેળભર્યો સમન્વય આવશ્યક છે. જ્યાંસુધી સમસ્ત માનવજાત આ કક્ષાએ નહીં પહોંચે ત્યાંસુધી જગતમાંથી ઈર્ષ્યા, અસૂયા ને કલેશનો અંત નથી આવવાનો; ત્યાંસુધી માનવજાત સુખ, શાંતિ ને સંતોષમાં રહી શકનાની પણ નથી.

આદર્શ વ્યાયામશાળામાં શારીરિક, માનસિક ને આધ્યાત્મિક શક્તિનો એક સાથે અને એક સરખો વિકાસ થવો જોઈએ. આ દૃષ્ટિબિંદુને પોતાની સકળ પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવી આજથી પચીસ વર્ષનીયે પહેલાં પુરાણી બંધુઓએ ગૂજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિનું કાર્ય કર્યું હતું, અને તેમાંયે શ્રી. અંબુભાઈ પુરાણીએ વ્યાયામપ્રવૃત્તિને પોતાનું જીવનકાર્ય લેખ્યું હતું. શ્રી. અંબુભાઈએ સ્થાપેલી વ્યાયામશાળાઓ આજે પણ ગૂજરાતમાં ચાલે છે, પણ સંસ્થામાંથી પ્રાણ જતો રહેતાં એક યંત્રના ચક્રવત્ એ પ્રતિદિન ક્ષીણ થતી ગતિથી, ભૂતકાળમાં મળેલા બળના આધારે ફરે છે. ગૂજરાતની વ્યાયામ પ્રવૃત્તિનું એ મહા દુર્ભાગ્ય છે કે એ પ્રવૃત્તિને જીવન અને વેગ આપનાર બે ભાઈઓમાંથી એક આજે રાજકીય ક્ષેત્રમાં પોતાની શક્તિ વેડરી રહ્યા છે, બીજા ગૂજરાતથી ઘણે દૂર પોંડી-ચેરીમાં અરવિંદાશ્રમમાં યોગસાધના કરી રહ્યા છે. આજે પણ શ્રી. અંબુભાઈ અને એમના જમણા હાથસમા, ગૂજરાતના જાણીતા કવિ શ્રી. પૂજાલાલ દૂરદૂરથી ગૂજરાતના કાર્યકર્તાઓને પ્રેરણા આપવા પરોક્ષ પ્રયત્નો કરી રહ્યા છે; પણ શ્રી. અંબુભાઈ જે ઉત્સાહથી, શક્તિથી ને નિશ્ચયથી ગૂજરાતમાં રહી આ વ્યાયામપ્રવૃત્તિનું સુકાન ફેરવતા, તેવી રીતે પોંડીચેરી રહ્યા રહ્યા સુકાનસંચાલન ન કરી શકે એ દેખીતું જ છે. અને પરિણામે જે ભાવનાથી શ્રી. અંબુભાઈએ આ પ્રવૃત્તિ શરૂ કરી હતી તે ભાવના આજે તો માત્ર ભાવના રૂપે જ રહી છે.

વિદ્યાર્થીઅવસ્થામાં ૧૯૧૮ થી ૧૯૨૭ સુધી શ્રી. અંબુભાઇની આ પ્રવૃત્તિનો લાભ મને પણ મળ્યો હતો. આ વર્ષો દરમિયાન જાણ્યે અજાણ્યે આત્મવિકાસ સાધતાં એ યોજના પ્રમાણે જે કાર્ય થતું તે એ યોજના મને જે સ્વરૂપે સમજાઈ હતી તે ટૂંકમાં હું તમારી સમક્ષ રજૂ કરું છું; કારણ મેં વ્યાયામશાળાનો જે આદર્શ તમારી સમક્ષ રજૂ કર્યો તે આદર્શ મને આ યોજનામાંથી જ લાધ્યો છે.

**વ્યાયામ પ્રવૃત્તિ :** સામાન્ય રીતે સોમવારથી શુક્રવાર સુધી સવારે અગર સાંજે વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ શારીરિક વિકાસ થાય એવો વ્યાયામ કરતા. શારીરિક વિકાસ સાથે સ્વરક્ષણમાં ખપ લાગે એવી પ્રવૃત્તિઓ, જેવી કે લાઠી, લકડી, કુસ્તી અને જ્યુજુત્સુના દાવોનો એમા સમાવેશ થતો. શરીરના જુદા જુદા અવયવો યોગ્ય રીતે ખીલવવા મલ્લખાંભ, મગદળ, લેઝીમ, ને આસનો વિદ્યાર્થીઓને શીખવવામાં આવતાં. સંઘમાં રહી એક સરખી રીતે કામ કરતાં શીખવામાં ઉપયોગી થઈ પડે એ માટે વ્યાયામશાળાના કાર્યક્રમમાં કવાયતને પણ મહત્ત્વનું સ્થાન આપવામાં આવતું. શારીરવિકાસની પ્રત્યેક પ્રવૃત્તિમાં શિસ્તપાલન એ મહત્ત્વનું અંગ લેખાતું ને વ્યાયામશાળાને લગતા ધારાધોરણ પ્રત્યેક વિદ્યાર્થીને ફરજિયાત પાળવા પડતા. વ્યાયામશાળાને લગતું બધું કામ જેવું કે પાણી છાંટવાનું, ઝાડુ કાઢવાનું, સાધનો સાફ કરી વ્યવસ્થિત રીતે મૂકવાનું, કુસ્તીનો અખાડો ખોદવાનું, વિદ્યાર્થીઓ જાતે જ કરી લેતા; ને એમ શારીરિક શ્રમ સાથે સ્વાશ્રય ને સેવાના ગુણો ખીલવવા પણ મથતા હતા. વ્યાયામનું કામ ખલાસ થયા પછી ઘણા વિદ્યાર્થીઓ મોટા વિદ્યાર્થીઓ સાથે કે વ્યાયામશાળાના સંચાલક સાથે પોતાની દિનચર્યાની ચર્ચા કરતા, પોતાના અંગત પ્રશ્નોનો ઉકેલ માગતા, પોતાની કૌટુમ્બિક કે એવી મુશ્કેલીઓ રજૂ કરી તેમની સલાહ લેતા. આમ વ્યાયામશાળામાં ઘર જેવું પરિચિત ને પ્રેમ ભર્યું વાતાવરણ પ્રવર્તી રહેતું. એમાં બીજી વ્યાયામશાળાઓ કરતાં આ વ્યાયામશાળાની વિશિષ્ટતા રહેલી હતી.

**શાળાની બહારની પ્રવૃત્તિ :** શનિવારે બધા વિદ્યાર્થીઓ પોતપોતાની ટુકડી સાથે આસપાસના પ્રદેશોમાં ટૂંકા પ્રવાસે જતા. અર્ધે રસ્તે ચાલતી ને અર્ધે રસ્તે દોડતી આ ટુકડીઓ આસપાસના જીવન ને પ્રદેશનો પરિચય સાધતી. પ્રવાસ દરમિયાન કુદરત સાથેનો પરિચય ને તે સંબંધી જ્ઞાન પણ વધતાં. બીજી કોઈ ટુકડીઓ ગામબહારના મેદાનમાં હોકી કે ફુટબોલ રમવા જતી. છેક નાના વિદ્યાર્થીઓ ગામને પાદરે કે નદી કાંઠે જઈ શારીરિક શ્રમ પડે ને સાથે માનસિક વિકાસ સધાય એવી રમતો રમતા. આમ શનિવારનો દિવસ વ્યાયામશાળાની બહાર વ્યતીત થતો ને બહારના વિસ્તૃત જીવન સાથે બને તેટલો સંપર્ક સાધવા પ્રયત્ન થતો.

રજાના કોઈક દિવસે કે કોઈક રવિવારે ઝાડીવાળી ટેકરીઓ પર અમે સવારે જતા. ત્યાં ટુકડીઓ પાડી "હિલ ફાઈટ"ની રમતદ્વારા લડાઈના વ્યૂહ યોજતા, સહનશીલતા અને ખેલદિલી શીખતા. સામા પક્ષનું માનસ સમજવા યત્ન કરતાં અમારી યોજના છુપાવતા. બાળશિવાજીના ગૌરવથી અમે આ "હિલ ફાઈટ"ની રમત રમી છેક બપોરે થાક્યાપાક્યા, કાંટા વગાડી ઘેર આવતા.

જ્યારે લાંબી રજાઓ પડતી ત્યારે નાના ને મોટા વિદ્યાર્થીઓ પગપાળા પ્રવાસે નીકળતા. પાવાગઢ, અંબાજી, આબુ, સુરપાણેશ્વર જેવી જગાઓ પ્રવાસ માટે નક્કી થતી. દરેક વિદ્યાર્થીને પોતાનો સામાન જાતે જ ઊંચકવો પડતો. રસોઈના કામમાં પણ બધાને પોતાની મતિ-શક્તિ પ્રમાણે ઉપયોગી થવાનું હતું. પ્રવાસ દરમિયાન રાતવાસો થાય ત્યાં ચોકી કરવા પણ વારા બાંધવામાં આવતા; અને ઘણીવાર ભર જંગલમાં પણ પડાવ નાખવાની અમને ફરજ પડતી. જિજ્ઞાસુનો ખરો પ્રવાસ પગપાળો જ હોઈ શકે એ સત્ય આજે સમજાય છે. આગગાડીના પ્રવાસ દરમિયાન જે જોઈએ છીએ તે આગગાડીની ગતિથી જોઈએ છીએ, એટલે અલ્પ સમય માટે મનમાં રહીને સરી જતી છાપ સ્થાયી નીવડી શકતી નથી. તે સિવાય પગપાળા પ્રવાસમાં જે ઝીણવટભરી વિગતોમાં ઊતરી શકાય છે તે આગગાડી કે મોટરના પ્રવાસમાં શક્ય નથી. આ ઉપરાંત સ્વાશ્રય, સેવા, સહનશીલતા ને ખેલદિલીના ગુણો વિકસાવવાની તકો પણ આવા પ્રવાસોમાં વિશેષ પ્રમાણમાં મળી રહે છે. આ પ્રવાસો દરમિયાન

જે સ્થળોએ જવાનું હોય તેનું ઐતિહાસિક, ભૌગોલિક, ધાર્મિક કે સ્થાપત્ય વિષયક માહાત્મ્ય પણ શ્રી. અંબુભાઈ કે પૂંજાલાલ વિદ્યાર્થીઓને સમજાવતા ને આમ પ્રવાસની લહેર માણતા અમે અમારા અલ્પ જ્ઞાનમાં વધારો કરતા.

હોળીને દિવસે વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ સરઘસ રૂપે ગામમાં ફરતા, ચકલે ચકલે વ્યાયામના પ્રયોગો થતા, ગીતો ગવાતાં, પ્રવચનો થતાં ને આમ ગામના તોફાની બીભત્સ છોકરાઓને વ્યાયામશાળા તરફ આકર્ષવાના અને એમના બિનજવાબદાર વર્તનમાંથી પાછા વાળવાના પરોક્ષ યત્નો થતા. હનુમાન જયંતીને દિવસે જાહેર મેળાવડો યોજાતો. તેમાં વ્યાયામ ને રમતગમતની હરીફાઈ થતી. આ બન્ને ઉત્સવ પ્રસંગે વ્યાયામશાળાની પ્રવૃત્તિનો પ્રચાર થતો ને વ્યાયામશાળાને જનતા તરફથી આર્થિક મદદ પણ મળી રહેતી.

**ગ્રામસેવા :** વિદ્યાર્થીઓ નાગરિક ધર્મના પાઠ પણ શીખતા. ગામમાં આગ લાગે કે એવી કોઈ હોનારત આવી પડે ત્યારે વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ સેવા માટે પ્રથમ હરોળમાં જ હોય. જેને માથે આવા સમયમાં મદદ કરવાની જવાબદારી હોય છે, એવી સ્થાનિક સંસ્થાઓને પણ શરમાવું પડે એવી સેવા અનેક વેળાએ વ્યાયામશાળાના વિદ્યાર્થીઓએ કરી બતાવી હતી આમ આ વ્યાયામશાળાઓ માત્ર પોતાના કાર્યમાં જ પ્રવૃત્ત ન્હોતી; પરંતુ પ્રજાજીવનનું એ જીવતું જાગતું અંગ બની રહેતી; તે પ્રજાની સેવાનો આદર્શ પ્રત્યેક તરુણ માનસમાં ખડો કરી તેને વિકસાવવા યત્ન કરતી.

શરીરને આરામની જરૂર હોય છે. એક પણ દિવસ આરામ ન મળે એવી નિયમિતતાથી વ્યાયામ કરવો એ મને પોતાને બહુ ઇષ્ટ લાગતું નથી. આવા જ કોઈ કારણે શ્રી. અંબુભાઈની વ્યાયામશાળાઓમાં રવિવારે વ્યાયામનો કાર્યક્રમ બંધ રહેતો. તે દિવસે વિદ્યાર્થીઓ સભા ભરતા; સામાજિક, ધાર્મિક, કે શિક્ષણવિષયક વિષયો પર ચર્ચા થતી. કોઈકવાર વ્યાખ્યાનો યોજાતાં. આમ રવિવારનો દિવસ માનસિક ને આધ્યાત્મિક વ્યાપારમાં ગળાતો. વિચારોની આપ લે થતી, મતભેદ પ્રત્યે ઉદારતા ને સહિષ્ણુતા કેળવાતી ને સભાક્ષોભ ટાળી બોલવાની છટા ખીલવવાની તક બધા વિદ્યાર્થીઓને ત્યારે સાંપડતી. આ સિવાય વ્યાયામશાળા તરફથી હસ્તલિખિત માસિકો પણ પ્રગટ થતાં ને તે દ્વારા વિચાર કરવાની શક્તિ ને વિચાર કે ભાવનાને સારી સંસ્કારી ભાષામાં રજૂ કરવાની શક્તિનો વિકાસ સધાતો

રજાઓના દિવસો દરમિયાન મોટા વિદ્યાર્થીઓ નાના વિદ્યાર્થીઓને તેમની શાળાનો અભ્યાસ કરવામાં સહાયભૂત થતા. ઘણીવાર રજાઓ દરમિયાન શ્રી. અંબુભાઈ જાતે જ બપોરે ગીતા કે મહાભારતના વર્ગો ચલાવતા, ને વિદ્યાર્થીઓની અંગત મૂંઝવણો કે મુશ્કેલીઓ સમજી એનો ઉકેલ પણ બતાવતા.

આવી વ્યાયામશાળાઓ અંબુભાઈએ ગુજરાતમાં અનેક સ્થળે સ્થાપી છે. આર્થિક સંકડામણ ને કાર્યકરોના અભાવે આજે એની પ્રવૃત્તિ આટલી વૈવિધ્યભરી ને ઉપયોગી નથી રહી એ આપણા સહુ માટે ભારે શોક ને શરમનો વિષય છે. પણ શ્રી. અંબુભાઈની હાજરીમાં ચાલતી એમની વ્યાયામશાળા એ જ મારો વ્યાયામશાળાનો આદર્શ. આજે શ્રી. અંબુભાઈ દૂર જતાં એમાં જડ તત્ત્વ વિશેષ આવી ગયું છે, પણ શ્રી અંબુભાઈનું આદર્શ છેક જ અધૂરું નહીં રહે, ને એમની આશાઓ ને ભાવનાઓ પાર પાડે એવા સેવાભાવી એમના અનુગામીઓ નીવડશે એવી આપણે સૌ આશા રાખીએ.

આમ શારીરિક, માનસિક ને આધ્યાત્મિક વિકાસ એક સાથે સાધવાની તક વ્યાયામશાળા તરફથી મળવી જોઈએ; એ ત્રણેનો સાચો સમન્વય સાધે તે જ સાચી વ્યાયામશાળા–બાકીના માત્ર હરાયા ઢોર જેવા અક્ષમરત થવાના અખાડા. આજે કેળવણીમાં નવું દૃષ્ટિબિંદુ આવ્યું છે. આપણે કહીએ છીએ કે શાળા ઘર જેવી હોવી જોઈએ, ઘર શાળા જેવું હોવું જોઈએ. વ્યાયામશાળાને વિશે કહેતાં હું વિના સંકોચે કહું કે ઘર અને શાળા એ બંને સંસ્થાનાં આવશ્યક તત્ત્વોનો વ્યાયામશાળાની ભાવનામાં સમાવેશ થવો જ જોઈએ.

# મનુષ્યજીવનમાં બુદ્ધિનું સ્થાન

શ્રી. ચૂનીલાલ નારણજી શાહ

આચાર્ય · મહિલાવિદ્યાલય · ભાવનગર.

આપણે છેલ્લા પ્રકરણમાં જોઈ ગયા કે પ્રાણી માત્ર પ્રેરણાથી અથવા વૃત્તિથી પ્રેરાઈને પ્રવૃત્તિ આદરે છે, અને તેમાં બુદ્ધિ વધતે ઓછે અંશે ભાગ ભજવે છે. પ્રેરણા-બુદ્ધિ (Instinct-intelligence) અથવા વૃત્તિ-બુદ્ધિ પ્રાણી માત્રની પ્રવૃત્તિને જન્મ આપે છે. પ્રેરણા અથવા વૃત્તિ અને બુદ્ધિ કયા પ્રકારનું કાર્ય કરે છે; બન્નેના કાર્યમાં કઈ રીતે ફેર પડે છે તે આપણે હવે જોઈએ.

આપણે છેલ્લા પ્રકરણમાં જોયું છે કે જેમ જેમ આપણે વધારે વિકસિત પ્રાણીઓનું નિરીક્ષણ કરીએ છીએ તેમ તેમ આપણને માલૂમ પડે છે કે તેમની પ્રવૃત્તિઓમાં બુદ્ધિનો ઉપયોગ વધારે થયેલો હોય છે. અમીબાની પ્રવૃત્તિમાં તેનો ઉપયોગ અલ્પાંશે અને મનુષ્યોની પ્રવૃત્તિઓમાં તેનો ઉપયોગ મહદંશે થયેલો હોય છે. પરંતુ કેટલાકને આ વિધાનમાં શંકા ઉઠાવવાને કારણો મળે છે. બર્ગસોં જેવા ચિંતકો કહે છે કે જંતુઓની પ્રવૃત્તિઓ એક જ પ્રકારની હોય છે, તેમાં માત્ર પ્રેરણા જ કાંઈ કરે છે; તેમને વારસામાં જે શક્તિ પ્રાપ્ત થઈ હોય છે તે શક્તિથી જ તે પોતાનું કાર્ય કરે છે; તેમને બુદ્ધિનો જરા પણ ઉપયોગ કરવો પડતો નથી. પરંતુ તમે જો મનુષ્યોની પ્રવૃત્તિઓ પ્રત્યે લક્ષ આપશો તો તેમાં કેવળ બુદ્ધિનો ઉપયોગ થયેલો માલૂમ પડશે. પ્રેરણા અને બુદ્ધિ એક બીજાનાં પૂરક નથી; બન્ને સાથે મળીને કાર્ય કરતાં નથી પરંતુ બન્ને એક બીજાથી વિરોધી તત્ત્વો છે. જ્યાં પ્રેરણા કાર્ય કરે છે ત્યાં બુદ્ધિનું અસ્તિત્વ હોતું નથી; તેમ જ જ્યાં બુદ્ધિ કાર્ય કરે છે ત્યાં પ્રેરણાનું અસ્તિત્વ હોતું નથી. મનુષ્યેતર પ્રાણીઓ પ્રેરણાને બળે અને મનુષ્યો કેવળ બુદ્ધિને બળે જીવન જીવે છે. વળી તે કહે છે કે મનુષ્ય સિવાયના પ્રાણીઓમાં કેવળ પ્રેરણા જ, કેવળ વારસાપ્રાપ્ત શક્તિઓ જ કાર્ય કરતી હોવાથી તેમના કાર્યોમાં ચોકસાઈ, અને એકસરખાપણું જોવામાં આવે છે, પરંતુ સાથે સાથે વૈવિધ્યનો અભાવ પણ જોવામાં આવે છે. દરેક કરોળિયો કયાંયથી શિક્ષણ પામ્યા વિના, માત્ર સ્વયંપ્રેરણાને વશ બનીને જાળ બાંધે છે, જગતના કરોળિયા માત્ર એક જ પ્રકારની જાળ બાંધે છે; મદ્રાસના કરોળિયાની જાળમાં અને મેકસીકોના કરોળિયાની જાળમાં આપણે જરા પણ ફેર જોઈ શકીશું નહિ, કેમકે તેની પ્રવૃત્તિમાં અંધ પ્રેરણા કાર્ય કરી રહી છે. પરંતુ હવે મનુષ્યની સૃષ્ટિ તરફ દૃષ્ટિપાત કરો. મનુષ્યજાતિએ વાયુ, અગ્નિ અને વિદ્યુતને પોતાના દાસ બનાવ્યા છે, તેણે ગગનચુંબી પ્રાસાદો બનાવ્યા છે, નગરસમી વિશાળ નૌકાઓ બનાવી છે; તે સમુદ્રને તળીએ ડુબકી મારે છે અને ગગનમાં વિહાર કરે છે; ક્ષણવારમાં તે સેંકડો માઈલ દૂર સંદેશા મોકલી શકે છે, અને એટલે જ દૂરથી તે ઝીલી પણ શકે છે; તે બટન દાબે છે અને રાત્રિનો દિવસ બની જાય છે; તે ચક્ર ઉપર હાથ મૂકે છે અને માલના ગંજેગંજ ખડકાય છે; પળવારમાં તે જંગલને સ્થળે મંગળ કરી મૂકે છે, અને એથી પણ વિશેષ ત્વરાથી તે સર્વનો સંહાર પણ કરે છે. મનુષ્યે બુદ્ધિબળથી જ આ સંસ્કૃતિ નિર્માણ કરી છે.

વળી બુદ્ધિબળથી જ મનુષ્ય પોતાનાં હિતાહિતનો વિચાર કરે છે; મારો સ્વાર્થ શેમાં રહેલો છે, કયો માર્ગ લેવાથી મને સુખ પ્રાપ્ત થશે, કયા રાહનો આશ્રય લેવાથી હું દુઃખમુક્ત બનીશ, સત્ય કયું, અસત્ય કયું, આ કાર્ય નીતિમય છે કે અનીતિમય એ સર્વનો નિર્ણય કરવામાં બુદ્ધિ તેની વહારે ધાય છે

આ પ્રમાણે સ્થૂલથી સૂક્ષ્મ પ્રદેશો સુધી બુદ્ધિ વિહરી રહી છે એને વશ બનીને સ્થૂળ અને સૂક્ષ્મ પ્રવૃત્તિઓ આદરે છે, મનુષ્યજીવન ઉપર આ પ્રમાણે બુદ્ધિનું સામ્રાજ્ય છવાઈ રહ્યું છે

આ ઉપરથી એ ફલિત થાય છે કે મનુષ્યજીવનને પલટાવવુ હોય તો એની વિચારસરણીમા ફેરફાર કરી નાખવો જોઈએ સત્ય શુ છે અને એને પહોચવામા કયાં સાધનો જરૂરના છે એ મનુષ્યને સમજાવવામા આવે તો તેના જીવનનો રાહ પલટાઈ જાય છે ખોટે પથે જનારને એટલુ બતાવી આપવાની જરૂર છે કે 'તે જે માર્ગ ગ્રહણ કર્યો છે તે ખોટો છે અને હુ જે માર્ગ બતાવુ છુ તે સાચો છે' વિદ્યાર્થીના ચારિત્ર્યઘડતરમાં તેની બુદ્ધિનો સ્પર્શ બહુ મહત્ત્વનો છે. એને તમે સાચો જીવનરાહ બતાવી આપશો, એ જીવનરાહની ઉપયોગિતા વિશે તેને ખાતરી કરી આપશો એટલે તે એ માર્ગે પ્રવાસ આદરશે જો તમે મનુષ્યની બુદ્ધિને સ્પર્શ કરશો તો તમે સારાયે જગતને હલાવી મૂકશો

બુદ્ધિવાદમા કેટલે અશે સત્ય છે તે હવે વિચારીએ આ વાદ બે વિધાન આપણી સમક્ષ રજૂ કરે છે (૧) મનુષ્ય સિવાયની સૃષ્ટિમા બુદ્ધિ નથી, તે માત્ર પ્રેરણાને વશ બનીને પ્રવૃત્તિ આદરે છે આ વિધાનમા દોષ રહેલો છે, પરતુ તે દોષ અહીં નહિ દર્શાવતા અન્ય પ્રકરણમા તે દર્શાવીશુ (૨) બીજુ વિધાન એ છે કે મનુષ્યમા પ્રેરણા કે વૃત્તિ નથી, પરતુ તે સર્વ કાર્યો બુદ્ધિથી પ્રેરાઈને કરે છે. અહીંઆ આ વિધાનનો વિચાર કરીશુ.

આ સપ્રદાયના પક્ષકારો માને છે કે મનુષ્ય પોતાના સુખદુખનો વિચાર કરીને, સર્વ પ્રકારની તુલના કરીને વર્તન કરે છે પરતુ આ શુ સત્ય છે? મનુષ્ય ખાવાનું શરુ કરે છે ત્યારે શુ તે અન્ય પ્રાણીઓથી જુદા મનોવ્યાપારથી પ્રેરાઈને જમે છે? કોઈ પશુને ભૂખ લાગે છે ત્યારે તે એમ વિચાર કરવા નથી બેસતુ કે મારે હવે ખોરાક લેવાની જરુર ઊભી થઈ છે, મહેનત કરવાથી મારામા જે ગરમી ઘટી ગઈ છે તે ખોરાક ખાવાથી આવશે કામ કરવાથી મારા શરીરને જે ઘસારો લાગ્યો છે તે પૂરો પડશે, મારામા શક્તિ આવશે, અને સરવાળે મને સુખ થશે. આવા સજોગોમા બાળકો કેવી રીતે વર્તે છે? શુ તે વિચાર કરવા બેસે છે કે નહિ ખાવા કરતા ખાવામા વધારે ફાયદો છે। શુ મોટી ઉંમરના મનુષ્યો ભોજનના ફાયદાનો વિચાર કરીને ખાવા બેસે છે? શુ પાણી પીતી વખતે કોઈ વ્યક્તિ વિચાર કરવા થોભે છે કે આથી મારી શરીર શુદ્ધિને વેગ મળશે? ઊંઘ લેતા પહેલા કોઈ ઉંઘવા ફાયદા અને જાગવાના ગેરફાયદા વિશે વિચાર કરવા બેસે છે? ખોરાકમાથી અને નિદ્રામાથી જેટલી શક્તિ લેવાની હતી તેટલી લઈ લીધી જેટલો લાભ લેવાનો હતો એટલો લઈ લીધો માટે ભોજન પૂરુ કરીએ, અને ઊંઘ ત્યજી દઈએ એવો વિચાર કેટલા મનુષ્યો કરતા હશે? એજ પ્રમાણે ભયયુક્ત પરિસ્થિતિ સમક્ષ ભયભીત બનતા પહેલા કોઈ વસ્તુ વિશે જિજ્ઞાસા દાખવતા પહેલા અથવા કોઈ પ્રત્યે સ્નેહ દાખવતા પહેલા શુ આપણે મનમા એમ વિચારીએ છીએ કે હવે આપણે આ પરિસ્થિતિમા બીવુ જોઈએ, હવે આપણે જિજ્ઞાસા દર્શાવવી જોઈએ, અથવા સ્નેહ દાખવવો જોઈએ?

ખોરાકની ઉપયોગિતાનો વિચાર કરીને કોઈ ખાતુ નથી સહુ કોઈ ખાય છે કેમકે ખોરાક સ્વાદિષ્ટ લાગે છે. કોઈને પ્રશ્ન પૂછીએ કે જે તમને ભાવે છે તે તમે કેમ ખાવ છો? તો પ્રશ્નનો જવાબ આપવાને બદલે એ મનુષ્ય આપણે કોઈ વિચિત્ર પ્રાણી હોઈએ એમ આપણી સામે તાકી રહેશે આપણે શા માટે હસીએ છીએ, શા માટે રોષે ભરાઈએ છીએ, શા માટે બીએ છીએ, શા માટે પ્રેમમા પડીએ છીએ,–એ પ્રશ્નો સામાન્ય મનુષ્યોને ઉપસ્થિત થતા નથી, એ પ્રશ્નો તત્ત્વચિંતકોને જ સૂઝે છે. આપણે તો હસવા જેવુ હતુ માટે હસ્યા, ક્રોધ ચડવા જેવુ હતુ માટે ક્રોધે ભરાયા, બીવરાવે એવુ હતુ માટે બીધા, એટલા ઉત્તરથી જ સતોષ અનુભવીએ છીએ, પરતુ હસવા જેવુ કે રોષે ભરાતા જેવુ કે બીતા જેવુ એ પ્રસગોમા શુ હતુ એ પ્રશ્નોનો વિચાર કરવા બેસતા નથી આપણે વિચારથી પ્રેરાઈને એ ક્રિયાઓ કરતા નથી, બુદ્ધિ એ ક્રિયામા પ્રેરકબળ

તરીકે ભાગ ભજવતી નથી; એ કાર્યો એ વિશિષ્ટ સંજોગોમાં સ્વાભાવિક છે, એટલે કે વૃત્તિથી પ્રેરાઈને આપણે એ કાર્યો કરીએ છીએ.*

પરંતુ એમ માનીએ કે મનુષ્યો વર્તન કરતાં પહેલાં લાભાલાભ અને યોગ્યતાનો વિચાર કરે છે તો એ પ્રશ્ન તો ઊભો જ રહે છે કે બુદ્ધિએ આપેલા નિર્ણયો અનુસાર મનુષ્યો પ્રવૃત્તિઓ આદરે છે? બુદ્ધિ કરતાં કોઈ બલવાન વસ્તુ મનુષ્યને ખેંચી જતી નથી?

બુદ્ધિએ ચીંધેલ રસ્તા કરતાં વિરુદ્ધ રસ્તે શું આપણે નથી જતા? બુદ્ધિ જેની સમક્ષ નિર્બળ બની જાય એવી કોઈ પ્રધાન શક્તિ આપણને કોઈવાર બુદ્ધિએ દર્શાવેલા રાહથી ન્યારા રાહ ઉપર આપણને નથી દોરી જતી? બુદ્ધિ પામર બની જાય એવું કોઈ બળ કાર્ય નથી કરી રહ્યું?

"મારી બુદ્ધિ કહે છે એ પ્રમાણે હું વર્તી શકતો નથી"+ એમ કહેનાર દુર્યોધન કોઈ રડ્યો ખડ્યો અપવાદરૂપ મનુષ્ય હતો કે સારીએ મનુષ્યજાતિને મુઝવી રહેલ કોયડો રજૂ કરનાર સ્પષ્ટ વિચારસરણિવાળો મનુષ્ય હતો?

માનવજીવનની કરુણતા એમાં નથી રહેલી કે મનુષ્ય વિચાર કરે છે કાંઈ અને આચરે છે કાંઈ. સ્થૂલ પ્રદેશથી માંડીને સૂક્ષ્મ પ્રદેશો સુધી તેના વિચાર અને આચારમાં મોટું અંતર રહેલું નથી હોતું? મનુષ્ય વિચાર કરે છે કે વહેલા ઊઠવામાં જ મને ફાયદો રહેલો છે, પરંતુ તે ભાગ્યે જ પોતાના નિશ્ચય અનુસાર વર્તી શકે છે. મનુષ્યને પ્રતીતિ થાય છે કે દારૂ જ એના કુટુંબનો વિનાશ કરી રહેલ છે છતાંય એ દારૂ છોડી શકતો નથી. મનુષ્યને ખાતરી થયેલી છે કે સત્ય જ જીવનમાં સર્વોપરી હોવું જોઈએ છતાંય અસત્ય આચરે

* વિલિયમ જેમ્સે આ વિચાર તેની લાક્ષણિક શૈલીમાં આ પ્રમાણે દર્શાવ્યો છે: "Science may come and consider these ways, and find that most of them are useful. But it is not for the sake of their utility that they are followed, but because at the moment of following them we feel that is the only appropriate and natural thing to do. Not one man in a billion, when taking his dinner, ever thinks of utility. He eats because the food tastes good and makes him want more. If you ask him why he should want to eat more of what tastes like that, instead of revering you as a *philosopher he will probably laugh at you for a fool. The connection* between the savoury sensation and the act it awakens for him is absolute, and a priory synthesis of the most perfect sort, needing no proof but its own evidence. To the metaphysician alone can such questions occur as: "Why do we smile, when pleased, and not scowl? Why are we unable to talk to a crowd as we talk to a single friend? Why does a particular maiden turn our wits so upside down? The common man can only say, 'of course we smile, of course our heart palpitates at the sight of a crowd, of course we love the maiden, that beautiful soul clad in that perfect form, so palbably and flagrantly made from all eternity to be loved!" And so probably does each animal feel about the particular things it tends to do in the presence of particular objects. To the broody hen the notion would probably seem *monstrous that there should be a creature in the world to whom a nestful of eggs was not* the utterly fascinating and precious and never-to-be-too-much-sat upon object it is to her."

+ जानामि धर्मं न च मे प्रवृत्ति:।
जानाम्यधर्मं न च मे निवृत्ति:॥

(પાંડવ ગીતા)

છે. મનુષ્ય વિચાર સેવે છે કે મારે સંયમી જીવન ગાળવું છે પરંતુ એ વિકારવશ બને છે અને અસંયમી જીવન ગાળે છે. ફ્રેંચ વિજ્ઞાનશાસ્ત્રી રિકટેનો અનુભવ કહે છે કે મનુષ્ય વિચારને અધીન રહી જીવન ગાળતો નથી પરંતુ કોઈ બીજી જ વસ્તુ તેને જીવનની વિવિધ પ્રવૃત્તિઓ તરફ ધકેલી રહી છે. ઇંદ્રિયવિજ્ઞાનના પ્રદેશમાં શોધ કરવા માટે રિકટેને ઈ સ. ૧૯૧૩માં નોબેલ પ્રાઇઝ મળ્યું હતું. એ પોતાના વિશે લખે છે કે, "તંબાકુ નુકસાનકારક છે, અને તમાકુનો ધુમાડો શરીરનો વિનાશ કરે છે. એ ધુમાડામાં ભયંકર વાયુ–કાર્બન મોનોક્સાઇડ, હાઈડ્રો સાઈનીક એસીડ, નીકોટીન–રહેલાં છે, છતાં હું એ સર્વની વચ્ચે રહું છું. સ્વચ્છ, તાઝગીપૂર્ણ હવા સેવાને બદલે આ ઝેરી વાયુઓના આસ્વાદથી હું મારી ભૂખને, મારી સ્મૃતિને, મારી ઊંઘને અને મારા હૃદયને નુકસાન કરી રહ્યો છું. મને તંબાકુના નુકસાનની ખબર નથી એમ હું કહી શકું તેમ નથી, કારણ કે આ સર્વ નુકસાનથી હું પૂરેપૂરો વાકેફગાર છું. હું તે જાણું છું છતાં પણ હું તંબાકુ છોડી શકતો નથી કેમકે હું ટેવનો ગુલામ છું; આ ટેવની સાંકળોથી મેં મારી આસપાસ બધનો બાંધેલાં છે. હું મારી મૂર્ખાઈ સમજું છું છતાં પણ તેમાંથી હું મુક્ત બની શકતો નથી."

બુદ્ધિ કરતાં પણ જીવનની પ્રવૃત્તિઓમાં વિશેષ મહત્ત્વનો ભાગ ભજવનાર અન્ય કોઈ શક્તિ છે એમ આપણે જાણી શકીએ છીએ.

વળી માનસપૃથક્કરણશાસ્ત્ર કહે છે તે સ્વીકારીએ તો મનુષ્યો પોતાના વર્તન માટે જે કારણો રજૂ કરે છે તે સાચાં હોતાં નથી; ખરાં કારણો તો જુદાં જ હોય છે. એની બુદ્ધિને તો આમાં કાંઈ સ્થાન રહેતું જ નથી. પશુ અને મનુષ્યો વચ્ચે જે ભેદ પાડવામાં આવે છે એજ યથાર્થ નથી. પશુ તદ્દન બુદ્ધિવિહીન છે, તે કેવળ સહજ પ્રેરણાથી પ્રવૃત્તિ આદરે છે એ મંતવ્ય દોષભરેલું છે. અલબત્ત પશુ પ્રેરણાને વશ થઈ વર્તે છે, પરંતુ એની ક્રિયાઓમા બુદ્ધિ પણ ભાગ ભજવે છે. આ ભાગ કયા પ્રકારનો હોય છે એ વિષય આપણે એક સ્વતંત્ર પ્રકરણમાં વિચારીશું. મનુષ્યોના વિચાર અને આચાર વચ્ચે બહુ અંતર હોય છે એ હકીકત દર્શાવે છે કે વિચાર ઉપરાંત કોઈ સમર્થ શક્તિ મનુષ્યને સંસારચક્રમાં ધકેલી રહી છે અને એ શક્તિ કઈ તે આ પ્રકરણનો વિષય છે.

બુદ્ધિ સિવાયની કોઈ શક્તિ મનુષ્યને પ્રેરે છે એ આપણે સ્વીકારીએ છીએ, અને એ શક્તિને આપણે વૃત્તિ કહીએ છીએ. વૃત્તિના સ્વરૂપનો વિચાર છેલ્લા પ્રકરણમાં આપણે કરી ગયા છીએ. હવે પ્રશ્ન એ થાય છે કે મનુષ્યજીવનમાં બુદ્ધિનું સ્થાન શું છે?-બુદ્ધિ મનુષ્યજીવનમાં અતિશય મહત્ત્વનો ભાગ ભજવે છે એ વિશે કોઈને શકા રહે તેવું નથી. સંસ્કૃતિ આગળ ધપી છે તે મનુષ્યની બુદ્ધિના બળે. મનુષ્યને બુદ્ધિની જરૂર પડે છે તે મહાન શોધો કરવા માટે જ પડતી નથી, તેને સામાન્ય દૈનિક વ્યવહારમાં પણ બુદ્ધિનો ખપ પડે છે. બુદ્ધિ વિના મનુષ્ય પ્રવૃત્તિ આદરી શકતો નથી. દરેક પ્રવૃત્તિમાં બુદ્ધિની જરૂર તો રહે છે જ, પછી તે ભલે અલ્પાંશે રહેતી હોય. જે મનુષ્યને અલ્પ બુદ્ધિ પણ પ્રાપ્ત થઈ ન હોય તે કાંઈ પણ કરી શકતો નથી. જગતમાં કેટલાક એવા પણ દુર્ભાગી મનુષ્યો છે કે જે તદ્દન બુદ્ધિરહિત હોય છે, અને જે પોતાનો જીવનવ્યવહાર ચલાવી શકતા નથી. 'જન્મથી ગાંડો છે' એમ આપણે આવા મનુષ્યો વિશે કહીએ છીએ. બુદ્ધિ, બુદ્ધિમાં પણ ભેદ હોય છે. અલ્પમાં અલ્પ બુદ્ધિવાળા મનુષ્યોથી માંડી અસાધારણ બુદ્ધિવૈભવવાળા મનુષ્યો આપણે જગતમાં જોઈએ છીએ. બુદ્ધિનું માપ કાઢવા માટે આજે કેટલાય માનસશાસ્ત્રીઓ પ્રયોગો આદરી રહ્યા છે.

બુદ્ધિ મનુષ્યજીવનમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે, પરંતુ એ કયું સ્થાન? એ પ્રવૃત્તિઓને પ્રેરતી નથી તો એ શું કરે છે? મનુષ્યને પ્રવૃત્તિઓમાં પ્રેરનાર ધ્યેયલક્ષી વૃત્તિઓ છે. મનુષ્યમાં આ વૃત્તિઓ જ ન હોય તો કાંઈ પ્રવૃત્તિ બની શકે નહિ. ભયંકર પરિસ્થિતિ મનુષ્યની આસપાસ પ્રવર્તી રહી હોય, તેમાંથી મુક્ત થવા માટે ઉપાયો યોજવાની તેનામાં બુદ્ધિ હોય, એ ઉપાયો આચારમાં મૂકવા માટે સંજોગો અનુકૂળ હોય, અને તેમ

કરવાની તેનામાં શક્તિ હોય છતાં પણ તેને ભયમુક્ત થવાની વૃત્તિ જ ન જાગે તો એ બુદ્ધિ, એ સંજોગો અને એ શક્તિઓ અફળ જાય. પરંતુ મનુષ્યમાં એ વૃત્તિ સહજ રીતે હોવાથી બુદ્ધિ વાપરીને એમાંથી છૂટવા એ પ્રયત્ન કરે છે. તે સંજોગોનો ઉપયોગ કરે છે, તેની શક્તિઓ વાપરે છે અને ભયમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી તે જંપતો નથી. પ્રકૃતિ તેને સર્વ પ્રવૃત્તિઓમાં ઝંપલાવવાને પ્રેરે છે. प्रकृतिं यान्ति भूतानि । પ્રકૃતિ જીવનનું સર્વોપરિ બળ છે.

મનુષ્યમાં વૃત્તિઓ છે; પરંતુ એનામાં બુદ્ધિ ન હોય, સંજોગ અનુસાર વર્તનમાં ફેરફાર કરવાની શક્તિ ન હોય તો તે વૃત્તિ કાર્યસાધક નીવડતી નથી. બુદ્ધિ વૃત્તિઓનો જમણો હાથ છે. વૃત્તિઓ ધ્યેય તરફ ધસડી જાય છે, બુદ્ધિ એ ધ્યેય તરફ પહોંચવાનો માર્ગ દર્શાવે છે. વૃત્તિઓ સાધ્ય દર્શાવે છે તો બુદ્ધિ સાધન દર્શાવે છે. વૃત્તિ અને બુદ્ધિ વિરોધી તત્ત્વો તરીકે કાર્ય કરે છે એમ કેટલાક માને છે, પરંતુ તે બન્ને સાથે રહીને સહકાર કરીને કાર્ય કરે છે એમ આપણે સ્વીકારવું જોઈએ. જેમ વૃત્તિ વારસામાં ઊતરી આવે છે, એ જ પ્રમાણે બુદ્ધિ પણ વારસામાં પ્રાપ્ત થાય છે. જે જંતુઓ મુખ્યત્વે વૃત્તિઓથી પ્રેરાઈને કાર્ય કરે છે તેમની પ્રવૃત્તિઓમાં પણ બુદ્ધિનો ઉપયોગ હોય છે.

આપણે જોઈ ગયા છીએ કે બુદ્ધિ આપણને સાધ્ય તરફ પ્રેરતી નથી, એ તરફ પ્રેરનાર વૃત્તિ છે; પરંતુ સાધ્ય તરફ કૂચ કરવા માટે જે સાધનોની જરૂર પડે છે તે સાધનો બુદ્ધિ નક્કી કરે છે. આફતમાંથી છૂટવાનો, વેર વાળવાનો, સેવા કરવાનો માર્ગ આપણને બુદ્ધિ ચીંધે છે. બુદ્ધિ સાધ્ય તરફ આપણને ધકેલતી નથી છતાં પણ સાધ્ય પ્રાપ્ત કરવાનાં સાધનો એ નક્કી કરે છે. વૃત્તિ સૂત્રધાર છે અને બુદ્ધિ તેનો જમણો હાથ છે.

સર્વ સૃષ્ટિ વૃત્તિથી પ્રેરાઈને કાર્ય કરે છે; મનુષ્ય જીવનમાં પણ તે સારો ભાગ ભજવે છે એ આપણે જોઈ ગયા. આ રીતે અન્ય સૃષ્ટિ સાથે આપણે આપણું સગપણ સ્વીકારીએ એમાં આપણને કાંઈ હીણપત નથી. આપણે ઈતર સૃષ્ટિનાં સગાં છીએ, છતાં પણ આપણે આપણને સર્વને પ્રાપ્ત થએલ બુદ્ધિનો જુદીજુદી રીતે ઉપયોગ કર્યો છે. જીવ જંતુઓએ બુદ્ધિનો ઉપયોગ માત્ર જીવન ટકાવવા અને સંતતિની વૃદ્ધિ કરવા પૂરતો જ કર્યો છે; પરંતુ મનુષ્યે તે બુદ્ધિને અનેક દિશામાં બહલાવી છે; અને તેને પરિણામે જ તે સંસ્કૃતિના ઊંચામાં ઊંચા શિખરે ઊભો રહી શકે છે; તેમજ નીતિના છેલ્લામાં છેલ્લા પગથિયા ઉપર પણ તે ઉતરી શકે છે. એ બુદ્ધિ બળે જ શંકરાચાર્ય, ભાસ્કરાચાર્ય, રામમોહનરાય, દયાનંદ સરસ્વતી, ગાંધી, એરિસ્ટૉટલ, સૉક્રેટિસ, ન્યૂટન કે આઈનસ્ટાઈન થઈ શકે છે, તેમજ નીરો, રાસપુટીન અને તેના જેવા મનુષ્યો થઈ શકે છે.

આ વૈવિધ્યને પ્રેરનાર વૃત્તિઓનું બળ છે, અને તે સૃષ્ટિ માત્રમાં કાર્ય કરી રહી છે. વૃત્તિરૂપી ચૈતન્ય પ્રત્યેક જીવન્ત પ્રાણીમાં સામાન્ય છે. સૃષ્ટિ માત્ર માતાના ઉદરમાં એક કોશ (cell) રૂપેજ જીવન શરૂ કરે છે; એ રીતે સહુ સરખાં છે. એમીબા અને મનુષ્ય એક જ રીતે જીવન શરૂ કરે છે, પરંતુ એમીબા એમીબા જ રહે છે અને મનુષ્ય મનુષ્ય બને છે. તે શરીર સૌન્દર્યમાં સુધાકર જેવો અને બુદ્ધિમાં બૃહસ્પતિ જેવો વિલસી રહે છે.

## વૃત્તિ, બુદ્ધિ અને વાતાવરણ

વૃત્તિઓ વાતાવરણ અથવા સંજોગો અનુસાર જાગ્રત થાય છે. હસવાનો પ્રસંગ હોય ત્યારે મનુષ્ય રડતો નથી કેમકે વાતાવરણ એવું છે, એટલે વૃત્તિઓના ઉદયમાં વાતાવરણ ભાગ ભજવે છે. એ જ પ્રમાણે બુદ્ધિ પણ વાતાવરણ અને સંજોગો પ્રમાણે પોતાનાં સાધનો યોજે છે, એટલે વાતાવરણ અને સંજોગો પણ મનુષ્યજીવનની પ્રવૃત્તિઓમાં ભાગ ભજવે છે. પ્રવૃત્તિઓનું બળ વધે કે ઘટે એનો આધાર આસપાસની પરિસ્થિતિ ઉપર છે. આસપાસનું વાતાવરણ મનુષ્યની વૃત્તિઓમાં પ્રબળ પરિવર્તન કરી શકે છે, એટલે મનુષ્યના ઘડતરમાં

વાતાવરણ પણ બુદ્ધિની માફક ભાગ ભજવે છે. જો ધ્યેયલક્ષી વૃત્તિઓ બીજ છે તો વાતાવરણ ખાતર છે. જેમ બીજ વિના ખાતર કાંઈ કરી શકે નહિ તેમજ ખાતર વિના બીજ પણ વૃદ્ધિ પામે નહિ. જેમ વૃક્ષઉછેરમાં ખાતરને મહત્ત્વનું સ્થાન છે તે જ પ્રમાણે શિક્ષણને જીવનના ઘડતરમાં મહત્ત્વનું સ્થાન છે. શિક્ષણ વિના મનુષ્ય પ્રાથમિક દશામાં રહે; પરંતુ શિક્ષણની શક્તિઓને પણ મર્યાદા છે. શિક્ષણથી આપણે બાળકનું જીવન આપણી ઈચ્છાનુસાર ઘડી શકતા નથી. બાળક માટીનો પિંડો નથી કે જેમાંથી આપણે મનગમતો આકાર રચી શકીએ. એ નિર્જીવ વસ્તુ નથી, એ જીવંત વસ્તુ છે, એને સ્વયંસ્ફૂર્તિ છે, એ જીવન-વિકાસના નિયમોને અધીન રહીને વર્તે છે. આ પ્રમાણે શિક્ષણ વૃત્તિઓને વશ બનીને તેમને કેળવે છે.

આ પ્રમાણે ત્રણે બળો મનુષ્યજીવનમાં ભાગ ભજવે છે. એમાં સહુથી પ્રથમ સ્થાન આપણે વૃત્તિઓને આપીએ છીએ. વૃત્તિઓ એ ડાયનેમો છે; બુદ્ધિ અને સંજોગો તેમાંથી ઉત્પન્ન થયેલી વિદ્યુત સર્વ સ્થળે પહોંચાડવાનું કાર્ય કરે છે. વૃત્તિમાંથી ઉત્પન્ન થયેલ શક્તિદ્વારા મનુષ્ય વાતાવરણમાંથી અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત કરે છે, જીવનની સારી કે ખરાબ, ઊંચી કે નીચી ફિલસૂફી ઘડે છે, અને આદર્શો, મનોરથો કે ઈચ્છાઓ સેવે છે. એ સર્વને સિદ્ધ કરવાનો રસ્તો બુદ્ધિ દર્શાવે છે. વૃત્તિ, સંજોગો અને બુદ્ધિ-બન્નેનો ઉપયોગ કરીને પોતાનું કાર્ય આગળ ધપાવે છે. મનુષ્ય એટલે માત્ર વૃત્તિઓને જોરે કાર્ય કરતું પ્રાણી નહિ, મનુષ્ય એટલે કેવળ વારસા-પ્રાપ્ત શક્તિ ઉપર વેપાર કરનાર પ્રાણી નહિ, મનુષ્ય એટલે માત્ર વાતાવરણને અધીન રહી પરવશ બનેલ પ્રાણી નહિ, મનુષ્ય એટલે કેવળ બુદ્ધિવૈભવમાં રાચતું પ્રાણી નહિ. મનુષ્ય શક્તિનું એવું કેન્દ્ર છે જે વૃત્તિથી પ્રેરાઈને બુદ્ધિએ સૂચવેલા રસ્તા અનુસાર સંજોગો અને વારસાનો ઉપયોગ કરે છે. સારામાં સારું વાતાવરણ અને સારામાં સારો વારસો કોઈ વ્યક્તિને પ્રાપ્ત થયો હોય છતાં પણ તે ખરાબ બની શકે છે, અને ઊલટું, ખરાબમાં ખરાબ વાતાવરણ અને વારસો કોઈ વ્યક્તિને પ્રાપ્ત થયો હોય તો પણ તે સારો બની શકે છે. પ્રસિદ્ધ અમેરિકન બાઈ હેલનકેલર આ વિધાનનું ઉજ્જવળ દૃષ્ટાંત પૂરું પાડે છે. તે બાઈ અંધ, બહેરી અને મૂંગી હોવા છતાં પણ અભ્યાસ કરી શકી અને પુસ્તકો લખી શકી. પ્રતિકૂળ સંજોગોમાં પણ મનુષ્ય પુરુષાર્થથી શું કરી શકે છે એ આ દાખલા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. સરસ વાતાવરણમાં ઉછરેલા હોવા છતાં, સર્વ પ્રકારની અનુકૂળતા હોવા છતાં પણ વ્યક્તિ કાંઈ કરી શકતી નથી એનાં દૃષ્ટાંતો ઈતિહાસના પાને પાને નજરે ચડે છે. પુરુષાર્થ, ચૈતન્ય એ પ્રથમ વસ્તુ છે, અને બુદ્ધિ, વાતાવરણ, વારસો એ પછી આવે છે એટલું જ આ ઉપરથી ફલિત થાય છે; જો કે મનુષ્યની પ્રગતિ સમજવામાં એ સર્વનું મહત્ત્વનું સ્થાન છે. ચૈતન્યવાદને અંતે જે નિર્ણય ઉપર આપણે આવ્યા હતા તે જ નિર્ણય ઉપર આપણે આ પ્રમાણે બીજી રીતે આવીએ છીએ.*

મનુષ્યની પ્રવૃત્તિઓમાં વૃત્તિની આસપાસ બુદ્ધિનાં થર એવાં બાઝયાં હોય છે કે વૃત્તિનું બળ ઓળખવું મુશ્કેલ થઈ પડે છે; વૃત્તિનાં બળ કરતાં બુદ્ધિનું બળ વધી જાય છે એટલે આપણે મનુષ્યને બુદ્ધિશાળી પ્રાણી કહીએ છીએ; પરંતુ આપણે 'પ્રેરણા અને વૃત્તિના'× પ્રકરણમાં જોઈ ગયા એ પ્રમાણે એ શબ્દો સાપેક્ષ દૃષ્ટિએ જ વપરાય છે.

---

* જુઓ નૂતનશિક્ષણ ૧૯૪૧; પૃ. ૪૧ ચૈતન્યવાદ.

× જુઓ નૂતનશિક્ષણ: મે ૧૯૪૨.



# કેમ્બ્રીજની શાળાઓ*

: રૂપાંતરકાર :
શ્રી. મણિભાઈ પટેલ
આચાર્ય · ભારત વિદ્યાલય . કરાડી

[ ૨ ]

પરદેશી ભાષા

ત્યાંની શાળાઓમાં પરદેશી ભાષાને માધ્યમ તરીકે સ્થાન નથી. આપણા દેશમાં માધ્યમ તરીકે અંગ્રેજી ભાષાને અતિમહત્ત્વનું સ્થાન અપાએલું છે. મેટ્રિક થતાં થતાં આપણા વિદ્યાર્થીઓને 'શેલ' અને 'વીલ'ના ઉપયોગો, કોમ્પ્લેક્સ સેન્ટન્સ, ક્લોઝીઝ, ફંકશન્સ–એવી અનેક ગોખણપટ્ટીઓ કરવી પડે છે. ભોગજોગે મેટ્રિક થતાં થતાં નપાસ થાય તો એ વર્ષમાં બબ્બે કે ત્રણત્રણ વખત પણ આ નીરસ ગોખણપટ્ટીઓ કરવી પડે છે. અને ધારો કે એ મેટ્રિક પાસ થયો અથવા તો ન થયો–પણ તેને વાસ્તવિક જીવનમાં આ ગોખણપટ્ટી કયાં આગળ જરૂરતી થઈ પડે છે તે સમજાતું નથી. પાસ થનારને કદાચ નોકરી મળી એમ માની લઈએ. જો કે ૧૦ માંથી એક જ જણને નોકરી મળે છે; બાકીના નવ જણને તો પોતાનું જીવન જુદા ક્ષેત્રમાં નાખવાનું હોય છે. નોકરી કરનારને વ્યાકરણની કરેલી ગોખણપટ્ટી કામ આવતી નથી. ઓફિસમાં કે બેન્કમાં તેને 'શેલ' અને 'વીલ'ના ઉપયોગની જરૂર પડતી નથી. ક્યાં તો ફાઈલો ઉથલાવવાની હોય છે, તેની નકલો કરવાની હોય છે અથવા તો અંગ્રેજી આંકડાઓ ઉકેલવાના હોય છે. અને આ બધાં જ કામકાજ એવા પ્રકારનાં છે કે સામાન્ય ગૂજરાતી લખી વાંચી જાણનાર પણ કરી શકે. ગૂજરાતી લખી વાંચી જાણનાર આ કામ હાલ નથી કરી શકતો કારણકે બધું અંગ્રેજીમાં રાખવામાં આવે છે. એટલે આ ઉપરથી એટલું તો ખરું જ કે મેટ્રિક પાસ થઈ નોકરી કરનારને પણ શાળાઓમાં કરેલી ગોખણપટ્ટી કામ આવતી નથી. ભાષાનો અર્થ સમજવા જેટલા જ્ઞાનની જરૂર ખરી.

હવે જે નોકરી કરતા નથી, અને જુદા જુદા ધંધાઓમાં જોડાય છે તેને પણ એ ગોખણપટ્ટી નથી કામ આવતી. ધંધામાં ન પડનાર એવા જે પોતાના ગામડાં ગામમાં જાતે વસે છે તેને તો ભાષા ભૂલવી પડે છે. તેને ભાગ્યે જ બાર મહિનામાં એકાદ બે તાર વાંચવાના આવતા હશે અથવા તો અંગ્રેજીમાં વાત કરવાનો એકાદ પ્રસંગ મળતો હશે. એટલે આ પરિસ્થિતિમાં ચોટલી બાંધીને ગોખેલા 'શેલ' અને 'વીલ'ના ઉપયોગ કે ક્લોઝીઝ નકામાં થઈ પડે છે. આપણા વિદ્યાર્થીઓને તે સહાયક નથી.

ઈંગ્લંડની શાળાના વિદ્યાર્થીની સ્થિતિ આથી જુદી જ છે, ત્યાં ફ્રેન્ચ કે જર્મન ભાષા જરૂર પૂરતી શીખવાની હોય છે. ત્યાં બીજા દેશની ભાષા માધ્યમ તરીકે નથી પણ જરૂર પૂરતી છે. ધંધામાં જોડાનાર, પ્રવાસે જનાર કે ઈતિહાસ ભૂગોળનો ઊંડો અભ્યાસ કરનાર કે પર ભાષાઓના સાહિત્યનો રસાસ્વાદ ચાખવા ઇચ્છા ધરાવનાર આ સર્વે પોતપોતાની દૃષ્ટિએ જેટલી જેટલી જરુર હોય, તે પ્રમાણે તે ભાષા શીખે છે.

મેકોલે

હાલની વખોડાએલી શિક્ષણપદ્ધતિની યોજના કરનાર મેકોલેને ખૂબ નિંદવામાં આવે છે. પણ મેકોલેએ જ્યારે આ યોજના કરી ત્યારે અંગ્રેજી ભણેલાઓની આજની બૂરી હાલત કરવાનો તેનો ખ્યાલ ન હતો. તેમ જ માતૃભાષાને સ્થળે અંગ્રેજી ભાષાને બેસાડી દેવાનો પણ તેનો વિચાર ન હતો. તેનો ખ્યાલ તો એ હતો કે ઉચ્ચ

* ત્રૈમાસિક Teaching માર્ચ '૪૨: શ્રી. ઈશકુમારના 'કેંબ્રીજ સ્કૂલ્સ' નામના લેખનું રુપાંતર. પહેલા હપતા માટે જુઓ નૂતનશિક્ષણ: મે '૪૨.

વર્ગના થોડાક જણ અંગ્રેજી શિક્ષણ પામે અને એ શિક્ષણ પામેલા પોતાના બીજા દેશબાંધવોમાં એ શિક્ષણદ્વારા મેળવેલા જ્ઞાનનો પ્રસાર પોતાની ભાષામાં કરે. પણ આપણે ત્યાં તો અંગ્રેજી શિક્ષણ લેનારનો ભારે ધસારો થયો અને અંગ્રેજી ભાષાને માધ્યમ બનાવ્યું અને તેનું પરિણામ એ,આવ્યું કે આજે ગ્રેજ્યુએટોને ભાગે પણ કારકુની જ આવી.

ઉચ્ચ પ્રાથમિક શાળાઓ

ઇંગ્લંડની કેળવણીનો મોભ ગણીએ તો ઉચ્ચ પ્રાથમિક શાળાઓ છે. કુલ વિદ્યાર્થીઓના માત્ર ૨૦ ટકા જ માધ્યમિક શાળાઓમાં દાખલ થઈ શકે છે, તે સિવાય બાકીના ૮૦ ટકા ઉચ્ચ પ્રાથમિક શાળાઓમાં દાખલ થાય છે. અને આ ૮૦ ટકા વિદ્યાર્થીઓ નથી પરીક્ષા આપતા કે નથી એક એક ધોરણમાં બબ્બે વર્ષ ગાળતા.

ઉચ્ચ પ્રાથમિક શાળાઓ પણ તેના આચાર્ય અને ત્યાંના સ્થાનિક સંજોગો પ્રમાણે જુદી જુદી રચનાવાળી હોય છે. આ શાળાઓમાં પણ સ્વાતંત્ર્ય મધ્યસ્થાને હોય છે અહીં પણ અભ્યાસક્રમ અને વર્ગોની સમાનતાની જડતા નથી હોતી. દરેક આચાર્ય તેની પોતાની રીતે કામ કરે છે. અને ઉપરી અમલદારોનો પૂરેપૂરો વિશ્વાસ ભોગવે છે. આચાર્યે અમુક વિષયો વિદ્યાર્થીઓને શીખવવા જોઈએ તેવું નથી. તે શીખવે કે ન પણ શીખવે, પણ શિક્ષણના કોઈ એક ઉપાંગમા તેણે કાર્યકુશળતા મેળવી લેવી જોઈએ.

શહેરની ઉચ્ચ પ્રાથમિક શાળાઓ ગામ પ્રાથમિક શાળાઓ કરતાં જરા જુદા પ્રકારની હોય છે. કારણ કે શહેરમાં સુખી કુટુંબોનાં છોકરાં આવતાં હોય છે. એટલે તેમને શીખવાતા વિષયો, તેમની તાલીમ, તેમનું શિક્ષણ જરા જુદા પ્રકારનું હોય છે. છતાં દરેક ઉચ્ચ પ્રાથમિક શાળામાં પછી તે શહેરની હોય કે ગામની હોય-તો પણ કળા અને હુન્નર ઉદ્યોગ શીખવાય છે. સુથારી કામ, છપ્પી કામ, બાગ કામ, ચિત્ર કામ, મધમાખી ઉછેર, રમકડાં બનાવટ વગેરે શિખવાય છે. છોકરીઓને રાંધણ કળા, શિવણ કળા, તથા ઘરગથ્થુ શાસ્ત્ર શિખવાય છે. વિદ્યાર્થીઓ કાર્યકુશળ કારીગર થતા નથી કારણ કે ૧૪ વર્ષની ઉંમર પહેલાં એ શક્ય નથી, પણ તે પોતાના હાથપગનો ઉપયોગ કરતાં શીખે છે, પોતાની શક્તિનો પરિચય કરે છે અને પોતાની જાતમાં વિશ્વાસ મેળવે છે. તેથી તેનું ચારિત્ર ઘડાય છે અને નાગરિકતાના પાઠ શીખે છે.

શહેરની ઉચ્ચ પ્રાથમિક શાળા

એક શાળાના પ્રદર્શનમાં ૧૪ વર્ષની નીચેના વિદ્યાર્થીઓએ શાસ્ત્રીય રીતે બનાવેલા 'નમૂનાઓ' (Models) જોયા તે ઉત્તમ હતા તેમાંનાં કેટલાકનાં નામ નીચે આપું છું.

Flushing cistern, Hero's engine, Branca's wheel, Railway signal operated by a solenoid, a fire alarm, anemometer, woking the governor principle, a two way stair lighting, an electric lift, microphone, etc.

ઉપરના નમૂનાઓ વિશે આપણા શિક્ષકો કે વિદ્યાર્થીઓ બહુ ઓછું જાણતા હશે પછી તે કેવી રીતે કામ કરે છે અથવા તો આપણે એવા નમૂનાઓ બનાવી શકીએ કે કેમ એ તો બહુ દૂરની વાત થઈ ગઈ. તે શાળામાં મેજીક લેન્ટર્ન, સિનેમા અને રેડિયોનો ઉપયોગ શિક્ષણનાં સાધન તરીકે સારી રીતે કરવામાં આવે છે. તથા જુદી જુદી વ્યાખ્યાનમાળાઓની યોજના પણ કરવામાં આવે છે. તે સત્રમાં સ્વીટ્ઝરલેંડની રમતો, અમેરિકાનો પ્રવાસી, હવાનું ભવિષ્ય, હિંદના ગામડાનું જીવન, હિમાલય વગેરે વ્યાખ્યાનો ગોઠવાયાં હતાં. મને હિમાલય પર બોલવાનું આમંત્રણ અપાયું હતું. મારા વ્યાખ્યાન પછી શિક્ષકો અને વિદ્યાર્થીઓએ આપણને વિચિત્ર લાગે તેવા કેટલાક સવાલો પૂછ્યા હતા. 'તમે કેટલા વાઘ હિમાલયમાં માર્યા હતા?'. 'તમારા ઘરમાં વાઘ આવે છે?' 'તમારે ઘેર કેટલા હાથી છે?'. 'ખિસ્સામાં સાપ રાખો છો?' સામાન્ય અંગ્રેજ હિંદ વિશે ઘણો અજ્ઞાન છે. તે હિંદ વિશે જે કંઈ થોડી ઘણી માહિતી મેળવે છે તે તેણે કીપલીંગની વાર્તાઓ પરથી મેળવેલી હોય છે. વળી સામાન્ય રીતે માબાપો પાસેથી પણ એવી જ માહિતી તેમને મળે છે કે હિંદ એ રાજા મહારાજાઓ અને શેઠ

સોદાગરોનો દેશ છે. દરેકને ગાંધીજી વિશે થોડી ઘણી માહિતી તો હોય છે. ત્યાંના વિદ્યાર્થીઓએ જેટલા સવાલો પૂછ્યા તેટલા બુદ્ધિશાળી સવાલો આપણા વિદ્યાર્થીઓ ભાગ્યે જ પૂછી શકે !

આ શાળાઓની વિશેષતા ટૂંકા અને લાંબા પ્રવાસોની છે. કારખાનું, ઐતિહાસિક સ્થળ કે કેળવણીનું સ્થળ–આ ત્રણ પૈકી ગમે તે એક સ્થળે આ વિદ્યાર્થીઓને મહિનામાં એક વખત લઈ જવામાં આવે છે. તે તેમના સમારંભો પણ ગોઠવે છે અને તેમાં નૃત્ય, મોટર સાયકલીંગ, બૉક્સીંગ, રાઈફલ શુટીંગ–વગેરે ભાત ભાતના કાર્યક્રમો હોય છે. વિદ્યાર્થીઓ જ આ બધું ગોઠવે છે અને તેમાંથી ૪૨ પાઉંડ મેળવેલા તે સિનેમા પ્રોજેક્ટર ખરીદવામાં આપી દીધેલા.

ગ્રામશાળા

શહેરની શાળાઓ કે જ્યાં ડઝન ગ્રેજ્યુએટ શિક્ષકો રોકેલા હોય અને બુદ્ધિપ્રધાન કેળવણી પ્રત્યે વધુ લક્ષ અપાતું હોય તેના કરતાં જુદી જ ઢબની શાળાઓ ગ્રામશાળાઓ હોય છે; ત્યાં મોટેભાગે ખેતીવાડી અને હાથ ઉદ્યોગ ઉપર વધુ લક્ષ અપાય છે. આવી શાળામાં મોટે ભાગે વધુ ગરીબ અને કંઈક અંશે ઓછી બુદ્ધિશાળી જનતામાંથી વિદ્યાર્થીઓ આવે છે એટલે તેમને તેવી જ જાતની તાલીમ આપવી જોઈએ. હું આવી એક શાળા જોવા ગયો હતો. એક જૂના દેવળમાં બે ઓરડાની વચ્ચે પડદો નાખીને ત્રણ ઓરડા બનાવી લઈને આ શાળા પોતાના ત્રણ વર્ગો ચલાવતી હતી. રમતગમત તો શું પણ કવાયત કરાવવા માટે જોઈતી ખુલ્લી જગાવાળું આગળ મેદાન ન હતું અને તે વખતે મને મારી માતૃભૂમિ પંજાબની એકાદ શાળાનું સ્મરણ થયું અને સરખામણી કરવા મંડી પડ્યો. પંજાબની એકાદ પ્રાથમિક શાળા અહીંની શાળા કરતાં વધારે મોટું મકાન, વિશાળ મેદાન, અને રમતગમતનાં વધારે સાધનો ધરાવતી હતી. અહીંની શાળામાં પાંચ વર્ષથી માંડીને ૧૪ વર્ષની ઉંમર સુધીના લગભગ ૭૦ વિદ્યાર્થીઓ આવતા હતા. અને ઉમ્મર પ્રમાણે ત્રણ જૂથ પાડેલાં હતાં. ૫ થી ૮, ૮ થી ૧૧ અને ૧૧ થી ૧૪ ત્યાંના આચાર્ય લગભગ તેર વર્ષથીયે વધારે વખત થયાં તેજ શાળામાં છે. આ આચાર્યના કાર્યથી કેળવણી અમલદારને પૂરતો સંતોષ હતો અને શાળા માટે નચિંત હતા. આ આચાર્યને સુથારી કામમાં ઘણો રસ હતો અને તે શાળાની તે વિશેષતા થઈ પડી હતી. તે શાળાનું તમામ રાચરચીલું ત્યાંના વિદ્યાર્થીઓએ બનાવેલું હતું. સુથારી વર્ગ માટે જોઈતું છાપરું તેમણે ઊભું કર્યું હતું. અને ગામના લોકોની સામાન્ય જરુરિયાતોની ચીજો ઘડી આપવાનું કાર્ય આ શાળામાં થતું હતું. છોકરીઓને કપડાં ધોવાની કળા શીખવવામાં આવતી હતી. આ બધાં છોકરાંને ગણિત અને એલજીબ્રા કે ભૂમિતિ કાગળ પર કે પાટિયા પર શીખવવામાં આવતાં ન હતાં પણ તેમના ઉદ્યોગની સાથે સંકળાઈને જેટલી જરૂર પડે તેટલું જ શીખી લેતાં હતાં. [ અપૂર્ણ ]

નૂતનશિક્ષણ સંઘ, સૂરતના આશ્રયે મળેલું

# બૃહદ્ ગૂજરાત આચાર્ય સંમેલન+

[ દિવસ : તા. ૧૩-૧૪-૧૫ ઓકટોબર ૧૯૪૧
સ્થળ : સાર્વજનિક હાઈસ્કૂલ, નાનપરા-સૂરત ]

[ ૯ ]

## અભ્યાસેતર પ્રવૃત્તિઓ*

શ્રી. શંકરપ્રસાદ ઉત્તમરામ શુકલ
એમ. એ., ટી. ડી. બાર-એટ-લૉ
આચાર્ય • હંસરાજ મોરારજી પબ્લીક સ્કૂલ • અંધેરી

અમારી ગૃહ-શાળા હોવાથી ઇતરપ્રવૃત્તિઓ માટે અમને બહોળો અવકાશ મળે છે; પરંતુ દિવસે ચાલતી સામાન્ય શાળાઓ પણ એવી અનેક ઇતર પ્રવૃત્તિઓની યોજના કરી શકે.

અભ્યાસેતર પ્રવૃત્તિઓની સફળ યોજના માટે કેટલીક બાબતો આવશ્યક છે: (૧) ઉત્સાહી શિક્ષકો; (૨) સુયોજના [ Planning ]-જેમાં નાની નાની વિગતો પર પણ ધ્યાન આપવામાં આવે. એ યોજના સર્વાંશે સંપૂર્ણ ને વ્યવસ્થિત હોવી જોઈએ. (૩) કાર્યક્રમની ગોઠવણી ને યોજનાની ઘણીખરી જવાબદારી વિદ્યાર્થીને શીર નાખી તેમનો રસ જાગૃત કરવો અને (૪) શાળાના સંચાલકો તરફથી તેમને સક્રિય સહકાર તેમજ યોગ્ય માર્ગદર્શન મળવાં જોઈએ.

અમારી શાળામાં ઇતિરપ્રવૃત્તિઓ બધી જ વ્યવસ્થિત યોજાયેલી હોય છે અને અમે એ હાથ ધરીએ છીએ કેમકે અમારી માન્યતા છે કે એ દ્વારા શિષ્યો ઘણું શીખે છે તેમજ એમાં જો એ એમણે સક્રિય ભાગ ન લીધો હોય તો એમની કેળવણી પરિપૂર્ણ બની શકે નહિ. સત્ય હકીકત તો એ છે કે શાળાના ઓરડામાં અપાતા શિક્ષણ કરતાં આ પ્રવૃત્તિઓ ઉત્તમતર કેળવણી અર્પે છે. શાળાના ઓરડામાં તો ફક્ત શિક્ષણ [ instruction ] અપાય છે-કેળવણી જેવું કાંઈ જ નથી.

અભ્યાસેતર પ્રવૃત્તિઓ અનેક પ્રકારની હોય છે. થોડીક ગણાવું: શાળા-સભા (અથવા વર્ગ-સભા); શાળાપત્ર (અથવા વર્ગ-પત્ર); શાળા-વિવાદ સભા કે શાળા નાટયગૃહ; હૉબીઝ કલબ; સંગીત કે કળામંડળ; નૈસર્ગિક અભ્યાસ મંડળ; ઉદ્યાનકામ; બહારની સહેલગાહો; મુસાફરીઓ; કારખાનાં, મ્યુઝિયમ, કલામંદિર, જાહેર સ્થળો, મકાનો કે ઑફિસો (બેન્કો; પોસ્ટ ઑફિસ; રેલ્વે-સ્ટેશન; કોલેજો, સ્થાનિક બજારો, છાપખાના, મોટા સ્ટોરો), વગેરે સ્થળોની મુલાકાતો; વળી જાહેર જલસાઓ, સિનેમા, નાટયપ્રયોગો, રમતગમતો, સભાઓ, પ્રદર્શનો, મેળો વગેરે પણ ઇતિરપ્રવૃત્તિ અંગે સમાવી શકાય.

---

+ આ હેવાલના ત્રણ હપ્તા 'નૂતનશિક્ષણ'ના માર્ચ, એપ્રિલ અને મે માસના અંકમાં પ્રકટ થયા છે.

* આ વિષય પરના પોતાના અનુભવો સંમેલનમાં રજૂ કરવાને શ્રી. શંકરપ્રસાદ શુકલને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. પરંતુ છેલ્લે દિવસે માંદગીને કારણે સુરત આવવાનું મોકુફ રાખવાની તેમને ફરજ પડી. આ નિબંધ સંમેલનમાં રજૂ કરવાને એમણે તૈયાર કર્યો હતો. શ્રી. રણછોડદાસ મહેતાએ એનો ગૂજરાતીમાં અનુવાદ કર્યો છે તે અહીં પ્રગટ કરતાં અમને આનંદ થાય છે.

શિક્ષકો આ બધી વસ્તુઓમાં રસ લે તો એ સર્વ પ્રવૃત્તિઓ હાથ ધરી શકાય તેમજ સફળ રીતે પાર પાડી શકાય. દરેક શિક્ષક બધી વસ્તુઓમાં રસ દર્શાવી ન શકે પરંતુ શાળાના શિક્ષક સમુદાયમાંથી એકએક શિક્ષક એને ગમે તે એક યા બીજી પ્રવૃત્તિમાં રસ લેવા તત્પર હોવો જોઈએ; કદાચ એના વર્ગ કે સમૂહ પૂરતી બે ત્રણ પ્રવૃત્તિઓ એક શિક્ષક સહેજે હાથ ધરી શકે. એ પ્રવૃત્તિ હાથ ધરનાર વ્યક્તિને તેની યોજના તથા કાર્ય માટે પૂરતી સગવડ મળવી જોઈએ તેમજ તેના સહકાર્યકરો તરફથી જરૂર હોય ત્યાં યોગ્ય સહકાર મળવો જોઈએ. વળી એ પ્રવૃત્તિના દરેક કાર્યક્રમમાં બની શકે તેટલા શિક્ષકોએ ભાગ લેવો જોઈએ કે હાજરી આપવી જોઈએ. એક જ વ્યક્તિનું એ કાર્ય ન બની જવું જોઈએ ને બીજા ફક્ત પ્રેક્ષકો કે ટીકાકારો બની ન બેસે તે પણ ધ્યાન રાખવું જરૂરી છે. ઉપરાંત દરેક પ્રવૃત્તિ માટે પૂરતો સમય, સાધનો ને નાણાં આપવાં જોઈએ; નહિ તો કોઈ પણ સુંદર પ્રવૃત્તિ અભ્યાસના આખા વર્ષ દરમિયાન નભી નહિ શકે.

આ પ્રવૃત્તિઓ શાળાનું સામાન્ય ને સ્વાભાવિક કાર્ય બને અને ઉત્તમ રીતે પરિણમે એ હેતુસર સત્રની શરૂઆતમાં જ પૂર્ણ યોજના ઘડાવી જોઈએ. દરેક વિષય અંગે વિગતવાર યોજના ઘડવા શિક્ષકોની સભા થવી જોઈએ; દરેક કાર્યક્રમના કલાકો ને તારીખો નિશ્ચિત થવાં જોઈએ; દરેક અઠવાડિયે કાર્યક્રમ થતા હોય તો સમય અને દિવસ નક્કી કરી દેવા જોઈએ. વળી જ્યાં અગાઉથી માહિતી મેળવવાની આવશ્યકતા હોય ત્યાં જલદીથી કામનો પ્રારંભ કરવો જોઈએ કે જેથી સમયસર જોઈતી સર્વ વિગતો મળી જાય અને જેમને તેની જરૂર હોય તેમને તે વિગતો પૂરી પાડી શકાય. ગમે તે રીતે ઇતર પ્રવૃત્તિઓ હાથ ધરાય છે તેથી જ એમાં ખામીઓ કે ઊણપો માલૂમ પડે છે. છેલ્લી ઘડીએ કાર્યક્રમો ઘડાય ને તેથી જ માનસિક તેમજ શારીરિક શક્તિનો હ્રાસ થાય છે; ઉતાવળથી કામ કરવાનું આવી પડે છે અને બધું ત્રાસજનક લાગે છે; પ્રારંભથી યોજના વિચારાઈ ન હોવાથી એવા કાર્યક્રમો અંગે ગુસ્સો, બેદીલી વગેરે ઉત્પન્ન થાય છે ને ફાયદો ન થતાં નુકસાન ઊપજે છે.

સાધારણ યોજનાયુક્ત કાર્યક્રમ રાખવો ને તે પાર પાડવો બહેતર છે પરંતુ કોઈ એક ઘડીના તરંગ પ્રમાણે ચાલવું ઇષ્ટ નથી. આ બધી પ્રવૃત્તિઓ કેળવણી અંગે છે એ હકીકત ભુલાઈ ન જવી જોઈએ અને વિદ્યાર્થીઓને જે કાર્યક્રમો લાભપ્રદ ન બને તે હાથ ન જ ધરવા. યોજનામાં જડતા ન આવવી જોઈએ તેમજ ખાલી ચીલો ન પડી જવો જોઈએ. આગળથી યોજના ઘડી દેવાય છે માટે એમાં કાંઈક નવીન તત્ત્વ દાખલ ન જ કરાય એવી વૃત્તિ થાય તો જૂના ચીલાના ગુલામ બની જવાય. આપણે એવા કાર્યક્રમો યોગ્ય હદે ચેતનવંતા બનાવવા ઇચ્છીએ છીએ. સમય, મોસમ તેમજ વધુ અગત્યના કાર્ય તરફ લક્ષ આપવાની જરૂર ઊભી થાય તો પહેલેથી યોજાયેલા કાર્યક્રમમાં પણ યોગ્ય ફેરફાર કરવાને આપણે તત્પર રહેવું જોઈએ. આ બધી પ્રવૃત્તિઓની યોજના તેમજ કાર્યપદ્ધતિ વિશે થોડીક સૂચનાઓ આવશ્યક છે:

**શાળા-સભા:**–[ School Assembly ] અમારે ત્યાં સવારમાં કાર્યના પ્રારંભ પહેલાં કે દિવસને અંતે ૨૫ કે ૪૦ મિનિટની સભા રાખવામાં આવે છે. કાર્યક્રમને પ્રારંભે એક નાની પ્રાર્થના હોય છે ને તેને અંતે એક રાષ્ટ્ર ગીત કે સમૂહ ગીત હોય છે–દા. ત. 'જનગણ' અથવા 'વંદેમાતરમ્'. કાર્યક્રમમાં ગીતો હોય, મૌખિક કવિતા હોય, ભાષણો હોય, નૃત્યો હોય અથવા સંવાદો કે નાટકોના ભાગો હોય, કોઈ નાટકનું દશ્ય હોય કે કોઈ વાર્તા નાટક રૂપે દર્શાવાય અથવા સંગીત ને વાજીંત્રવાદન હોય. શિક્ષકો પણ કાર્યક્રમમાં ફાળો આપતા રહે છે તેમજ પ્રારંભમાં કે અંતે શાળાની જાહેરાતો કે પરિપત્રો વિદ્યાર્થીઓ સમક્ષ મુકાય છે. વળી સાહિત્ય કે વિજ્ઞાન પર ટૂંકા વાર્તાલાપ અત્રે જ થાય છે; વિદ્યાર્થીઓ સામાન્ય ગૂઢ પ્રશ્નો પણ અહિંયા જ પૂછે છે ને તેના ઉત્તરો ત્યાંજ મળે છે. આમ પોતાની સર્જનાત્મક શક્તિનો વિદ્યાર્થીને ખ્યાલ આવે છે, તેઓ કુદરતી બક્ષીસો ખીલવી શકે છે, સભાક્ષોભમાંથી ઊગરી જાય છે, તેઓ વ્યવસ્થિત રીતે વિચાર કરતાં શીખે છે, તેમજ પોતાની અનેક શક્તિઓ વધુ ઉપયોગી રીતે દર્શાવી શકે છે. આજ બધી વસ્તુઓ એમને પરોક્ષ રીતે શીખવાય તેના કરતાં

એઓ પ્રત્યક્ષ રીતે કામ કરી જે માહિતી કે અનુભવ મેળવે છે તે વધુ ફાયદાકારક નીવડે છે. પ્રેક્ષકવર્ગ તરીકે પણ તેઓ કુદરતી વર્તન રાખતાં શીખે છે. પોતાની કક્ષા કે વર્ગ પ્રમાણે જ શિષ્યો કાર્યક્રમ રજૂ કરે છે. આવા કાર્યક્રમ સાથે સંગીતશિક્ષક તેમજ ભાષાશિક્ષક સંકળાયેલા હોય છે એટલે સામાન્યતઃ ચોક્કસ ધોરણ સચવાય છે ને ઉત્તરોત્તર ઉત્તમતર કાર્યક્રમો રજૂ થતા જાય છે. કાર્યક્રમ નિયમિત રજૂ થાય એટલા માટે દરેક વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતી એક નાની વ્યવસ્થા સમિતિ હોય છે ને એક યોગ્ય શિક્ષક તેને પ્રમુખપદે હોય છે.

દરેક શાળા આવો કાર્યક્રમ રજૂ કરી શકે એમ છે; એક સપ્તાહમાં એક કે બે શાળા-સભા થઈ શકે. કોઈ પણ શાળા રંગભૂમિ અંગેનો થોડો સરસામાન ખરીદી શકે એમ છે; સાધારણ રીતે સામાન્ય વસ્તુઓ બજારમાં સહેલાઈથી મળી શકે એવી હોય તેજ ખરીદવા ઉત્તેજન આપવું.

**શાળા વિવાદ-સભા :** દરેક સુવ્યવસ્થિત શાળામાં આ પ્રવૃત્તિ હોવી જ જોઈએ દરેક શાળામાં વિવાદ શક્તિને પૂરતા અવકાશ તેમજ ઉત્તેજન આપવામાં આવતા નથી. આખા સત્ર માટેનો કાર્યક્રમ અગાઉથી ઘડવામાં આવતો નથી. વિવાદના વિષયો છેલ્લે સુધી નક્કી હોતા નથી. વક્તાઓ પણ છેલ્લી ઘડીએ અથવા ઘણે મોડેથી નક્કી કરવામાં આવે છે અને તેથી જો કે વિવાદનો નિશ્ચિત સમય તો વ્યતીત થાય છે, છતાં એનાં સારાં પરિણામ ભાગ્યેજ જોવામાં આવે છે. અમે તો બધું આગળથી જ નક્કી કરી રાખીએ છીએ. વળી એ સમયે લગભગ બધા જ શિક્ષકો હાજર રહી શકે છે અને થોડા શિક્ષકો ઉભય પક્ષે વિદ્યાર્થીઓ પછી બોલે પણ છે. આમ વિદ્યાર્થીઓ સમક્ષ વક્તૃત્વકળાના સારા નમૂનાઓ રજૂ થયા કરે છે એક શિક્ષકની દોરવણી નીચે કાર્યક્રમ અંગે નાની સમિતિ હોય છે. વિવાદનો વિષય તે અઠવાડિયા માટે શાળામાં એક મોટો બનાવ બની રહે છે અને તે અંગે વિદ્યાર્થીઓને પુસ્તકો, લેખો વગેરે વાંચવાનું ઉત્તેજન મળે છે; અને એ રીતે વિદ્યાર્થીઓ ચોક્કસ વિષયની તરફેણમાં કે વિરુદ્ધમાં વિચારો મેળવી લે છે. ઘણા નાના વિદ્યાર્થીઓ મંચ પર આવતા શરમાય છે અને તેથી એમનો સભાક્ષોભ દૂર કરવા યોગ્ય પગલાં લેવામાં આવે છે. મોટા વિદ્યાર્થીના વિવાદ કાર્યક્રમોથી અલગ કાર્યક્રમ નાના વિદ્યાર્થીઓ માટે રાખવામાં આવે છે અને બહુ જ મહત્ત્વના પ્રસંગે એ બધા સામાન્ય વિવાદ માટે ભેગા થાય છે.

વિવાદ ઉપરાંત અમુક વિષય પર તૈયાર કરેલાં ભાષણો પણ વિદ્યાર્થીઓ રજૂ કરી શકે એવી ટેવ પાડવામાં આવે છે. 'શાળાની રમતો અને તે શા માટે રમાવી જોઈએ?' 'અભ્યાસેતર પુસ્તકો અને તેની યોગ્યતા' વિગેરે વિષયો પર ભાષણો અપાય, 'અમુક લેખકના લખાણ પર જુદી જુદી દૃષ્ટિ' પર બોલાય. પ્રસંગે પ્રસંગે અમુક નક્કી કરેલા વિષય પર ટૂંક સમયમાં જ બોલવાને વિદ્યાર્થીને કહેવામાં આવે ને એ રીતે વક્તૃત્વની સ્પર્ધા થાય છે.

વળી **શાળાની નાટ્યસભા કળા કે સંગીતમંડળ** નાટકના કાર્યક્રમો, સંગીતના જલસાઓ ગોઠવે છે. આ કાર્યક્રમો અગાઉથી જ સુવ્યવસ્થિત યોજાયેલા હોય છે; શિક્ષકો તરફથી યોગ્ય માર્ગદર્શન થાય છે; અને પૂરતાં સાધનો સોંપવામાં આવ્યાં હોય છે; કાર્યક્રમોની દોરવણી અને ગોઠવણી મોટે ભાગે વિદ્યાર્થીઓ જ કરે છે, અને શક્ય હોય તો માબાપોને પણ આમંત્રણ આપવામાં આવે છે; અને એ રીતે શિષ્યોને પૂરતું ઉત્તેજન મળે છે. દરેક સત્રને અંતે વિચિત્ર પહેરવેશની હરીફાઈ રાખવામાં આવે છે ને જાતજાતના વેશો કે પરિધાનોની માહિતી મેળવવા જુદા જુદા પ્રકારના લોકોનાં વસ્ત્રો તેમજ રીતભાતોની હકીકતો જાણવા વિદ્યાર્થીઓ ઉત્સુક બને છે. આવી રીતે પ્રત્યક્ષરીતે પ્રાપ્ત કરેલુ જ્ઞાન કદી ભુલાતું નથી અને ઇતિહાસ કે ભૂગોળના વર્ગમાં અપાતા જ્ઞાન કરતાં એ જ્ઞાન વધારે સચોટ હોય છે.

**સહેલગાહો-મુસાફરીઓ :** સત્ર દરમિયાન સ્થાનિક સ્થળો માટે સહેલગાહો યોજાય છે. સારે ગાળે ગાળે જુદાંજુદાં સ્થળોની મુલાકાતો ગોઠવાય છે. એમાં જે ભાગ લેવા માગતા હોય તેમને વખતસર વિગતો પૂરી પાડવામાં

આવે છે. આવી મુલાકાતો ભાગ લેનારાઓને ખરચાળ ન થઈ પડે કે વધારે પડતો શારીરિક કે માનસિક શ્રમ ન આપે તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. પગપાળે જવાની જરૂર લાગતી હોય તો અંતર એટલું બધું લાંબું ન હોવું જોઈએ કે સૌને થાક ચઢે. પડાવ નાખવાની જગ્યા પૂરતી રક્ષણવાળી ને પાણી વગેરેની સવલતવાળી હોવી જોઈએ. દરેક વિદ્યાર્થી યોગ્ય પોષાક પહેરે તે બાબત પર પણ ખાસ લક્ષ રાખવામાં આવે છે. પહેરવેશ સાદો હોય તો જ હલનચલનમાં ઠીક પડે છે. દા. ત. બાળકીઓનો ગણુ-પોષાક, મોજાં અને ચામડાંના જોડાં ચાલી શકે. જે જગ્યાની મુલાકાત લેવામાં આવે છે તેની ઐતિહાસિક તેમજ ભૌગોલિક મહત્તા વિશે વિદ્યાર્થીઓને વિચાર કરવાનું કહેવામાં આવે છે; તેમજ એ અંગે કાંઈક વ્યવહારુ કાર્ય ઊપાડી લેવાનું એમને શિર હોય છે. વર્ષ દરમિયાન દરેક વર્ગ માટે આવી દસેક સહેલગાહો ગોઠવવામાં આવે છે. આવી એક દિવસની મુલાકાતો ઉપરાંત દરેક સત્રમાં આખી શાળાનો એક કેમ્પ ગોઠવવામાં આવે છે. એમાં વિદ્યાર્થીઓને આઠ દિવસ બીજા જિલ્લામાં પડાવ નાખવાનો હોય છે. તે જિલ્લાના કોઈક મધ્યસ્થ સ્થળે એમનો પડાવ રહે છે અને એ આઠ દિવસના સમય દરમિયાન દરરોજ જિલ્લાના જુદા જુદા ભાગોની મુલાકાત માટે વિદ્યાર્થીઓને લઈ જવામાં આવે છે. અહિંયાં તેઓ પગપાળે લાંબું અંતર કાપે છે, ટેકરીઓ પર ચઢે છે ને આખો દિવસ ફરતા રહે છે; આથી એઓ દૃઢ મનના બને છે ને એક બીજાને મદદરૂપ થઈ પડે છે; નાની નાની અગવડો વેઠી લેવા તેઓ તૈયાર થાય છે. આ દિવસોમાં પોતાનું ઘણું ખરું કામ વિદ્યાર્થી જાતે તંબૂમાં આટોપી લે છે. વિદ્યાર્થી ઔદ્યોગિક ને ઐતિહાસિક સ્થળોની મુલાકાતો સારી રીતે લઈ શકે છે. રેલવે તરફથી સર્વ જાતની સગવડો મળી રહે છે ને સારી સંખ્યામાં વિદ્યાર્થીઓ ભેગાં થાય તો ખાસ ટ્રેઈન પણ દોડાવવામાં આવે છે. નાતાલમાં કે મોટી રજાઓમાં લાંબી મુસાફરીઓ ગોઠવાય છે.

**કેમ્પ અને મુસાફરીઓ વિશે:** સૌથી અગત્યનો મુદ્દો એ રહે છે કે અમે આગમચથી જ બધી તૈયારી કરીએ છીએ; પૂરતો વખત તેને માટે ગાળીએ છીએ. કાર્યક્રમ ગોઠવવાને આમ આગળથી જ પૂર્વ તૈયારી રાખેલી હોવાથી કાર્ય સુગમ બને છે; ઉપરાંત ઊપડવાને દિવસે પણ જેટલી તે સ્થળ માટે માહિતી મેળવવાની હોય તે મેળવી લેવાય છે. આમ વિદ્યાર્થી સમક્ષ તે વિગતો જતાં પહેલાં તેમજ ઊપડતી વખતે રજૂ થઈ જાય છે.

વળી બહુ જ ચીવટથી વિદ્યાર્થીની દેખરેખ રાખવામાં આવે છે. દરેક પંદર વિદ્યાર્થીના સમૂહ માટે એક શિક્ષક તો હોય જ. આવી કેમ્પો કે મુસાફરીઓ દરમિયાન એક કામચલાઉ ખબર-ખાતું ઊભું કરવામાં આવે છે અને મોટા વિદ્યાર્થીઓને તેમના સમૂહના નેતા તરીકે નીમી અનેક જાતની જવાબદારીઓ સોંપાય છે. કઈ કઈ જરૂરી વસ્તુઓ ને વસ્ત્રો સાથે લઈ જવાના હોય તેની અગાઉથી વિચારણા કરવામાં આવે છે ને બધી વિગતો અગાઉથી વખતસર પૂરી પાડવામાં આવે છે. મોટા વિદ્યાર્થીઓ એક નોંધપોથી રાખી પોતાના દૈનિક કાર્યક્રમનો ટૂંક હેવાલ ટાંચી રાખે છે. ફોટોગ્રાફીના શોખીન વિદ્યાર્થીઓને સારાં ચિત્રો લેવાની સુંદર તક મળે છે; વાત સાચી છે કે નાના વિદ્યાર્થીઓનું વલણ કેમેરા અંગે ખરચાળ રહે છે. વિદ્યાર્થી-ફોટોગ્રાફી-કલબની મદદથી શાળાના જુદા જુદા કાર્યક્રમો, મુસાફરીઓ અને કેમ્પોના ચિત્રોનું અમારી શાળાએ એક ઉત્તમ પ્રદર્શન રજૂ કર્યું છે. વળી મુસાફરીઓમાં એક ભય રહેલો હોય છે. નાના કે બિનઅનુભવી વિદ્યાર્થીઓ એક કે બે મુસાફરીઓમાં ગયેલા હોવાથી જે કાંઈ નવીન લાગે, આકર્ષણ ઉપજાવે એવું હોય તે ખરીદવા તત્પર બની રહે છે ને તેથી અયોગ્ય ખરચ કરી બેસે છે; આની તકેદારી રાખવા દરેક ટુકડીના નેતાને સૂચના આપવામાં આવે છે; આથી નકામો ખરચ થતો અટકે છે.

**ઉપયોગી જાહેર સંસ્થાઓની મુલાકાતો:** જે સ્થળે શાળા હોય તેની નજીકમાં આવેલી ઉપયોગી જાહેર સંસ્થાઓની મુલાકાતો યોજવામાં આવે છે. એ માટે દરેક વર્ગ કે સમૂહને અર્ધો દિવસ આપવામાં આવે છે. કારખાનાં, કળા-મંદિરો, મ્યુઝિયમો, બેન્કો, પોસ્ટ-ઓફિસો, રેલવે સ્ટેશન, જાહેર બજારો વગેરે સ્થળો કેળવણીની દૃષ્ટિએ અતિ ઉપયોગી છે. અમુક કક્ષાના વિદ્યાર્થીઓ માટે કઈ રીતે

સંસ્થાઓ ઉપયોગી છે તે અગાઉથી જણાવી દેવાય છે તેમજ તે જગ્યાએ પણ માહિતી અપાય છે. કેટલીક વખત ઘણી બાબતોની અગત્ય તેજ સ્થળે જણાવવામાં આવે છે; મ્યુઝિયમોમાં કળાના નમૂનાઓ કેમ ભેગા કરવામાં આવે છે તેનો વિદ્યાર્થીઓને ખ્યાલ આપવામાં આવે છે અને તેથી જાહેર સંસ્થાઓની શી ઉપયોગિતા છે તે પણ તેમને સમજાય છે. અંગત મુલાકાતથી દરેક સંસ્થાનું દૈનિક કાર્ય પણ સમજમાં આવે છે.

વળી વિદ્યાર્થીઓને જાહેર જલસાઓમાં, બિનધંધાદારી નાટકોમાં, સિનેમામાં, જાહેર હરિફાઈઓમાં કે પ્રદર્શનોમાં લઈ જવામાં આવે છે; ગમત સાથે જ્ઞાન મળે તે બાબત પર ખાસ લક્ષમા રાખવામાં આવે છે; છતાં એ બધી વસ્તુમાં જ્ઞાનની અગત્ય છે તે ભૂલી ન જવાય તેની તકેદારી રાખવામાં આવે છે. આને અંગેના કાર્યક્રમો આગમચથી તૈયાર ન કરી શકાય કારણ કે એ તો પ્રસંગાનુસાર યોજાય છે; પણ એમાંના થોડાકની મુલાકાતે વિદ્યાર્થીઓ જાય એ આવશ્યક છે; ત્યાંની મુલાકાત માટે શાળાએ ગોઠવણ કરવી જોઈએ. વિદ્યાર્થીઓ એકલા ગમે તેમ અણદોરવાયેલા એવે સ્થળે જઈ ચડે તેના કરતાં તેમની ખાસ વ્યવસ્થિત મુલાકાતો થાય તો શાળા તેમજ વિદ્યાર્થી બન્નેને ફાયદાકારક થઈ પડે.

**શાળાપત્ર અને હોબીઝ ક્લબ :** અમારી શાળા એક પત્ર અને હોબીઝ ક્લબ પણ ચલાવે છે. ઘણી શાળામાં શાળા-પત્ર હોય છે પરંતુ વ્યવસ્થાની દૃષ્ટિએ તેમાં ઊણપો દેખાય છે. હસ્તલિખિત શાળા-પત્ર કેટલીક વાર તાત્કાલિક ઊભું કરવામાં આવ્યું હોય છે; થોડાક લોકોના ઉત્સાહ કે તરંગનું એ પરિણામ હોય છે; પરંતુ અમારી શાળામાં એ કાર્ય ભાષાશિક્ષકો યોજે છે અને એ દ્વારા ઘણું સુંદર સર્જન વિદ્યાર્થીઓ કરી શકે છે. શાળાપત્રને યોગ્ય રીતે ચલાવવા એક નાની વિદ્યાર્થીસમિતિ હોય છે; પછી એ પત્ર માસિક હોય કે ત્રૈમાસિક કે વાર્ષિક હોય. દરેક અઠવાડિયે અમારે ત્યાંતો **ભીંત-પત્ર** પણ પ્રગટ થાય છે. આ પત્રોમાં અમારા વિદ્યાર્થીઓ સારો રસ બતાવી રહ્યા છે. ભીંત-પત્ર તો વિદ્યાર્થીઓને ખૂબ ગમી ગયું છે ને શાળામાં એનું સુપરિણામ દૃશ્યમાન થાય છે. આ પત્રો શાળાની જુદી જુદી પ્રવૃત્તિઓની નોંધ લે છે અને શાળાના ભવિષ્યના કાર્યક્રમની જાહેરાત પણ કરે છે. ભીંત-પત્રોનો વિચાર આગળ ધપાવી શકાય એમ છે અને વિદ્યાર્થીઓ જે જે ભાષા બોલતા હોય કે શીખતા હોય તે તે ભષામાં એની અનેક આવૃત્તિઓ પણ પ્રગટ થઈ શકે.

શિક્ષકમંડળના દરેક સભ્યને શિર કોઈ કોઈ અભ્યાસેતર પ્રવૃત્તિ રહે છે. સત્રની શરૂઆતમાં દરેકને તે અંગેની કામની જવાબદારી આપી દેવાય છે, વળી સમયના અભાવે કે શિક્ષકોની નિરસતાથી કોઈ પણ પ્રવૃત્તિ મારી ન જાય તેની કાળજી રાખવામાં આવે છે. સત્રને અંતે વિદ્યાર્થીઓના મંત્રીઓ કે તે કાર્યની સમિતિના મોટ સભ્યો કાર્ય અંગેનો અહેવાલ તૈયાર રાખે અને તેથી દરેક ખાતા અંગે કેટલી સફળતા કે નિષ્ફળતા મળી તેનો ખ્યાલ આવી જાય છે. દરેક વિદ્યાર્થી આવી પ્રવૃત્તિઓ દ્વારા એક ઉત્તમ નાગરિક બને તેની અમે ખાસ દરકાર રાખીએ છીએ; તેમાં વિદ્યાર્થીઓના નેતાઓ તો આદર્શ નાગરિક બને એવું વર્તન રાખે તેનો આગ્રહ રાખવામાં આવે છે. બીજા વિદ્યાર્થીઓ પર ફક્ત હકુમત ચલાવે કે શેઠાઈ કરે કે દાદાગીરી કરે તેવા શિષ્યોને પહેલેથી જ અંકુશમાં રાખવામાં આવે છે.

આવી પ્રવૃત્તિઓ-ફાયદાકારક તો છેજ. પરંતુ તેનું ઉત્તેજન રફતે રફતે રીતસર આપવાનું છે. બરોબર વ્યવસ્થા થાય તો જ એ પ્રવૃત્તિઓ આદરવી; કેમકે ગમે તેમ યોજેલી કે દોરવાયેલી પ્રવૃત્તિઓથી ગેરલાભ વિશેષ થાય છે. અવ્યવસ્થા, શિસ્તનો અભાવ, નાણાંની બરબાદી અને શક્તિનો હ્રાસ અવિચારી પ્રવૃત્તિનાં પરિણામો છે.



## — સામાન્ય ચર્ચા —

**પ્રો. એન. જી. નારળકર** [ આચાર્ય • નૂતન મરાઠી વિદ્યાલય હાઇસ્કૂલ • પૂના ]

હું મારી શાળાની માત્ર એક અભ્યાસક્રમેતર પ્રવૃત્તિનો ખ્યાલ અહીં આપને આપીશ. ઉનાળાની રજા દરમિયાન ચાર અઠવાડિયાં માટે અમે કેટલાક ઔદ્યોગિક વર્ગો ચલાવીએ છીએ. જુદી જુદી જાતના ૨૮ વર્ગોની યોજના અમે કરી છે. એક વર્ગમાં અમે વિદ્યાર્થીઓને પુસ્તકો બાંધતાં શીખવીએ છીએ. બીજામાં કાગળનાં રમકડાં બનાવતાં શીખવીએ છીએ. ત્રીજા વર્ગમાં વિદ્યાર્થીઓને છાપકામ [ ખાસ કરીને કોમ્પોઝ કરવાનું કામ ] શીખવવામાં આવે છે. કેટલાક વિદ્યાર્થીઓ સીવણકામ શીખે છે જ્યારે કેટલાકને સામાન્ય વ્યાપારી તાલીમ પણ આપવામાં આવે છે. આ ઉપરાંત શાળાના જુદા જુદા વિષયો માટેના વર્ગોમાં બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને ચારપાંચ શિક્ષકો માર્ગદર્શન કરાવે છે જેથી પરીક્ષાઓમાં તેઓ બીજાની હરીફાઈમાં સારાં પરિણામો લાવી શકે. આ ઉપરાંત સંગીત અને એર રાઇફલ કલાસ પણ અમે ચલાવીએ છીએ. બપોરે વિદ્યાર્થીઓને તરતાં શીખવવાનો પ્રબંધ પણ અમે કર્યો છે.

આ વર્ગો ચાર અઠવાડિયાં સુધી દરરોજ બે કલાક માટે–મોટે ભાગે સવારે આઠથી દશ–શાળાના મકાનમાં શિક્ષકોની દેખરેખ હેઠળ ચાલે છે. હું પોતે પણ આ સમયે અચૂકપણે હાજર રહું છું. ખાસ ઉદ્યોગો માટે એના જાણકારને રોકવામાં આવે છે. આ વર્ગોમાંથી કેટલાક માટે બિલકુલ લવાજમ લેવામાં આવતું નથી, જ્યારે કેટલાક માટે રૂ. ૧) થી રૂ. ૫) સુધીનું લવાજમ અમે લઈએ છીએ. મને જણાવતાં આનંદ થાય છે કે આ વધારાના કામ માટે અમે શિક્ષકોને વેતન આપીએ છીએ. એક કલાકના વધારાના કામ માટે રૂ. ૧૫) અને બે કલાકના વધારાના કામ માટે રૂ. ૨૫) તેમને આપવામાં આવે છે. બધા વર્ગોમાં જરૂરી સાધનો શાળા તરફથી પૂરાં પાડવામાં આવે છે. આ વર્ગો થોડા જ દિવસ ચાલે છે છતાં એ વાત ખરી છે કે આ વર્ગમાં જોડાનાર વિદ્યાર્થીઓનો સામાન્ય અભ્યાસ પણ આથી સુધરે છે.

ત્યારબાદ શ્રી. નારળકરે શ્રી. લાલભાઈ દેસાઈના કહેવાથી પોતાની શાળાના 'વિદ્યાર્થી વસ્તુ ભંડાર'ની થોડીક વિગતો જણાવી હતી. અમે સને ૧૯૧૯માં આ ભંડારની શરૂઆત કરી. ખરું કહું તો આ ભંડાર કાઢવા પાછળ વિદ્યાર્થીઓમાં સ્વદેશપ્રેમની ભાવના ખીલવવાનો જ હેતુ હતો. આ ભંડારનું સંચાલન વિદ્યાર્થીઓના હાથમાં છે. અમે બહુધા વિશ્વાસ પર કામ કરીએ છીએ. શાળાના વિશ્રાંતિના સમય ઉપરાંત સાંજે સાડાપાંચથી સાડાસાત સુધી આ ભંડાર ખુલ્લો રહે છે. મારી શાળાના કેટલાક સારામાં સારા વિદ્યાર્થીઓ એમાં કામ કરે છે. વિદ્યાર્થીઓને વેપારી બનાવવાનો અમારો હેતુ નથી છતાં આ ભંડારનો વહીવટ કરતા કેટલાક વિદ્યાર્થીઓ વેપારની યુક્તિપ્રયુક્તિઓ શીખી ગયા હોય છે ને વિદ્યાભ્યાસ પૂરો કરીને તેઓ પોતાની દુકાન માંડે છે.

મેં આગળ કહ્યું તેમ આ પ્રવૃત્તિ પાછળ મુખ્ય ભાવના સ્વદેશીપ્રચારની છે. વિદ્યાર્થીઓ પોતાના દેશમાં બનેલી વસ્તુઓ ખરીદવા અને વાપરવાનું મમત્વ કેળવે એજ અમારો આશય છે. અમે વિદ્યાર્થીઓને ખાદી પહેરવા માટે ઉત્તેજન આપીએ છીએ. આમાંથી જ સ્વદેશપ્રેમ જાગૃત થાય છે. આ રીતે અમે સ્વદેશી ચીજો માટેનો પ્રેમ એમનામાં જાગૃત કરવાનો પ્રયત્ન કરીએ છીએ. અલબત્ત અમે જેટલા ઉત્તેજનની આશા રાખીએ તેટલું તો અમને વિદ્યાર્થીઓ આપતા નથી, કેમકે આપણા વિદ્યાર્થીઓને હજી પરદેશી વસ્તુ ખરીદવાનો મોહ છે. આમ છતાં છેલ્લાં ૨૨ વર્ષમાં અમે લગભગ અઢી લાખ રૂપિયાની કિંમતનો માલ વેચ્યો છે.

**શ્રી. ચન્દ્રવદન શાહ** [ જૈન હાઇસ્કૂલ • સુરત ]

અમારે ત્યાંની સઘળી અભ્યાસક્રમેતર પ્રવૃત્તિઓ શાળાના સમય દરમિયાન—એટલે સાંજે સાડાચારથી સવાપાંચ સુધીમાં-હાથ ધરવામાં આવે છે. દરેક વર્ગને અઠવાડિયામાં એકેક દિવસ વાદસભા અને ચિત્રદર્શન [ Visual Instruction ]ની પ્રવૃત્તિ તો હોય જ છે. તે ઉપરાંત એક દિવસ હિંદી રમતોની આંતરવર્ગીય

હરીફાઈઓ ગોઠવવામાં આવે છે. બાકીના બે દિવસો વિદ્યાર્થીઓ પોતે પસંદ કરેલી કોઈ પણ બે પ્રવૃત્તિઓમાં ગાળે છે. આવી પ્રવૃત્તિઓમાં સંગીત, બાગકામ, સ્કાઉટીંગ, વર્ગસફાઈ, હસ્તલિખિત સામયિકો, વગેરેનો સમાવેશ થાય છે. ધોરણવાર યોજાયેલી વાદસભાઓ ઠીક ઠીક પ્રમાણમાં વિદ્યાર્થીપ્રિય બનતી જાય છે. ઘણા વિદ્યાર્થીઓ એની ચર્ચામાં સ્વેચ્છાથી ને રસપૂર્વક ભાગ લે છે. સંગીતવર્ગનું કામ પણ હવે વ્યવસ્થિત થતું જાય છે. મુકરર કરેલા અભ્યાસક્રમ મુજબ વિદ્યાર્થીઓ તાલીમ મેળવે છે.

આ ઉપરાંત શહેરનાં ઔદ્યોગિક, ઐતિહાસિક ને જોવાલાયક મથકોની મુલાકાતે વિદ્યાર્થીઓને સમૂહમાં લઈ જવાની વ્યવસ્થા પણ અમે કરી છે. એમની દૃષ્ટિ વિશાળ કરવાની તેમજ એમને સામાન્ય જ્ઞાન તથા માહિતી પૂરાં પાડવાની ભાવના એમાં રહેલી છે. આને અંગેની આખા સત્રની યોજના પહેલેથી જ નક્કી કરવામાં આવે છે.

વિદ્યાર્થીઓની અભ્યાસક્રમેતર પ્રવૃત્તિઓમા જેનો સમાવેશ ન થાય એવી એક પ્રવૃત્તિનો પણ હું અહીં ઉલ્લેખ કરી દઉં. છેલ્લાં બે વર્ષથી પ્રત્યેક ધોરણ માટે એક 'વાલી દિન' [ Parents' Day ]ની યોનાજ અમે કરી છે. આખી શાળાના વિદ્યાર્થીઓના વાલીઓને એકી વખતે બોલાવવા કરતાં ધોરણવાર યોજાયેલો કાર્યક્રમ વિશેષ ફળદાયી નીવડે છે. આ સમારંભમાં સંગીતવર્ગના વિદ્યાર્થીઓ એકાદ કલાકનો મનોરંજક કાર્યક્રમ રજૂ કરે છે. પછી બધા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વાલીઓ સાથે ચા-નાસ્તો લે છે. ત્યાર બાદ બધા વિદ્યાર્થીઓ વિખરાઈ જાય છે અને વાલીઓ શિક્ષકો સાથે ઘર અને શાળાને લગતા પ્રશ્નોની ચર્ચા કરે છે. મારે કબૂલ કરવું જોઈએ કે જેટલા પ્રમાણમાં વાલીઓના સહકારની આપણે આશા રાખીએ એટલા પ્રમાણમાં તે મળતો નથી. ૮૦ વિદ્યાર્થીઓના વાલીઓમાંથી સરેરાશ ૨૦ થી ૨૫ વાલીઓ સમારંભમાં હાજરી આપે છે.

**મિસ એ. બી. એચ. જે. રૂસ્તમજી [ ઇન્સ્પેક્ટ્રેસ ઑફ ગર્લ્સ સ્કૂલ્સ · મુંબઈ ] :**

હું કોઈ પણ શાળાની મુખ્ય શિક્ષિકા નથી છતાં નાશકની સરકારી કન્યાશાળાની એક પ્રવૃત્તિનો ઉલ્લેખ તમારી સમક્ષ રજૂ કરવા માગું છું. પેટ્રોલ નિયમનના આ જમાનામાં તો છોકરીઓ પાસેના ગામોમાં જઈ શકતી નથી ને તેથી તેઓ ખરેખર ગુસ્સે પણ થઈ છે; પરંતુ જ્યારે પેટ્રોલ જોઈએ તેટલું મળી શકતું ત્યારે તેઓ દર રવિવારે સવારે પડોશનાં ગામોમાં જતી અને વૃદ્ધ માતાઓને તેમજ નાનાં બાળકોને સીવણકામનું તેમજ સ્વચ્છતા-આરોગ્યના નિયમોનું સામાન્ય શિક્ષણ આપે છે. આમ તેઓ ગ્રામજનતા સાથે સમાગમમાં આવે છે, સ્વતંત્રપણે કામ કરવાની હિંમત ને શક્તિ ખીલવે છે ને સેવાભાવનાને પોષે છે.

મારા મત પ્રમાણે સંગીત અભ્યાસક્રમેતર પ્રવૃત્તિ લેખાવી ન જોઈએ. અભ્યાસના એક આવશ્યક વિષય તરીકે સંગીતને સ્થાન આપવું જોઈએ. મુંબઈ વિદ્યાપીઠે પણ તેનો પોતાના અભ્યાસક્રમમાં સમાવેશ કરવો જોઈએ.

**શ્રી. મગનલાલ વ્યાસ [ ન્યૂ ઇરા સ્કૂલ · મુંબઈ ]**

કેળવણીની દૃષ્ટિથી યોજાયેલાં પર્યટનો વિદ્યાર્થીઓના સામાન્ય જ્ઞાનમાં વધારો કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. એક વખત મારી શાળાના વિદ્યાર્થીઓ ચિતોડગઢ ગયા હતા. ત્યાં જતાં પહેલાં તેમણે રજપૂતોનો ઇતિહાસ જાણી લીધો; તેમની મુલાકાત દરમિયાન તેમણે યુદ્ધક્ષેત્રો જોયાં અને તે સમયના રજપૂતોના જીવન વિશે માહિતી મેળવી. પ્રવાસ પહેલાં અને પછી હાથ ધરાયેલી ચર્ચાઓ ખૂબ ઉપયોગી નીવડી હતી.

એક વાર મેં આપણાં પક્ષીઓ વિશે સંપૂર્ણ માહિતી મેળવવાનો વિચાર કર્યો. આને માટે મુંબઈ છોડી કોઈ ખુલ્લી જગામાં જઈને વસવાની જરૂર હતી. આથી મેં વાલીઓને પોતાનાં બાળકોને મુંબઈ બહાર મારી સાથે મોકલવા વિનંતિ કરી. અમે પસંદ કરેલે સ્થળે નિયમિત શાળા જ ગોઠવી. આને હું કૅમ્પ સ્કૂલ કહું છું. થોડી અગવડો છતાં અમારી શાળા નિયમિત કામ કરતી. અમે મોટા ભાગનો સમય પક્ષીઓનું ને તેમની આદતોનું જુદે જુદે વખતે અવલોકન કરવામાં ગાળ્યો. આને માટે પક્ષી-જીવનના નિષ્ણાત શિક્ષકો અમે મેળવ્યા હતા. તેમની મદદથી વિદ્યાર્થીઓ ઘણું શીખ્યા ને તેમને ખૂબ મઝા પડી.

હમણાં થોડા સમય પર અમે શુક્લતીર્થમાં શ્રી. ભીખાભાઈને ત્યાં જઈ ચઢ્યા. મુંબઈ અને ભરૂચ વચ્ચેનાં શહેરો વિશે અમારા ભૂગોળશિક્ષકે એક વ્યાખ્યાન આપ્યું. લાંબો પત્રવ્યવહાર કરીને બી. બી. સી. આઈ. રેલવેના ચીફ એન્જીનીયર સાથે નર્મદાના પુલની રચનાનાં તેમજ બધી જાતના પુલોની રચનાનાં ચિત્રો, સ્કેચો, વગેરેનું એક નાનકડું પ્રદર્શન ભરૂચના સ્ટેશન પર ગોઠવવાનો મેં પ્રબંધ કર્યો હતો. આ અધિકારીએ જાતે આવીને વિદ્યાર્થીઓને બધી વિગતો સમજાવી અને પછી તેમને પુલનું નિરીક્ષણ કરવા લઈ ગયા. આમાં બધા પ્રવાસી-વિદ્યાર્થીઓને ખૂબ રસ પડ્યો.

ત્યાંથી અમે ડૉ. ચંદુલાલ દેસાઈના સેવાશ્રમમાં ગયા. ડૉ. ચંદુભાઈએ એક વયોવૃદ્ધ શહેરીને ભરૂચનો ઇતિહાસ કહેવા નિમંત્રણ આપી મૂક્યું હતું. એમની સાથેનો વાર્તાલાપ ખૂબ રસિક નીવડ્યો. આ વાર્તાલાપ પછી વિદ્યાર્થીઓ શહેરમાં ફર્યા ને શહેરની રચના, તેની ઐતિહાસિક મહત્તા, વગેરેનું નિરીક્ષણ કર્યું. પછી અમે બસમાં શુક્લતીર્થ ગયા ને સાત દિવસ ત્યાં રહ્યા. આ સપ્તાહ દરમિયાન અમે ખેતી સંબંધી થોડું જ્ઞાન મેળવ્યું. કબીરવડ પાસેના ફળના બગીચામાંથી જુદાં જુદાં ફળો સંબંધી માહિતી પ્રાપ્ત કરી. આવાં કેળવણીની દૃષ્ટિથી યોજાયેલાં અને વ્યવસ્થિત રીતે જેની પૂર્વ તૈયારી કરવામાં આવી છે એવાં પર્યટનો લાંબાં ભ્રમણો કરતાં વિશેષ ફળદાયી નીવડે છે.

**શ્રી. દેસાઈ** [અમદાવાદ] :

હું આપણા નાના છોકરાઓ માટે પ્રોજેક્ટની વાત કરવા માગું છું. તેઓ જો દિવાસળીનાં ખોખાં ભેકઠાં કરે, વળી કાચના કકડા એકઠા કરી જો વિવિધ પ્રકારની વસ્તુઓ : તોરણ, રકાબી, ટોપલી, ફ્રેઈમ બનાવે તો ૭ વર્ષમાં સુંદર પ્રદર્શન તૈયાર થાય.

પહેલા સત્રમાં મ્યુનિસિપાલિટી વિશે જ્ઞાન સંપાદન કરવાનું અમે રાખ્યું હતું. તેથી વિદ્યાર્થીઓ દરેક સભામાં જઈને મ્યુનિસિપાલિટી વિશે માહિતી મેળવી લાવતા. તેમાંથી અમે એક ચૂંટણી પણ યોજી. જે લત્તામાં વિદ્યાર્થીઓ રહેતા તેમના વૉર્ડ પાડ્યા. એવા ત્રણ વૉર્ડ પાડ્યા. જે મુજબ મ્યુનિસિપાલિટીમાં ચૂંટણી થાય છે તેવું જ બધું તેમણે કર્યું. વૉર્ડમાં ફરી ફરીને મત માટે ભલામણ કરતી પત્રિકા છપાવી, મતોની નોંધ કરી, તે છેવટે અમુક વિદ્યાર્થીઓ ચૂંટાયા. ત્યાર પછી તેમને નિશાળમાં વહીવટ કરવાનું સોંપવામાં આવ્યું. કોઈ સભ્યે પાણીના ઓરડા [Water Room]નો ચાર્જ સંભાળ્યો, કોઈએ સાફસુફીના કાર્ય ઉપર દેખરેખ રાખવાનું સ્વીકાર્યું. એમ કામની વહેંચણી પણ થઈ. આ રીતે મ્યુનિ.ની ફરજોનું તેમને સચોટ જ્ઞાન પ્રાપ્ત થયું.

**શ્રી. પી. સી. શાહ** [શ્રી. દાદાભાઈ નવરોજજી હાઈસ્કૂલ · આણંદ]

અમારી શાળામાં ઘણાં વરસોથી ઇતર પ્રવૃત્તિઓ ચાલે છે. તેને શાળાના અંગ તરીકે ગણીએ છીએ. પહેલા કરતા ઇતર પ્રવૃત્તિઓ બમણી થઈ ગઈ છે. ઇતર પ્રવૃત્તિઓનો હેતુ વિદ્યાર્થીની કેળવણીમાં રહી જતી ઊણપો દૂર કરવાનો છે. ફક્ત માણસોને બતાવવા સારુ ઇતર પ્રવૃત્તિઓ યોજાયેલી હોતી નથી. ઇતર પ્રવૃત્તિઓનું સ્વરૂપ ચોક્કસપણે નક્કી કરવું જોઈએ. તેની યાદી બહાર પાડીને જણાવવું જોઈએ કે જે વિદ્યાર્થીઓને જેમાં જોડાવું હોય તેમાં જોડાય. અમારે ત્યાં ટાઈપીંગ, પત્રવ્યવહાર અને કાંતણની પ્રવૃત્તિઓ ચાલુ છે. શિક્ષકો અનુકૂળ સમયે કામ કરે છે. લગભગ શાળાના અર્ધા વિદ્યાર્થીઓ તેમાં ભાગ લે છે. અમારી શાળામાં શરૂઆતના પા કલાકમાં પ્રાર્થના થાય છે. ત્યાર પછી જો કોઈ વક્તા આવ્યા હોય તો તેઓનું ભાષણ થાય છે. વળી ત્યારે સમાચાર પણ કહેવામાં આવે છે. તે ઉપરાંત બાગકામ પણ ચાલુ છે.

**શ્રી કાલિદાસ દવે [ આચાર્ય • ગર્લ્સ ઓન સ્કૂલ • અમદાવાદ ] :**

મને લાગે છે કે ઈતર પ્રવૃત્તિઓ શાળાના પ્રાણરૂપ હોવી જોઈએ. કુદરતમાં વસંતઋતુથી આખી પ્રકૃતિનાં અંગો સુંદર બને છે તેમ શાળામાં ઈતર પ્રવૃત્તિથી તેનાં અંગોપાંગમાં સુંદરતા આવે છે. અમારી શાળામાં કેટલીક પ્રવૃત્તિઓ દાખલ કરી છે. કેટલાંક ગીતો અમે પસંદ કર્યાં છે, અને તે રોજ વિદ્યાર્થીઓ વાંચે છે. તે ગીતો એટલા બધા ઉપયોગી છે કે તેમના જીવનભરમાં તેઓ ભૂલી શકે એમ નથી. એટલું જ નહિ પણ કુટુંબમાં પણ તેનો ફેલાવો થયો છે. કુદરતનું અવલોકન કરવા અમે એક વર્ગ [ Camp Class ] પણ યોજ્યો હતો. ૮ દિવસ સુધી કુદરતી દેખાવનું અવલોકન કર્યું, પક્ષીઓનો અભ્યાસ કર્યો, વળી તે દરમિયાન બીજાં કામો પણ ઘણાં કર્યાં. અમારો પડાવ દીવ [ કાઠિયાવાડ ]ની પાસે એક ગામમાં હતો. એ કુદરતી સૌંદર્યનું ધામ છે. એ વળી ઐતિહાસિક સ્થળ પણ છે. દીવમાં કોઈ કોઈ વર્ણસંકર પ્રજા છે. તેમને જોઈ તેમનો ઈતિહાસ શું છે તે પણ વિદ્યાર્થીઓએ જાણ્યું.

શિક્ષકની દોરવણી નીચે વર્ગસંચાલન પણ મેં તેમને સોંપ્યું છે. વર્ગના દોષો તેઓ દૂર કરે છે. દા. ત મોડા આવનાર વિદ્યાર્થીઓને, વર્ગ જ શિક્ષા કરે છે. તેથી મોડા આવનારની સંખ્યા પણ કમી થઈ છે. અમદાવાદમાં હડતાળો પડતી પણ મારે મગરૂબીથી કહેવું જોઈએ કે અમારી શાળાની વિદ્યાર્થિનીઓ કોઈ પણ દિવસ હડતાળ ઉપર ગઈ નથી. એક પ્રસંગ મને યાદ આવે છે. એક વખત હડતાળ વખતે બીજી શાળાની છોકરીઓ મારે ત્યાં આવી અને અમારે ત્યાંની છોકરીઓને બહાર લઈ જવાના પ્રયત્નો કર્યા. મેં ત્રણ ચાર છોકરીઓને તે સંબંધમાં બોલાવીને કહ્યું કે તમે મેટ્રિક વર્ગમા છો, પરીક્ષા વહેલી છે, તો હડતાળ પર જશો તેથી ગેરલાભ થશે. તેમણે કુમારી મંત્રીમંડળ સાથે ચર્ચા કરી પણ કોઈ પણ વિદ્યાર્થિની જવા તૈયાર ન હોતી. પછીથી બીજી વિશ્રાંતિ પછી મેં તેમને છૂટી આપી વળી પુસ્તકાલયનું કાર્ય મેં તેમને સોંપ્યુ છે. તેઓ વિદ્યાર્થિનીઓને ચોપડી આપે છે, પાછી લે છે, અને સામાન્ય દેખરેખ રાખે છે. આ રીતે ઈતર પ્રવૃત્તિઓથી વિદ્યાર્થીઓને જરૂર લાભ થાય છે, અને તેમની સ્વ–આવિષ્કરણની પ્રવૃત્તિ વિકસિત થાય છે.

# શાળાનું પુસ્તકાલય

શ્રી. એન. જી. નારળકર
એમ. એ., એસ. ટી.
આચાર્ય • નૂ. મ. વિદ્યાલય હાઈસ્કૂલ • પૂના

ઘણી વાર આપણી શાળાના પુસ્તકાલયને જૂનાં પુસ્તકોની દુકાન સાથે સરખાવવામાં આવે છે. મારી દૃષ્ટિએ શાળામાં પુસ્તકાલયનું સ્થાન અતિ મહત્વનું છે. જેવી રીતે આપણે ત્યાં સ્વતંત્ર વિજ્ઞાનખંડ, ભૂગોળખંડ, ચિત્રકળાનો ખંડ, વગેરે હોય છે તેવી જ રીતે પુસ્તકાલય માટે પણ શાળામાં એક વિશાળ, અલાયેદો અને સુખસગવડવાળો ખંડ જોઈએ. મારી શાળાના પુસ્તકાલયનો હું હવે આપને કંઈક ખ્યાલ આપું.

મારી શાળાના પુસ્તકાલયમાં આસરે ૪૦૦૦૦ પુસ્તકો છે. પોતાના કામમાં નિષ્ણાત એવા પુસ્તકાલય માટેની ઈંગ્લંડની ઉપાધિ ધરાવનાર એક મદ્રાસી ગૃહસ્થને અમે ગ્રંથપાલ [Librarian] તરીકે રોક્યા છે. એના હાથ નીચે બે મદદનીશો કામ કરે છે. આ બધાનો વાર્ષિક પગાર આસરે રૂા. ૨૦૦૦ છે. તે ઉપરાંત અમે દર વર્ષે રૂા. ૩૫૫૦ પુસ્તકાલય પાછળ ખર્ચીએ છીએ.

શાળાના પુસ્તકાલયમાં અંગ્રેજી તેમજ માતૃભાષાનાં ઉત્તમ પુસ્તકો હોવાં જોઈએ. અનુભવ પરથી હું કહેવાની હિંમત કરું છું કે અંગ્રેજી પુસ્તકો પાછળ ખર્ચેલાં નાણાં નિરર્થક જાય છે. મોટે ભાગે વિદ્યાર્થીઓ અંગ્રેજી પુસ્તકોને બદલે પોતાની માતૃભાષાનાં પુસ્તકો વાંચવાનું પસંદ કરે છે. મેં અનેક પ્રકાશકોનાં અનેક પ્રકારનાં અંગ્રેજી પુસ્તકો વસાવ્યાં છે; છતાં તે વિદ્યાર્થીઓને આકર્ષવાને મોટે ભાગે નિષ્ફળ નીવડયાં છે; અલબત્ત, એમાંય અપવાદો તો હોય જ. દાખલા તરીકે કેટલાક છોકરાઓને 'શેરલોક હોમ્સ'ની વાર્તા વાંચવી ખૂબ ગમે છે, બીજા કેટલાકને શ્રી. મિનુ મસાણીના 'Our India'માં ખૂબ રસ પડે છે. પરંતુ સામાન્ય રીતે એમ કહી શકાય કે અંગ્રેજી પુસ્તકો વાંચવાનો મારા વિદ્યાર્થીઓને શોખ નથી. મને એમ લાગે છે કે વાચનનો શોખ ખીલવવાને શાળાના પુસ્તકાલયમાં માતૃભાષાનાં પુસ્તકોનો સરસ સંગ્રહ હોવો જોઈએ. જ્યારે અંગ્રેજી પુસ્તકો પ્રત્યે વિદ્યાર્થીઓને અણગમો હોય છે ત્યારે શિક્ષકો અને વિદ્યાર્થીઓ બેઉ પોતાની ભાષાનાં પુસ્તકો સારા પ્રમાણમાં વાંચે છે મારે ત્યાં બારેક વિદ્યાર્થીઓ તો ૫૦ જેટલાં પુસ્તકો સમજપૂર્વક વાંચે છે ને તેમાંથી સારો લાભ ઉઠાવે છે. બીજા વિદ્યાર્થીઓ પણ સારા પ્રમાણમાં વધારાનાં પુસ્તકો વાંચે છે ને હું હિંમતપૂર્વક કહું છું કે એથી એમના અભ્યાસમાં વિક્ષેપ પડવાને બદલે સુધારો થાય છે.

પહેલા ધોરણનાં બાળકો માટે મેં ખૂબ શ્રમ લઈને થોડાંક પુસ્તકો પસંદ કર્યાં. પરંતુ પાછળથી મને મારી ભૂલ સમજાઈ. પ્રાથમિક શાળામાંથી આવતાં બાળકોને બહારનાં પુસ્તકો વાંચવાનો જરાય શોખ નથી હોતો. તેમનામાં વાંચવાનો શોખ ઉત્પન્ન કરવાને મેં થોડાંક વાર્તાનાં અને જોડકણાં [Nursery Rhymes]નાં પુસ્તકો તેમની સમક્ષ મૂક્યાં. ધીમે ધીમે તેમણે તે વાંચવા શરૂ કર્યાં; આગળ જતાં તેમને તેમાં રસ પડવા લાગ્યો; વર્ષની આખરે તેઓ આપોઆપ પુસ્તકો વાંચવા લાગ્યા. આમાં એમ પણ હોય કે અંગ્રેજી વાંચવાનો તેમનો શોખ જાગૃત ન પણ થયો હોય અને વાર્તા જાણવાને ખાતર જ તેઓ આ પુસ્તકો વાંચતાં હોય.

વાર્તાનું સાહિત્ય [ fiction ] જો નિનદાનિકારક હોય તો વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરતાં હું અચકાતો નથી. વિદ્યાર્થીઓ પરીકથાઓ અને બીજી કાલ્પનિક વાતો પણ વાંચે. ગૂજરાતના બાળસાહિત્યકાર શ્રી. ગિજુભાઈ બધેકાની વાર્તાઓ પણ અમારાં બાળકો હોંસેહોંસે વાંચે છે.

મોટી વિશ્રાંતિ [ Recess ] દરમિયાન ઘણા વિદ્યાર્થીઓ પુસ્તકાલયમાં જઈને ગમગમતાં પુસ્તકો વાંચે છે આ એક સામાન્ય પ્રથા થઈ પડી છે અને અમે તેને ઉત્તેજન આપીએ છીએ. આપણે ત્યાં સામાન્ય રીતે એવી માન્યતા પ્રચલિત છે કે થોડા તાસના કામ પછી વિદ્યાર્થીઓ શ્રમિત થઈ જાય છે અને વિશ્રાંતિ દરમિયાન તેમને કંઈ કામ કરવાનું કે વાંચવાનું મન થતું નથી. અમારો અનુભવ આથી જુદા પ્રકારનો છે. ઘણાં વિદ્યાર્થીઓ આ સગવડનો લાભ ઉઠાવે છે. પહેલી વિશ્રાંતિ દરમિયાન વિદ્યાર્થીઓ પોતે પસંદ કરેલા પુસ્તકનું નામ લખીને તે કાપલી પુસ્તકાલયમાં આને માટે અલગ રાખેલી પેટીમાં મૂકી આવે છે. આવી કાપલીઓ ભેગી કરીને ગ્રંથપાલ ને તેના મદદનીશો મોટી વિશ્રાંતિ પહેલાં બધાં પુસ્તકો બહાર કાઢી મૂકે છે. મોટી વિશ્રાંતિનો ઘંટ વાગે છે કે તરત અનેક વિદ્યાર્થીઓ પોતાના વર્ગ છોડીને ઉત્સાહપૂર્વક પુસ્તકાલયના ખંડ તરફ દોડી જાય છે અને પોતાનું મનપસંદ પુસ્તક મેળવી લઈને વાંચવા મંડી પડે છે. પાંચથી છ મિનિટમાં બધા વિદ્યાર્થીઓને પોતાનાં પુસ્તકો મળી જાય છે ને પુસ્તકાલયમાં શાંતિ છવાઈ રહે છે. બધા વિદ્યાર્થીઓ ૩૦–૩૫ મિનિટ સુધી પોતાના વાચનમાં મશગુલ બને છે. વિશ્રાંતિને અંતે પહેલો ઘંટ વાગે એટલે વિદ્યાર્થીઓ એક પછી એક પોતાનાં પુસ્તકો ગ્રંથપાલને સુપરત કરી દે છે. ઓછામાં ઓછા ૧૦૦ ને વધુમાં વધુ ૨૫૦ વિદ્યાર્થીઓ આ પ્રમાણે અમારા પુસ્તકાલયનો રોજ લાભ લે છે. આમ અમારા ગ્રંથપાલોને પણ ખૂબ કામ રહે છે.

શાળાના મધ્યખંડમાં અમે જૂનાં ને નવાં સામયિકો મૂકીએ છીએ. લગભગ ૧૦૦ સામયિકો અમારી શાળા માટે મંગાવીએ છીએ. જૂના અંકો પણ ત્યાં મૂકવામા આવે ને તે પણ વિદ્યાર્થીઓ રસપૂર્વક વાંચે છે. વિશ્રાંતિને અંતે તે ગ્રંથપાલને પાછાં સોંપી દેવામાં આવે છે.

આ ઉપરાંત દરેક વર્ગ માટે એકેક પેટી અમે રાખી છે. એમાં ૫૦ પુસ્તકો મૂકીએ છીએ. પુસ્તકો અવરનવર બદલ્યા કરીએ છીએ. અમારા ૫૩ વર્ગો માટે ૫૩ પેટીઓ છે. એની વ્યવસ્થા વર્ગનેતા [monitor] કરે છે. જ્યારે કોઈ શિક્ષક ગેરહાજર હોય ત્યારે આ પેટીનો ઉપયોગ વિદ્યાર્થીઓ કરે છે. કશા પણ ઘોંઘાટ કે અવ્યવસ્થા વિના તેઓ પેટીમાંનાં પુસ્તકો વહેંચી લે છે ને આખો તાસ શાંતિપૂર્વક વાંચે છે. આ રીતે કામ કરવાની તેમને તાલીમ મળેલી હોય છે. એથી શિક્ષકોને રાહત મળે છે અને વિદ્યાર્થીઓ પોતાના સમયનો સદુપયોગ કરે છે.

તમને કદાચ નવાઈ લાગશે પણ અમે અમારું પુસ્તકાલય રવિવારે બપોરે ૧ થી ૫ ખુલ્લું રાખીએ છીએ. વિદ્યાર્થીઓ ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની પસંદગી નોંધાવે છે અને મનપસંદ પુસ્તક મેળવી લે છે. વિદ્યાર્થીઓ ગ્રંથપાલને પણ પોતાના એક શિક્ષક જ લેખે છે અને પુસ્તકપસંદગીમાં તેની સલાહ લે છે. 'સાહેબ, હું કયું પુસ્તક વાંચું' એમ તેઓ વારંવાર પૂછે છે. ક્રિકેટની મેચ હોય ત્યારે પણ ઓછામાં ઓછા ૬૫–૭૫ વિદ્યાર્થીઓ રવિવારે પુસ્તકાલયનો લાભ લે છે. રવિવારના આ વધારાના કામ માટે હું ગ્રંથપાલોને દર વર્ષે રૂ. ૭૫) વધારે આપું છું. આ પ્રથાને પરિણામે મારી શાળાના વીસેક વિદ્યાર્થીઓએ પુસ્તકાલય સાથે સારો પરિચય સાધ્યો છે.

'કોવિદ' અને 'મહારાષ્ટ્રી' જેવી જાહેર હરીફાઈની પરીક્ષાઓ માટે જરૂરી પુસ્તકો પૂરાં પાડીને હું મારા વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપું છું. એક વિદ્યાર્થીને તો મેં ૧૬ પુસ્તકોનો આખો સટ આપ્યો હતો. શિક્ષકોને પણ આને માટે પુસ્તકો જોઈએ તો હું વિના આનાકાનીએ તે પૂરાં પાડું છું.

રજાઓ દરમિયાન પણ વિદ્યાર્થીઓને પુસ્તકો આપવામાં આવે છે. કેટલાક તો રજા દરમિયાન વારંવાર પુસ્તકાલયની મુલાકાત લે છે, જ્યારે કેટલાક આખી રજા માટે શરૂઆતમાં જોઈએ તેટલાં પુસ્તકો લઈ જાય છે.

પાઠ્યપુસ્તકોને હું પુસ્તકાલયનું અંગ લેખું છું. મેં એવા વિદ્યાર્થીઓ જોયા છે કે જે પાઠ્યપુસ્તકો વસાવવાને અશક્ત હોય છે. તેઓ પોતાના મિત્રો પાસેથી રાત્રે પુસ્તક ઉછીનું લે છે ને જ્યારે આખું જગત

શાંતિમાં લીન થઈ જાય ત્યારે તેઓ અભ્યાસ કરવા બેસે છે ને સવારના પહોરમાં પુસ્તક પોતાના મિત્રને પહોંચતું કરી દે છે. આ પરિસ્થિતિ અસહ્ય છે. આથી અમારા પુસ્તકાલયમાં અમે પાઠ્યપુસ્તકો ઉછીનાં આપવાનો એક વિભાગ ખોલ્યો છે. ૧૨૫ વિદ્યાર્થીઓ આ યોજનાનો લાભ લે છે. આમાં હરિજન વિદ્યાર્થીઓનો પણ સમાવેશ થાય છે.

દર વર્ષે આશરે ૫૦ થી ૭૫ રૂપિયાનાં પુસ્તકોની ખોટ ખમવી પડે છે. આ રકમ ખાધ તરીકે લખી નાખવામાં આવે છે. આમાં અમારી શાળાની સંચાલન મંડળીનો મને ટેકો હોય છે. સાચું કહું તો અમારા બધા વિદ્યાર્થીઓ કંઈ સાધુવૃત્તિના હોતા નથી. પુસ્તકો ફાડવામાં આવે છે, ગેરવલ્લે પડે છે અને જાણીબૂઝીને ચોરી જવામાં પણ આવે છે. ઘણીવાર પુસ્તકમાંનાં ગમગમતાં ચિત્રો પણ વિદ્યાર્થીઓ કાપી લે છે. આને અંગે જો સખતાઈ બતાવવામાં આવે તો વાચનમાંથી તેમનો રસ ઊડી જાય છે. આપણો પ્રધાન હેતુ વિદ્યાર્થીઓમાં વાચનનો રસ ઉત્પન્ન કરવાનો છે. તે જો પાર પાડવો હોય તો અપવાદરૂપે દેખા દેતા આવા વિદ્યાર્થીઓ તરફ આપણે દુર્લક્ષ બતાવવું જોઈએ.

શિક્ષકોના ખંડમાં પુસ્તકાલયનો એક વિશાળ વિભાગ રાખ્યો છે. બધા વિષયો પરનાં પુસ્તકો તેમાં હોય છે. જુદી જુદી ભાષાનાં સાપ્તાહિક, પાક્ષિક, માસિક ને ત્રૈમાસિક સામયિકો અહીં મૂકવામાં આવે છે. અમારા શિક્ષકો પૈકી માત્ર દશ ટકા પુસ્તકાલયમાં જઈને વાંચે છે. પરંતુ ઘણા શિક્ષકોને મરાઠી પુસ્તકો વાંચવાનો શોખ છે. વિદ્યાર્થીઓ પણ મરાઠી લેખકો અને પ્રકાશનો સંબંધી તેમને વારંવાર પ્રશ્નો પૂછે છે.

નવાં પુસ્તકો માટે વિદ્યાર્થીઓની જિજ્ઞાસા સતેજ કરવાને એવાં જે પુસ્તકો અમે ખરીદ્યાં હોય, તેનાં રંગબેરંગી પૂંઠાં [Jackets] પુસ્તકાલય પાસે વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચે એવી રીતે પ્રદર્શિત કરીએ છીએ. આ જોઈને પુસ્તક કેવું હશે, એમાં શું હશે તે જાણવાને તેઓ ઇંતેજાર બને છે અને પહેલી તકે તે મેળવી પણ લે છે.

વર્ષના મહત્ત્વના બનાવોને અનુસરીને પણ કેટલીકવાર અમે પુસ્તકોની વહેંચણી કરીએ છીએ. દાખલા તરીકે ગાંધીજયંતીને દિવસે વિદ્યાર્થીઓ ગાંધીજીનાં કે તેમને વિશેનાં પુસ્તકો વાંચે છે; હિંદી સાહિત્ય માટે એકાદ દિવસ મુકરર કરી વિદ્યાર્થીઓ પ્રેમચંદજી અને બીજા હિંદી સાહિત્યસમ્રાટોનાં પુસ્તકો વાંચે છે. જ્યારે કવિવર ટાગોરના અવસાનના સમાચાર મળ્યા ત્યારે વિદ્યાર્થીઓ તેમનાં કાવ્યો ને નવલો વાંચવા લાગ્યા.

આપણા વિદ્યાર્થીઓ બીજગણિત ને ગુરુત્વાકર્ષણના નિયમો વખત જતાં ભૂલી જશે પરંતુ તેમણે વાંચેલાં રસિક પુસ્તકો તેઓ કદી વીસરશે નહીં. એક સારું પુસ્તકાલય ને તેનો પદ્ધતિસરનો ઉપયોગ વિદ્યાર્થીના જ્ઞાનભંડારમાં ઉમેરો કરે છે એટલું જ નહીં પણ તે તેની બૌદ્ધિક શક્તિનો સુંદર વિકાસ સાધે છે.

[૧૧]

# આપણું પુસ્તકાલય ને વાચનાલય

શ્રી. ચન્દ્રવદન શાહ

આચાર્ય · જૈન હાઈસ્કૂલ · સૂરત

પ્રો. નારળકરે શાળાનાં પુસ્તકાલયોને જૂનાં પુસ્તકોની દુકાન સાથે સરખાવ્યાં છે. મને લાગે છે કે ઘણી શાળાઓમાં પુસ્તકાલય એ શોભાની વસ્તુ [Ornament] બની રહે છે. કેળવણી ખાતાના કે વિદ્યાપીઠના નિરીક્ષકોને સંતોષવાને અને શાળાની મુલાકાતે આવનારનું ધ્યાન ખેંચવાને આ પુસ્તકાલયો રાખવામાં આવે છે. કેટલીક જગાએ તો આ હેતુ પણ સરતો નથી કેમકે મહિનાઓથી વપરાશ વિના એમ ને એમ પડી રહેવાને લીધે પુસ્તકો પર ધૂળના ઢગલા બાઝયા હોય છે, ને ઝીણી નજરે જોનારને એ પુસ્તકાલય શોભાની વસ્તુ પણ લાગતી નથી.

આ ઘટના જો સાચી હોય તો આપણે એનાં કારણો શોધવાં જોઈએ શા માટે આપણાં પુસ્તકાલયનો જેવો ઉપયોગ થવો જોઈએ તેવો થતો નથી? શા માટે આ પુસ્તકો કબાટમા મુકાયા પછી ભાગ્યે જ બહાર નીકળે છે? શું એ સદંતર નકામાં પુસ્તકો છે? જો એમ હોય તો એ વસાવ્યાં કોણે ને શા માટે? જો એમ ન હોય તો કોઈ એનો ઉપયોગ કેમ નથી કરતું? શાળાના પુસ્તકાલય વિશે વિચાર કરતાં સ્વાભાવિક રીતે આ પ્રશ્નો આપણા મનમાં ઉદ્‌ભવે છે. એનો પ્રમાણિક જવાબ મેળવવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

પહેલી વાત તો એ છે કે દરેક શાળામાં પુસ્તકાલયની સંભાળ રાખનાર કોઈ ગ્રંથપાલ જોઈએ. આપણને બધાને પ્રો. નારળકરની શાળાની અદેખાઈ આવશે કેમકે પોતાના પુસ્તકાલય માટે તેઓ ત્રણત્રણ વ્યક્તિઓને રોકી શક્યા છે. આપણે ત્યાં તો એક સ્વતંત્ર ગ્રંથપાલ પણ કોઈ શાળામાં ભાગ્યે જ હશે. જે શિક્ષકને પુસ્તકાલય સોંપવામાં આવ્યું હોય તેને ય પગારમાં કે કામમાં કૈં લાભ કે રાહત ભાગ્યે જ આપવામાં આવે છે. કેટલીક જગાએ તો મેટ્રિક કે મિનમેટ્રિક કારકુન પુસ્તકાલય સંભાળે છે! ટૂંકમાં, જેમ આપણી શાળાનાં છાત્રાલયો માટે સ્વતંત્ર ગૃહપતિની આવશ્યકતા આપણને સમજાઈ નથી. તેમ શાળાના પુસ્તકાલય માટે સ્વતંત્ર ગ્રંથપાલની જરૂરિયાત આપણે હજી સ્વીકારી નથી.

આમ પોતાના જ કામમાં ગુંથાયેલો રહેતો શિક્ષક કે કારકુન પુસ્તકાલયને અંગે પોતાને સોંપાયેલી વધારાની ફરજો શી રીતે સંતોષકારક રીતે અદા કરી શકે? એને માટે જરૂરી ફુરસદ એ ક્યાંથી લાવે? એને અંગે પુસ્તકાલયનો અંગત પરિચય સાધવાનો અવકાશ ક્યાંથી મળે કે તેવી વૃત્તિ એને શાથી થાય? અને જો એ શિક્ષક કે કારકુનને પોતાના કામમાં રસ ન હોય, જો તે જૂનાં અને નવાં પુસ્તકોથી પરિચિત ન હોય, અને જો તેને વિદ્યાર્થીઓને માર્ગદર્શન કરવા જેટલો અવકાશ ન હોય કે તે માટેની જરૂરી લાયકાત ન હોય, તો તે પુસ્તકાલયના ગ્રંથપાલ થવાને બદલે માત્ર ચોકીદાર જ થાય ને? એની પાસેથી એથી વધુ શી અપેક્ષા રાખી શકાય?

વળી આપણી વ્યવસ્થાની એક મોટી ખામી એ છે કે પુસ્તકાલયમાંથી ખોવાતા પ્રત્યેક પુસ્તક માટે આપણે શિક્ષક કે કારકુનને જવાબદાર લેખીએ છીએ ને તેની પાસે એની કિંમત વસૂલ કરવાનો આગ્રહ રાખીએ છીએ. મૂળમાં તો એને અવકાશ ઓછો, તેમાં વળી ગાંઠના 'પૈસા જોડવાની બીક; એટલે એ કોઈ કંજૂસની માફક પોતાના પુસ્તકભંડારનો ઉપયોગ ખૂબ વધારે પડતી કાળજી અને કંજૂસાઈથી કરે તો એને દોષ દેવો

યોગ્ય નથી. શક્ય એટલી કાળજી રાખવા છતાં જો પુસ્તકો ખૂટે તો તેની જવાબદારીમાંથી આપણે શિક્ષક કે કારકુનને મુક્ત કરવા જોઈએ; તો જ આપણાં પુસ્તકાલયનો ઉપયોગ વહેતાં ઝરણાંના સ્વચ્છ પાણીની જેમ સૌ કોઈ કરી શકશે.

ત્યારે પુસ્તકાલયનો પૂરો ઉપયોગ કરવાનું શક્ય બનાવવાને પહેલી જરુરિયાત સારા ગ્રંથપાલની નિમણુક કરવાની છે. પોતાના કામમાં તે નિષ્ણાત હોય, વાચનનો તેને શોખ હોય, વિદ્યાર્થીનું માનસ સમજવાની તેનામાં આવડત હોય ને પોતાના કામ માટે પૂરતો અવકાશ ને પ્રેમ હોય એ જરૂરી છે.

પુસ્તકાલયને અંગે બીજી એક ખાસ નોંધપાત્ર વસ્તુ મે એ જોઈ છે કે એમાં આપણે ખૂબ કચરો એકઠો થવા દઈએ છીએ ને તેમાં દર વર્ષે ઉમેરો કરતા જઈએ છીએ. શિક્ષકો અને વિદ્યાર્થીઓને જરૂરી, ઉપયોગી ને માર્ગદર્શક એવાં જ પુસ્તકો પુસ્તકાલયમાં ઉમેરવાનું ધોરણ આપણે સર્વાંશે સ્વીકાર્યું નથી. પ્રકાશકો તરફથી ભેટ મળતાં પુસ્તકો–પછી તે ગમે તેવાં હોય તોપણ–આપણે વિના વિચારે સ્વીકારીએ છીએ. કોઈ વ્યક્તિ પોતાને ત્યાંનો કચરો સાફ કરવાને ૨૫–૫૦ પુસ્તકો શાળાને ભેટ આપવાની ખાયેશ દર્શાવે તો તે ક્યાં છે ને ઉપયોગી છે કે નહીં તે જોવા–જાણવાની દરકાર કર્યા સિવાય આપણે સહર્ષ સ્વીકારી લઈએ છીએ. વળી જે પુસ્તકો આપણે ખરીદ કરીએ છીએ તે પણ ઝીણવટથી તપાસીને લેવા યોગ્ય છે કે કેમ તેનો નિર્ણય આપણે કરતા નથી. આખું વર્ષ નિરાંતે બેસી રહીએ ને વર્ષ પૂરું થવા આવે ત્યારે મંજૂર થયેલી રકમ ખર્ચવાની ઉતાવળમાં માત્ર સૂચિપત્રો ઉપરથી પુસ્તકો ઉતાવળમાં પસંદ કરનાર અને ખરીદનાર શાળાઓની સંખ્યા કંઈ નાનીસૂની નહિ હોય. આમ આપણી શાળામાં બિનજરૂરી, બિનઉપયોગી ને કોઈ રીતે શાળાના શિક્ષકો ને શિષ્યોને ઉપયોગી ન નીવડે એવાં અનેક પુસ્તકો પુસ્તકાલયમાં એકઠાં થાય છે. એ બધામાં જે થોડાં સારાં, ઉપયોગી ને માહિતીપૂર્ણ પુસ્તકો હોય તે અટવાઇ જાય છે ને તેના પર કોઈની નજર પડતી નહિ હોવાથી તે વપરાયા વિના એમનાં એમ કબાટમાં પડી રહે છે, ને એ બધા પાછળ ખર્ચેલા પૈસા નિરર્થક જાય છે.

આથી પુસ્તકોની પસંદગીમાં ખૂબ કાળજી રાખવાની જરૂર રહે છે. આ કામ ઉતાવળથી સારી રીતે થતું નથી. સૂચિપત્રો પરથી પણ થતું નથી. પ્રકાશકોના આડતિયા પુસ્તકો દેખાડે તે પરથી પણ બરાબર થતું નથી. જો મુખ્ય શિક્ષક ને તેના સાથીઓ આખું વર્ષ સારાં પુસ્તકોની શોધમાં રહે ને તે મળતાં તેની નોંધ કરે, જો શક્ય હોય તો મુંબઈ જતા આવતા શિક્ષકોને એકાદ દિવસ ત્યાં વધારે રાખી પ્રકાશકોના પુસ્તકખંડમાં થોડા કલાક ગાળવાનો પ્રબંધ કરવામાં આવે, અથવા સૂચિપત્રો પરથી પસંદ કરેલાં પુસ્તકો છેવટની પસંદગી માટે દશપંદર દિવસ માટે ઉપલક મંગાવવામાં આવે અને તેમાંના વસાવવા લાયક પુસ્તકો વસાવીને બાકીનાં પાછાં મોકલવાની ગોઠવણ થાય તો જ ઉપયોગી પુસ્તકો ખરીદી શકાય. જો યોગ્ય પુસ્તકોની પસંદગીની ઉપયોગિતા આપણા મનમાં વસી હોય તો આ કંઈ અશક્ય નથી. ઉપર જણાવેલી ત્રણે રીતે સારાં પુસ્તકો આપણે મેળવી શકીએ.

વિદ્યાર્થીઓમાં વાચનનો શોખ નથી, ને ખાસ કરીને અંગ્રેજી પુસ્તકો તેમને ગમતાં નથી એમ કહેવામાં આવ્યું છે. જો એ પુસ્તકોની ભાષા અઘરી હોય, સામાન્ય વિદ્યાર્થીને ન સમજાય એવી હોય, જો એના વસ્તુ અમુક ઉંમરના વિદ્યાર્થીના માનસને આકર્ષક લાગે એવી ન હોય તો એ પુસ્તકો વાંચવાને વિદ્યાર્થીઓ શી રીતે પ્રેરાય! ઉલટું, એવાં બેચાર પુસ્તકો એમના હાથમાં આવવાથી વાચન પ્રત્યે સામાન્ય અરુચિ જ ઉદ્‌ભવે ને! એટલે વાચનાલયમાં મુકવામાં આવતાં પુસ્તકોની પસંદગીમાં અત્યંત કાળજી લેવાની જરૂર છે. અંગ્રેજી પુસ્તકો તો ખાસ કરીને ભાષાની દષ્ટિએ સરળ હોવાં જોઈએ. સામાન્ય વિદ્યાર્થીને પણ સરળ લાગે અને અંતરાય વિના તે વાંચી શકે એવાં પુસ્તકો પસંદ કરવાં એ અઘરાં, કંટાળો આપે ને અરુચિ ઉપજાવે

એવાં પુસ્તકો પસંદ કરવા કરતાં વધારે સારું છે. વાચનનો શોખ ખીલવવાને દરેક વિદ્યાર્થીને રૂચે એવું યોગ્ય પુસ્તક આપવાની જવાબદારી શરૂઆતમાં શિક્ષકને શિર રહેવી જોઈએ. જેમ જેમ એને ઇતર વાચનનો મહાવરો પડતો જશે તેમ તેમ પોતાને અનુકૂળ એવાં પુસ્તકો આપમેળે પસંદ કરવાની આવડત તેને મળતી જશે.

આપણે ત્યાં ઇતર વાચનનો એક તાસ રાખવાનો રિવાજ છે. કેટલીક શાળાઓમાં તો ઇતર વાચનનું એક પુસ્તક પણ મુકરર થાય છે. આને બદલે વિદ્યાર્થીઓ સહેલાઈથી વાંચી શકે એવાં ૭ પુસ્તકો જો પ્રત્યેક ધોરણ માટે મુકરર કરવામાં આવે, દરેક વર્ગમાં તેની પાંચ પાંચ નકલ મૂકવામાં આવે અને એક વર્ષ દરમિયાન આટલાં પુસ્તકો તો બધા વિદ્યાર્થીઓ વાંચે જ એવો આગ્રહ રાખવામાં આવે તો મને લાગે છે કે વાચન પ્રત્યે વિદ્યાર્થીની અભિરૂચિ કેળવાય ખરી. વિદ્યાર્થીઓ જેમ ઉપલાં ધોરણમાં જતાં જાય તેમ આ સંખ્યામાં વધારો કરી શકાય. આ પુસ્તકોમાં અંગ્રેજી ને ગૂજરાતી પુસ્તકોનો સમાવેશ થાય; કાવ્ય, વાર્તા, નાટક, નિબંધ કે જીવનચરિત્રના ઉમદા નમૂના આપણા સાહિત્યની પ્રસાદી રૂપે આમ વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરી શકાય; છેલ્લાં ચાર વર્ષમાં તો આ રીતે આપણા સાહિત્યના વિવિધ સ્વરૂપોનો પરિચય વિદ્યાર્થીઓ સાધી શકે. ને આ તો માત્ર શોખ ઉત્પન્ન કરવાની એક તરકીબ છે મુનશીની 'પાટણની પ્રભુતા' આમ વાંચ્યા પછી 'ગૂજરાતનો નાથ' ને 'રાજાધિરાજ' તેઓ અવશ્ય વાંચશે; કેટલાકનો તો નવલકથાકારમાંનો રસ એટલો જાગૃત થયો હશે કે એની બધી નવલકથાઓ ને પછી તો એનું બધું સાહિત્ય તેઓ વાંચશે. આજ પ્રમાણે ગાંધીજી, રમણલાલ દેસાઈ, ધૂમકેતુ વગેરે લેખકોમાં ય વિદ્યાર્થીઓનો જીવંત રસ જાગૃત થશે. બધા વિદ્યાર્થીઓએ મુકરર કરેલાં પુસ્તકો બરાબર વાંચ્યાં છે કે નહીં તેની ખાતરી કરી લેવી હોય તો સત્રાંતે બધાં પુસ્તકો વિશે એક અતિ સામાન્ય, વિગતરહિત પ્રશ્નપત્ર તેમને આપવામાં કશી હરકત નથી.

વિદ્યાર્થીઓમાં વાચનનો શોખ ખીલવવા સારુ શિક્ષકનું વાચન બહોળું હોય એ આવશ્યક છે શિક્ષક પોતાના શોખનો ચેપ વિદ્યાર્થીઓને સહેલાઈથી લગાડી શકે છે. પોતાના શિક્ષણ દરમિયાન પણ તે સારા લેખકો ને તેમના ગ્રંથોનો ઉલ્લેખ બહુ સ્વાભાવિક રીતે કરી શકે છે. એ પુસ્તકો જો વિદ્યાર્થીઓ સહેલાઈથી મેળવી શકે એમ હોય તો તે જરૂર જોવાના. ત્યારે શિક્ષકોને નૂતન સાહિત્યના સંપર્કમાં રાખવા શી રીતે? એ બાપડા પાસે નવાં પુસ્તકો ખરીદવાને પૈસા ક્યાં છે? ને સ્વેચ્છાએ કોઈ પુસ્તકાલયમાં જઈને નવાં પુસ્તકો લાવવા જેટલો અવકાશ પણ ક્યાં છે? એના વર્ગકાળમાં ને વિદ્યાર્થીના લેખનકાળમાં સુધારાવધારા કરવામાં ને એને સોંપાતી વિવિધ પ્રકારની શિક્ષણેતર ફરજોમાં, તે એટલો બધો ગૂંથાઈ ગયો હોય છે કે નિશાળમાં આવેલાં નવાં પુસ્તકો પણ તેની નજરે પડતાં નથી. એટલે શાળામાં આવતાં બધાં પુસ્તકો તેમનું ધ્યાન ખેંચે એવી રીતે મૂકવાનો કંઈ પ્રબંધ કરવો જોઈએ. શિક્ષકોના ખંડમાં એકાદ અભરાઈ પર નવાં પુસ્તકો મૂકવાની જોગવાઈ થઈ શકે. વળી જે વિષયનું પુસ્તક હોય તે તે વિષયના શિક્ષકને ત્યાં ચાર દિવસ માટે મોકલવાની વ્યવસ્થા પણ થઈ શકે. આવી રીતે અવરનવર પાસે આવતાં પુસ્તકોમાં નજર નાખવાનું મન તેને જરુર થશે ને એટલો લાભ તેને, શાળાને ને વિદ્યાર્થીઓને અવશ્ય થશે.

× × ×

આપણું વાચનાલય [ Reading Room ] તો પુસ્તકાલયથી પણ વધારે બિસ્માર હાલતમાં નજરે પડે છે. એ કહેવાતા રીડીંગ રૂમ માટે ઘણી શાળામાં નથી હોતો 'રૂમ' કે નથી હોતી 'રીડીંગ'ની વ્યવસ્થા. એકાદ નાનકડા ઓરડામાં કે દાદરની નીચે કે ઓટલા પર એક બે ટેબલ ગોઠવ્યાં હોય ને તેના પર બેચાર ચોપાનિયાં અસ્તવ્યસ્ત હાલતમાં પડયાં હોય ને વિદ્યાર્થીઓ ટેબલ પર બેસીને કે તેના પર નમીને વાંચતા હોય! આ આપણું વાચનાલય!

# ચર્ચાવિભાગ

તંત્રીશ્રી, નૂતનશિક્ષણ, સુરત

નીચેના ચર્ચાપત્રને આપના માસિકમાં સ્થાન આપી આભારી કરશો.

અમદાવાદ આચાર્યસંઘના મંત્રીએ મ્હારા ચર્ચાપત્રનો જે જવાબ આપ્યો છે તે વાંચી ખેદ થાય છે. મ્હારા ચર્ચાપત્રમાં જણાવેલી એક પણ વિગત અસત્ય છે એમ પૂરવાર કરવાને બદલે 'અસત્ય અને અર્ધસત્ય વસ્તુઓને લાગણીનો ઓપ ચઢાવી આચાર્યસંઘને ઉતારી પાડવાનો' આરોપ તેઓએ મારા ઉપર મૂક્યો છે. મારી 'અસત્ય' અને મંત્રીની 'સત્ય' વસ્તુઓની યોગ્ય તુલના વાચકવર્ગ કરી શકે તે માટે નીચેની વિગતો આપું છું.

(૧) મારા ચર્ચાપત્રમાં મેં જણાવ્યું હતું કે "આચાર્યસંઘ પાસે કોઈ પ્રકારનો કેળવણીવિષયક કાર્યક્રમ નથી. આર્થિક પ્રશ્નોમાં જ આ સંઘ રસ લે છે એમ અત્યાર સુધીની પ્રવૃત્તિઓ સૂચવે છે." ભાઈ દામુભાઈ લખે છે, "આચાર્યસંઘ પાસે કેળવણીવિષયક કોઈ ક્રમ નથી એમ કહેવું અયુક્ત છે એમ અમારા સંઘના ઉદ્દેશો જોતાં જણાઈ આવશે." કોઈ પણ સંસ્થાની ઉપયોગિતા કે લાયકાત તેના ઉદ્દેશોથી મપાતી નથી, તેના કાર્યોથી મપાય છે. આચાર્યસંઘના ઉદ્દેશો કાગળ ઉપર તો ઘણા ઉદ્દામ હશે, પણ સંઘના લગભગ બે વર્ષના અસ્તિત્વ દરમિયાન સંઘે કરેલું એક પણ કેળવણીવિષયક કાર્ય ભાઈ દામુભાઈ બતાવી શકતા નથી એ શું સૂચવે છે? આર્થિક પ્રશ્નોની તો હું પણ અવગણના કરતો નથી; પણ કેળવણીમાં તેને પ્રાધાન્ય આપી શકાય જ નહીં. વિના કારણનો ભય ઉપજાવી પ્રભુ માસની ફી ઉઘરાવી લેવાના અને કટોકટી તાત્કાલિક આવીને ઊભી હોય એમ કલ્પનાઓ કરી શિક્ષકોને રજા અપાવવાના જ પ્રશ્નમાં જ આચાર્યસંઘ રસ લેતો હોય તો આચાર્યસંઘ આર્થિક બાબતોમાં જ રસ લે છે એમ કહેવું અસત્ય છે?

(૨) મેં ચર્ચાપત્રમાં જણાવ્યું કે "માલિકીની શાળાના સંચાલકોને એમ લાગ્યું કે આર્થિક અને વહીવટી પ્રશ્નો માટે આચાર્યસંઘની જરૂર છે અને તેથી એ સંઘની સ્થાપના થઈ છે." ભાઈ દામુભાઈ જણાવે છે કે "આચાર્યસંઘ માલિકીની શાળાઓનો સંઘ નથી, પણ કેળવણીખાતાએ માન્ય કરેલી શાળાઓનો સંઘ છે." અમદાવાદમાં બિન-માલિકીની શાળાઓ ૧૧ છે જેનાં નામ નીચે પ્રમાણે: અંજુમન, મિશન, જે. એલ. ન્યૂ ઈંગ્લીશ, મ્યુ. ગર્લ્સ, આર. સી., સરકારી ગર્લ્સ, માઉન્ટ કાર્મેલ, ઉર્સુલાઈન, સી. એન., મૉડેલ અને પ્રોપ્રાયટરી. આ ૧૧ શાળામાંથી ફક્ત ૩ શાળાના મુખ્ય શિક્ષકો આચાર્યસંઘમાં જોડાયા અને ૮ અલગ રહ્યા અને માલિકીની શાળાના હેડમાસ્તર બધા જોડાયા એ શું બતાવે છે? ૩ની સંખ્યા ઓછી હોવાથી બી. વી. જૈન હાઈસ્કૂલ જે યુનિવર્સિટીની યાદી ઉપર નથી તેનું નામ પણ ગણતરીમાં લેવા ખાતર લેવાય છે એ શું બતાવે છે? મારું નિવેદન અસત્ય છે કે ભાઈ દામુભાઈનું? અને જો આચાર્યસંઘ કેળવણીવિષયક કાર્યક્રમ અમલમાં લાવવા માટે સ્થપાયો હોય તો એમાં "કેળવણી ખાતાએ માન્ય કરેલી શાળાઓ જ" કેમ જોડાઈ છે અને યુનિવર્સિટી સાથે સંબંધ ધરાવતી બીજી શાળાઓ કેમ દૂર રહી છે? અને આચાર્યસંઘની તાત્કાલિક સ્થાપના કયા સંજોગોમાં અને શા હેતુસર થઈ હતી તેનાથી અમદાવાદનો કયો શિક્ષક વાકેફ નથી?

(૩) અત્યાર સુધી બધી શાળાઓ દશ રૂપિયા ભરતી હતી અને તેથી બધા શિક્ષકો અમદાવાદ માધ્યમિક શિક્ષકસંઘના સભ્યો બનતા હતા. આ પ્રકારનું બંધારણ ગુજરાતના માધ્યમિક શિક્ષકસંઘોમાં અસાધારણ છે અને તેના લાભ પણ છે. સારી સંખ્યાના પરિણામે મુંબઈ ઇલાકા ફેડરેશનમાં શિક્ષકસંઘને સારું પ્રતિનિધિત્વ મળતું અને તેથી ફેડરેશન સાથે સંપર્કમાં રહેવાતું. વળી શિક્ષકો અને આચાર્યો સાથે કામ કરતા અને વાતાવરણ સારું રહેતું. જ્યારથી આચાર્યસંઘની સ્થાપના થઈ છે ત્યારથી આજ સુધીમાં શાળાઓએ રૂપિયા દશ આપવાના બંધ કર્યા છે અને તેમાંની જ શાળાઓ તો થોડા વર્ષો પહેલાં જ સ્થપાયેલી છે અને તેનું સંચાલન જુવાન હેડમાસ્તરોના હાથમાં છે, આ શું સૂચવે છે? જો ભાઈ દામુભાઈ એમ ઇચ્છતા હોય કે "હવે શિક્ષકો વ્યક્તિગત લવાજમ ભરે એ જ યોગ્ય છે." તો તેઓ અને તેમના જેવો મત ધરાવનાર સંઘ ઉપર સીધો પ્રહાર કરવાને બદલે બંધારણમાં ફેરફાર કરાવી શકત હોત અને જ્યારે 'અમે આચાર્યો પણ શિક્ષક તરીકે અમારું લવાજમ આપીશું' એમ તેઓ લખે છે ત્યારે હું એમને પૂછું છું કે ચાર વર્ષ દરમ્યાન ત્રણ ચાર હેડમાસ્તર સિવાય ક્યા હેડમાસ્તરે શિક્ષકસંઘની સભામાં એકવાર પણ હાજરી,

આપી છે? તો પછી હવાજમની વાત શી? શિક્ષકસંઘમાં સહકાર આપવાને બદલે સંઘની પત્રિકાઓ પણ શાળામાં બરાબર વહેંચવામાં આવતી નથી એ શું સૂચવે છે? શિક્ષકસંઘના ઉઘરાણાના કાર્યમાં આચાર્યસંઘના મંત્રી તરફથી અંતરાય નાંખવાનો પ્રયત્ન થયો છે તેનો તો મારી પાસે લેખિત પુરાવો છે તેનું શું? આ પ્રકારની ઘાતક પ્રવૃત્તિઓ ચાલી રહી હોય અને તેમાં યુવાન હેડમાસ્તરો મુખ્ય ભાગ ભજવતા હોય, ત્યારે અમદાવાદની કેળવણીમાં પ્રત્યાઘાતી તત્ત્વો દાખલ થયાં છે એમ કહેવું શું અસત્ય છે?

(૪) ત્રણ માસની ફી સામટી ઉઘરાવી લેવાનું કામ કાંઈ ગુનો નથી; પણ એમાં ગંભીર દોષ છે અને તે તો કેળવણી ખાતા તરફથી નીકળેલા પરિપત્રે પણ પુરવાર કરેલું છે. અમદાવાદનું વાતાવરણ માર્ચ માસમાં વ્યગ્ર હતું નહીં અને આજે બે મહિના પછી પણ વ્યગ્ર નથી. મદ્રાસમાં આમ બન્યું, કલકત્તામાં આમ બન્યું, રંગુનમાં આમ બન્યું એમ કલ્પનાના ઘોડા દોડાવી ત્રણ માસની સામટી ફી એકઠી કરવાનું વાતાવરણ ઊભું કરવું એ શાળાના સંચાલકોને શોભે નહીં. વાતાવરણને લીધે ભાવતાલનો લાભ લેવા ઇચ્છતા શેરબજારના માણસોને શોભે. ભાઈ દામુભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ વહેલી પરીક્ષા લીધી તેનો ઉલ્લેખ કરે છે માટે મારે એમને જણાવવું જોઈએ કે તેઓ, સ્કૂલબોર્ડનો ઠરાવ જોશે તો જણાશે કે મુંબઈ યુનિવર્સિટીએ માર્ચ મહિનામાં મેટ્રિકની પરીક્ષા લેવાનો નિર્ણય કરેલો હોવાથી, અમદાવાદ મ્યુનિસિપાલિટીએ આ વર્ષ માટે નહીં પણ દર વર્ષે માર્ચ માસમાં જ પરીક્ષા લેવાનો કાયમી નિર્ણય કરેલો છે. વળી ત્રણ માસની સામટી ફી ઉઘરાવી લેવાનું સ્વાર્થી કામ અને લોકસેવાનું જાહેર જનતાના હિતને માટે કરેલું કામ જ્યારે ભાઈ દામુભાઈ સરખાવે છે ત્યારે એમની તર્કબુદ્ધિ માટે ખેદ થાય છે. વળી તેઓ કહે છે કે વાલીઓની ફરિયાદ ન્હોતી પણ મેં વાલીઓના વકીલ થઈ બાલિશ ઉહાપોહ કર્યો. મ્હારે ભાઈ દામુભાઈને કહેવું જોઈએ કે કાન ઉઘાડા રાખીને શહેરમાં ફરનાર કોઈને પણ ફરિયાદ કેવા પ્રકારની હતી તેનો ખ્યાલ આવતો હતો. છોકરાઓને ફી નહીં મળવા માટે દંડ કરવા પડે કે ધમકી આપવી પડે, માબાપ, સામટી ફી આપવા ના પાડે તો ફી માટે આગ્રહ ભોગો રાખવો પડે, એ બધું શું સૂચવે છે? અને વાલીઓએ ફરિયાદ નથી કરી એ ભાઈ દામુભાઈ કયા મુખે કહી શકશે?

ફીનો પ્રશ્ન કેવળ સમયસૂચકતાનો ન્હોતો, સ્વાર્થનો હતો. જો ખરેખર તે સમયસૂચકતાનો જ પ્રશ્ન હોત તો સારો રસ્તો એ હતો કે 'પ્રાથમિક શાળાઓમાં ભણતાં અમારાં બાળકો સાથેજ જો માધ્યમિક શાળામાં ભણતાં બાળકો છૂટાં થાય તો તેમને વેળાસર બીજે મોકલી શકાય' એવી વાલીઓની માગણી સંતોષવા મ્યુનિસિપાલિટીની માફક સંચાલકોએ પરીક્ષા તાત્કાલિક પતાવી નાંખી હોત તો જ વિદ્યાર્થીઓ સવેળા છૂટા થયા હોત, પણ તેમ કરવાને બદલે એક દિવસ પરીક્ષા રાખી ત્રણ દિવસ નિશાળ બંધ કરવાની જે વ્યવસ્થા સંચાલકોએ કરી, અને લગભગ ૧॥ માસ પરીક્ષા પાછળ લબાવી. તે તો કેળવણીની સંસ્થાને શોભે એવું ન્હોતું. પરીક્ષા વહેલી પતાવી નાખવામાં ડહાપણ અને સમયસૂચકતા ગણી શકાય પણ તેમ કરવાને બદલે પરીક્ષા લંબાવ્યા જ કરવી અને છેવટના દિવસ સુધી પરિણામ આપવું જ નહીં એમાં સંચાલકોએ પોતાના હિત સિવાય બીજાઓનું હિત જોયુંજ નથી અને એજ મ્હારી ફરિયાદ મુખ્ય છે; અને એ ફરિયાદ સ્પષ્ટપણે રજૂ કરવામાં મ્હારી વૃત્તિ છિદ્રાન્વેષી છે, હું નિરર્થક શકટનો ભાર ઉઠાવું છું, હું વાલીઓનો વકીલ, છું અને બીજાને ઉતારી પાડવાથી જ પોતે સારા દેખાય એવું માનનાર કેટલાક કહેવાતા કેળવણીકારોમાંનું હું એક છું, એ શબ્દો મંત્રીપદની જવાબદારીનું સતત ભાન ધરાવનાર આચાર્યસંઘના મંત્રીની કલમને શોભતા નથી. જે વસ્તુ સડેલી છે તે જનતાના હિતમાં સ્પષ્ટપણે કહેવાની ફરજ સમજીને એક શિક્ષક તરીકે જે મે લખ્યું, તેમાં ભાઈ દામુભાઈને ધાંધલ અને બાલિશતા જણાય છે એ એમનું સરકારી અમલદાર જેવું માનસ સૂચવે છે.

(૫) અને અમદાવાદનું વાતાવરણ નિરાશાજનક અને ભયજનક કેમ ન લાગે? સુરત અને ખેડા દર વર્ષે સંમેલનો ભરે છે અને કેળવણીના વિષયોની ચર્ચા કરે છે. મહારાષ્ટ્રની બધી શાળાઓ અત્યારે બિનમાલિકીની થઈ ગઈ છે; સુરતની બધી શાળાઓનું પણ એજ પ્રમાણે છે. આપણે ત્યાં માલિકીની શાળાઓ ઘટવાને બદલે વધે છે એ શું સૂચવે છે? આપણી શાળાઓની જાહેરખબરો તપાસો. એવી જાહેરખબર બીજા કોઈ શહેરની શાળાની જોવામાં આવે છે? અને એ જાહેર ખબરમાં શું હોય છે? ફી અને મેટ્રિકની પરીક્ષાના પરિણામના ટકા! આપણે ત્યાં વિદ્યાર્થીઓની ભરતી માટે Canvassing ચાલે છે—ખુદ આચાર્ય પણ કાર્ય કરે છે—એવું કોઈ સ્થળે જોયું છે? આ પ્રકારની કેળવણીવિઘાતક પ્રવૃત્તિઓ ચાલતી હોય અને તેથી વાતાવરણ નિરાશાજનક અને ભયજનક છે એમ મને લાગે તો તે સ્પષ્ટપણે કહેવામાં અસત્ય શું છે?

(૬) અમદાવાદનું નામ "કેટલાક કહેવાતા કેળવણીકારોએ" હલકું કર્યું છે અને "તેને યોગ્ય સ્થાને લાવવાનું કામ" આચાર્યસંઘ આ પ્રકારની પ્રવૃત્તિથી કરવા માગે છે એ વાંચી અચંબો થાય છે. અમદાવાદનું નામ તો કોણે હલકું કર્યું છે તેનો નિર્ણય તો ભવિષ્ય કરશે, પણ ખોટાં કૃત્યો કરી તેનો લૂલો બચાવ કરવો અને તેમાં અવિવેકી ભાષા વાપરવી એમાં અમદાવાદનું કે આચાર્યસંઘનું નામ સુધરનાર નથી. ભાઈ દામુભાઈ માને છે કે બીજાઓને હલકા પાડવાથી પોતાનું સારું દેખાય એવું માનનાર કેટલાક કહેવાતા કેળવણીકારોમાંનો હું એક છું. પણ બીજાઓને હલકા પાડનાર પોતે હલકો પડે છે એ એક સનાતન સત્ય ભાઈ દામુભાઈ ભૂલી ગયા હશે, હું ભૂલ્યો નથી. મારા ચર્ચાપત્રમાં કોઈને હલકા પાડવાનો આશય નથી. પણ જ્યારે અમદાવાદના માધ્યમિક શિક્ષણમાં સડો વધતો હોય તો તે તરફ લક્ષ દોરવાની એક ફરજ સમજી જે મેં કાર્ય કર્યું છે, તેમાં જો નિરર્થક શકદનો ભાર ભાઈ દામુભાઈને લાગતો હોય તો ભલે લાગે. એ ભાર નિરર્થક છે કે સાર્થક એ તો ભવિષ્ય કહેશે. ચર્ચાપત્રનો વિષય કેવળ ઘરકજીયાનો નથી; એમાં તો સિદ્ધાંતનો ઝઘડો છે અને જ્યારે કેળવણીનાં સારાં તત્ત્વો નષ્ટ થતાં હોય અને તેની જગાએ અનિષ્ટ તત્ત્વો દાખલ થતાં હોય, ત્યારે અપ્રિય બનીને પણ સત્ય બોલવાની દરેક શિક્ષકની ફરજ છે અને તે મેં બજાવી છે. એ ફરજ શુદ્ધ હેતુથી બજાવતાં અમદાવાદની સેવા કે કુસેવા મેં કરી છે તેનો નિર્ણય કરવાનું કામ ભવિષ્ય ઉપર છોડું છું.

અમદાવાદ
૧૮–૫–૪૨

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

# ગૂજરાત વિનય મંદિર, અમદાવાદ

ગૂજરાત વિનયમંદિરનું નવું સત્ર તા. ૧૫ મી જૂન, ૧૯૪૨ ને સોમવારે શરૂ થશે. વિદ્યાપીઠના 'વિનીત' (મેટ્રિક) ધોરણ સુધીનો અભ્યાસ આ વિનય મંદિરમાં કરી શકાય છે. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેટલો અભ્યાસ જેણે પૂરો કર્યો હોય, તે એમાં દાખલ થઈ શકે છે. 'વિનીત' થવા માટે વિનય મંદિરમાં સાત વર્ષનો અભ્યાસ કરવાનો હોય છે. છેવટે 'વિનીત'ની પરીક્ષા પસાર કરનારને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'વિનીત'નું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

વિનય મંદિરમાં, ગૂજરાત વિદ્યાપીઠનાં ધારાધોરણ મુજબ, સ્વતંત્ર ધોરણે, રાષ્ટ્રીય કેળવણી આપવામાં આવે છે. રાષ્ટ્રને પોષક એવા ઉદ્યોગોને અક્ષરજ્ઞાન જેટલું જ મહત્ત્વ અપાય છે. કાંતણ, પીંજણ, વણાટ, સુતારી, સીવણકામ, માટીકામ, તથા પુસ્તક-બાંધણીના ઉદ્યોગોનું જ્ઞાન હાલમાં અપાય છે.

ચિત્રકળા, સંગીત, તથા વ્યાયામ અને કવાયત બીજા વિષયો પેઠે ફરજિયાત શીખવાય છે.

વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ કામો તથા સેવા કરવાની તાલીમ આપવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવે છે. એને માટે છાત્રાલય મંડળ, ગામડાંમાં પર્યટન, ઉત્સવોની ઉજવણી, ચર્ચાપરિષદ, વગેરે પ્રવૃત્તિઓ, શિક્ષકોની દેખરેખ હેઠળ, વિદ્યાર્થીઓ ચલાવે છે.

વિનય મંદિરની સાથે છાત્રાલયની વ્યવસ્થા પણ રાખેલી છે. અમદાવાદ શહેર બહાર, નદીની પેલી બાજુ સ્વચ્છ અને ખુલ્લા બાગમાં આવેલા ગૂજરાત વિદ્યાપીઠનાં મકાનમાં તે છે. વિદ્યાપીઠના બધા સેવકોના સહવાસમાં છાત્રો રહે છે. નિત્ય-જીવનમાં જાતમહેનત, સુઘડતા, સ્વચ્છતા વગેરેની તાલીમ આપવામાં આવે છે.

છાત્રાલયનું માસિક ખર્ચ રૂ. ૧૨) ના આશરે આવે છે.

આથી વિશેષ માહિતી જોઈએ તો એક આનાની ટપાલની ટિકિટ બીડી નીચેને સરનામે લખશો.

જેમને જૂન ૧૫ મીથી શરૂ થતા નવા વરસે વિનય મંદિરમાં દાખલ થવું હોય, તેમણે અરજીનું છાપેલું ફૉર્મ મંગાવી, ૧૫ મી જૂન સુધીમાં તે ભરીને મોકલી આપવું. તેની સાથે, પોતાની છેલ્લી શાળાનું સર્ટિફિકેટ પણ

વિઠ્ઠલદાસ કોઠારી
આચાર્ય, ગૂજરાત વિનય મંદિર

મુદ્રક : કાલિદાસ કૃપાશંકર શેલત, 'પ્રતાપ' પ્રિન્ટીંગ પ્રેસ, કણપીઠ, સુરત
પ્રકાશક : ચન્દ્રવદન ચૂનીલાલ શાહ · દેસાઈપોળ · સુરત

# નૂતન શિક્ષણ

વર્ષ સાતમું • અંક બારમો

જુલાઈ ૧૯૪૨



તંત્રીઓ • • હરભાઈ ત્રિવેદી • • ચન્દ્રવદન શાહ

# અનુક્રમ

પૃષ્ઠ








વર્ષ • ૭ — અંક • ૧૨
જુલાઈ • ૧૯૪૨

બાળક માટે સદ્ભાવ અને પ્રેમ ધરાવનાર અને કેળવણી પ્રત્યે અભિરુચિ દાખવનાર યોગ્ય લાયકાતવાળા ઉમેદવારની શિક્ષક તરીકે પસંદગી કરવા માટે જેટલો આગ્રહ રાખીએ તેટલો ઓછો છે આવી પસંદગીથી આખા વર્ષનું અડધું કામ સફળતાથી પાર ઊતરી જાય છે એમ કહેવામાં સહેજ પણ અતિશયોક્તિ નથી

પોતાની શાળા માટે જરૂરી શિક્ષકોની યોગ્ય પસંદગી કર્યા પછી શાળાના મુખ્ય શિક્ષકોની બીજી મહત્ત્વની ફરજ તેમને યોગ્ય માર્ગદર્શન કરાવવાની છે આ કામને માટે પણ શરૂઆતના દિવસો ખૂબ મહત્ત્વના છે આ દિવસો દરમિયાન જો શિક્ષકોના કામ ઉપર નજર ન રાખવામાં આવે અને તેમને યોગ્ય સૂચનાઓ આપવામાં ન આવે તો શિક્ષણની અમુક ગેરવાજબી પ્રથાઓ તેઓ અખત્યાર કરી લે, વિદ્યાર્થીઓ સાથેના વર્તનમાં ખોટા દૃષ્ટિબિંદુથી કામ લે અને વર્ગસંચાલનમાં ય ભૂલો કરે એવો ભય રહે છે.

પરંતુ જો મુખ્ય શિક્ષક પહેલેથી જ જાગૃત રહીને નવા સવા શિક્ષકોને વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિ દર્શાવવાની અગત્ય સમજાવે, વર્ગ સંચાલનમાં ય અંકુશ જમાવવાને બદલે વિદ્યાર્થીઓનો સહકાર મેળવવા માટે આગ્રહ સેવવા કહે અને શિક્ષણમાં પોતાની સંપૂર્ણ પૂર્વતૈયારી ઉપરાંત વિદ્યાર્થીઓને અનુકૂળ કામમાં રોકી સ્વાધ્યાયને પથે ચડાવવાની આવશ્યકતા શિક્ષકના મન પર ઠસાવે તો નૂતનશિક્ષણના પ્રાથમિક પાઠ બધા શિક્ષકોને શરૂઆતથી જ મળી જાય. જે શિક્ષકો એમ નૂતનશિક્ષણને મધ્યવર્તી આદેશ ઝીલી શકે છે તેને પછીથી વિગતવાર માર્ગદર્શન કરાવતાં મુશ્કેલી નડતી નથી સૌથી પ્રથમ આવશ્યકતા પોતાના કોઈ કામ માટે વૈજ્ઞાનિક દૃષ્ટિ મેળવવાની છે, આમાં નવા શિક્ષકને સહાયભૂત થવાનો પ્રત્યેક મુખ્ય શિક્ષકનો ધર્મ છે.

# વૃત્તિઓ

## —તેમની સંખ્યા અને પૃથક્કરણ—

શ્રી. ચૂનીલાલ નારણજી શાહ
આચાર્ય · મહિલાવિદ્યાલય · ભાવનગર

વૃત્તિઓ :

મનુષ્યને જે વૃત્તિઓ વારસામાં મળે છે તે તેની સર્વ પ્રવૃત્તિઓમાં મહત્વનો ભાગ ભજવે છે, એ આપણે અગાઉ જોઈ ગયા. એ વૃત્તિઓ કયી કયી છે એ આ પ્રકરણમાં આપણે જોઈશું.

પરંતુ અહીંયાં જ એક મોટી મુશ્કેલી ઊભી થાય છે. જેમ થોડાં વર્ષ પૂર્વે રસાયણશાસ્ત્રીઓમાં તત્વો [Elements]ની સંખ્યાની બાબતમાં મતભેદ હતો તેમ આજે વૃત્તિઓની સંખ્યાની બાબતમાં માનસશાસ્ત્રીઓમાં તીવ્ર મતભેદ છે. આલ્ફ્રેડ આડલર કહે છે કે મનુષ્ય જીવનની પ્રેરક વૃત્તિ અલ્પતાગ્રંથિ [Inferiority Complex] છે. હિંદુ માનસશાસ્ત્ર પ્રમાણે લોકૈષણા, પુત્રૈષણા અને વિત્તૈષણા મનુષ્યોને વિવિધ પ્રવૃત્તિઓ પ્રતિ પ્રેરે છે. બાબુ ભગવાનદાસ કહે છે કે [૧] થવું [૨] અનેક થવું [૩] અને ઘણું થવું—[1] to be [2] to be many [૩] અને to be much—એ ત્રણે વૃત્તિઓથી પ્રેરાઈને માનવી સંસારનો પંથ ખેડે છે. સીગમંડ ફ્રોઈડ કહે છે કે જીજિવિષા, કામુકતા અને મૃત્યુ અથવા વિનાશની ઇચ્છા [death instincts] —આ વૃત્તિઓ મનુષ્યજીવનમાં કાર્ય કરી રહી છે. વિલિયમ મેક્ડુગલ અને ડ્રેવર ચૌદેક વૃત્તિઓ અને થોર્નડાઇક ચાળીશેક વૃત્તિઓ ગણાવે છે. આ ભિન્નભિન્ન અભિપ્રાયોમાં આપણે કયો અભિપ્રાય સ્વીકારવો ? આપણી પાસે એકેય એવું ધોરણ છે કે જેને આધારે આપણે કહી શકીએ કે "આ પ્રેરક બળવૃત્તિ છે, અને આ નથી ? આનો આપણે સ્વીકાર કરીશું અને આનો આપણે સ્વીકાર નહિ કરીએ ?"

સદ્‌ભાગ્યે આપણી પાસે એક એવી ચાવી છે કે જેનો આશ્રય લઈને આપણે આ કોયડાનો ઉકેલ કરી શકીએ છીએ. વિજ્ઞાન આપણને એક એવી ચાવી આપે છે. અને એ ચાવી તે વિકાસવાદ [Evolution] છે. ડાર્વિને કેટલાંક વર્ષો પૂર્વે જાહેર કર્યું હતું કે આ સૃષ્ટિ ઉપર એક કાળે મનુષ્યની વસતી હતી નહિ; આંચળવાળાં પ્રાણી પૃથ્વી ઉપર એ સમયે સહુથી આગળ વધેલાં પ્રાણી હતાં. એ પશુઓનો વિકાસ થતો ગયો અને તેમાંથી મનુષ્યોનો અવતાર થયો. મનુષ્યના શરીર બંધારણમાં પશુદેહનો વારસો જોઈ શકાય છે; એ બન્ને વચ્ચે અતિશય સામ્ય છે. જેમ મનુષ્યને પશુદેહનો વારસો મળ્યો છે તેમજ એના મનનો પણ વારસો મળેલો છે. જે જે શક્તિઓ, જે બળો, જે વૃત્તિઓ પશુને પ્રેરી રહેલી છે એ જ શક્તિઓ, એ જ બળો, એ જ વૃત્તિઓ મનુષ્યને જીવનપ્રવાહમાં આગળ ધપાવી રહી છે. મનુષ્યસૃષ્ટિનો વિકાસ સાધવામાં પ્રકૃતિએ કોઈ નવા તત્ત્વનું આલેખન કરેલું નથી. જે શક્તિઓ પશુસૃષ્ટિનો વિકાસ સાધવામાં સફળ નીવડી હતી. તે જ શક્તિઓ મનુષ્યજીવનમાં પણ ઉપયોગી નીવડી છે. પશુજીવનમાં જે વૃત્તિઓ ઉપયોગી નીવડી હતી તે ઉપરાંત મનુષ્યજાતિએ કેટલીક વૃત્તિઓ ખીલવી છે.

પ્રોફેસર વિલિયમ મેક્ડુગલે આ દૃષ્ટિથી મનુષ્યજીવનને પ્રેરી રહેલાં બળોનો અભ્યાસ કરેલો છે; એના અભિપ્રાય અનુસાર નીચેની શક્તિઓ પશુ અને મનુષ્ય બન્નેમાં જોવામાં આવે છે.

## વૃત્તિઓ

[૧] વાત્સલ્ય અથવા પરરક્ષણ : Parental or protective propensity.
[૨] વિગ્રહવૃત્તિ અથવા લડાયકવૃત્તિ : Combative propensity
[૩] જિજ્ઞાસા : Propensity of Curiosity.
[૪] ખોરાક શોધવાની વૃત્તિ : Food-seeking Propensity.
[૫] ઘૃણા : Propensity of Repulsion.
[૬] સ્વરક્ષણ : Fear, Escape or Self Preservation Propensity.
[૭] સંઘ : Gregarious Propensity.
[૮] અહં : Assertive or Self-display propensity
[૯] દૈન્ય : Submissive or Self-abasing propensity.
[૧૦] જાતીય વૃત્તિ : Mating or Sexual Propensity.
[૧૧] સંગ્રહ વૃત્તિ : Acquisitive Propensity.
[૧૨] રચના કરવાની વૃત્તિ : Constructive Propensity.
[૧૩] પ્રાર્થના : મદદ માટે યાચના : Propensity of Appeal.
[૧૪] હાસ્ય : Propensity of Laughter.

આ ઉપરાંત

[૧૫] દુઃખ આપનાર વસ્તુને દૂર કરવાની વૃત્તિ : Comfort Propensity.
[૧૬] આરામ લેવો, સુઈ જવું અને નિદ્રા લેવી : Rest or Sleep Propensity.
[૧૭] નવાં નવાં સ્થળોએ ફરવું : Migratory Propensity.
[૧૮] ઉધરસ, છીંક, આદિ કુદરતી ક્રિયાઓની વૃત્તિ

આ વૃત્તિઓને પણ મેક્ડુગલ વૃત્તિઓની સંખ્યામાં ગણાવે છે. ચૌદ ઉપરાંત જે અન્ય ચાર વૃત્તિઓનો નિર્દેશ કરવામાં આવે છે તે કાંઈક અંશે ગૌણ હોવાથી તેનાં નામનું અહીં સૂચન જ કરવામાં આવ્યું છે. અહીંયાં અઢાર વૃત્તિઓ ગણાવી છે, પરંતુ એ સર્વ સ્વતંત્ર અને તદ્દન ભિન્ન નથી; એ સર્વ એકબીજા સાથે સંકળાયેલી છે. ઘણી વૃત્તિઓ તો સ્વરક્ષણ, વંશવૃદ્ધિ, આદિમાંથી જ ઉદ્ભવ પામેલી છે.

માનસશાસ્ત્રીઓએ વૃત્તિઓનું પૃથક્કરણ કર્યું છે; એ પૃથક્કરણ અનુસાર દરેક વૃત્તિના ઉદય વખતે નીચેના ત્રણ મનોવ્યાપાર વ્યક્ત થાય છે.

[૧] સંવેદન Cognition
[૨] ઊર્મિ Affect અથવા Emotion
[૩] ક્રિયા અથવા પ્રવૃત્તિ Conation

આ ત્રણ સંવેદન અને કાર્યપ્રવૃત્તિ એક જ રીતે નહિ થતાં અનેક રીતે થાય છે; એ બેમાં વૈવિધ્યને ઘણો અવકાશ રહે છે. પરંતુ ઊર્મિનું સ્વરૂપ હમેશાં એક જ જાતનું રહે છે. આ ત્રણેમાં તે સર્વદા એ જ રીતે વ્યક્ત થાય છે જ્યારે મનુષ્યના હૃદયમાં ક્રોધ, ભીતિ, આદિ ઊર્મિઓનો જન્મ થાય છે. ત્યારે તેના મુખ ઉપરની રેખાઓ બદલાય છે એટલું જ નહિ પરંતુ તેના શરીરમાં પણ ફેરફાર થાય છે. હૃદય, ફેફસાં, પાચનક્રિયાનાં અવયવો અને બીજી ગ્રંથિઓ [Glands] ની ક્રિયાઓ વધારે ત્વરિત ગતિથી કે ધીરેથી કાર્ય કરવાનું શરૂ કરે છે. આ ગતિમાં ઇચ્છા પ્રમાણે ફેરફાર થઈ શકતો નથી. તે અનૈચ્છિક હોવાથી વૃત્તિના ઉદય સાથે આ બધા ફેરફારો ચોક્કસ રીતે જ થવા લાગે છે, એટલે ઊર્મિને આવિર્ભાવમાં આપણે કાંઈ ફેરફાર જોઈ

શકતા નથી. પરંતુ વૃત્તિઓના દર્શન સમયે આપણે જે વૈવિધ્ય જોઈએ છીએ તે સંવેદન અને ક્રિયામાં થતા ફેરફારોને લઈને જોઈએ છીએ; ઊર્મિના આવિષ્કરણમાં કાંઈ ફેરફાર થતો નથી.

સંવેદનને—ક

ઊર્મિને—ખ

અને ક્રિયાને—ગ

થી ઓળખીએ તો વૃત્તિને આપણે ક-ખ-ગ કહી શકીએ. સંવેદનમાં જે ફેરફારો થાય છે તેને આપણે ક' ક'' ક''' ક''''...થી ઓળખીએ અને એ પ્રમાણે ક્રિયામાં થતા ફેરફારોને ગ' ગ'' ગ''' ગ''''...થી ઓળખીએ તો વૃત્તિના ઉદય વખતે આપણે

| | | | |
|---|---|---|---|
| ક' ખ ગ | ક'' ખ ગ | ક''' ખ ગ | ક'''' ખ ગ |
| ક' ખ ગ' | ક'' ખ ગ' | ક''' ખ ગ' | ક'''' ખ ગ' |
| ક' ખ ગ'' | ક'' ખ ગ'' | ક''' ખ ગ'' | ક'''' ખ ગ'' |
| ક' ખ ગ''' | ક'' ખ ગ''' | ક''' ખ ગ''' | ક'''' ખ ગ''' |
| ક' ખ ગ'''' | ક'' ખ ગ'''' | ક''' ખ ગ'''' | ક'''' ખ ગ'''' |

ભિન્નભિન્ન પ્રકારનાં આવિષ્કાર જોઈશું. આમાં આપણે ક અને ગ માં ફેરફાર જોઈ શકીએ છીએ, પરંતુ ખમાં કાંઈ ફેરફાર જોતા નથી. ઊર્મિનો આવિર્ભાવ એક જ પ્રકારનો રહે છે, પણ સંવેદન અને ક્રિયાના સ્વરૂપમાં અનેક પ્રકારનો ફેર થાય છે.

**સંવેદન :**

કોઈક પદાર્થ, કોઈક સ્થિતિ આપણું ધ્યાન ખેંચે છે, સહજરીતે આપણા ચિત્ત ઉપર તે છાપ પાડે છે. આવી છાપ આપણી બહારની તેમજ આપણા શરીરની અંદરની પરિસ્થિતિ પણ પાડવા સમર્થ બને છે. આપણા શરીરની અંદર ફેરફારો થયા જ કરે છે; પરંતુ તેમાં કેટલાક મહત્ત્વના હોય છે. દષ્ટાંત તરીકે આપણાં જઠરમાં અને આંતરડામાં અમુક રસોની અતિશયતા અથવા અભાવ આપણું ચિત્ત તે પ્રત્યે આકર્ષે છે, આપણને ભૂખનું ભાન થાય છે. અને આપણે શરીરને પોષણ આપવાની પ્રવૃત્તિમાં પડીએ છીએ. આ પ્રકારનું સ્પષ્ટ અથવા અસ્પષ્ટ સંવેદન વૃત્તિ જગાડવામાં આવશ્યક ભાગ ભજવે છે. 'મને ભૂખ લાગી છે' એવું સ્પષ્ટ ભાન બાળકને હોતું નથી; તેના સ્વાસ્થ્યનો ભંગ થાય છે, તેનામાં દુઃખની લાગણી પ્રકટે છે અને તે રડવા માંડે છે. આજ પ્રમાણે તરૂણાવસ્થામાં કોઈ યુવક કે યુવતિ પ્રવેશ કરે છે ત્યારે શરીરમાં સુષુપ્ત રહેલી કેટલીક ગ્રંથિઓ glandsમાંથી રસનો ઉદય થાય છે. તે રસ આખા શરીરમાં ફરી વળે છે. આથી ચિત્ત ઉપર પણ અસર થાય છે, અને અસ્પષ્ટ સંવેદન તનમનાટ ઉત્પન્ન કરી મૂકે છે, અને શરીર અને મનને વિવિધ પ્રવૃત્તિઓ તરફ ધકેલે છે.

સંવેદનો પ્રેરનાર વસ્તુઓ અથવા સ્થિતિમાં કેટલીક વિવિધતા હોય છે.અને પશુ ચિત્તમાંથી મનુષ્યચિત્ત તરફ આવતાં તે વૈવિધ્ય કેટલું બધું વધી જાય છે તે આપણે હવે જોઈશું.

**સંવેદનમાં થતો ફેરફાર**

સંવેદનમાં બે મુખ્ય કારણોસર ફેરફાર થઈ શકે છે. તે બે કારણો આ છે:—

[૧] સમકાલીન સાહચર્ય The Principle of Contiguity.

[૨] સામ્યથી પ્રાપ્ત થતું સાહચર્ય The principle of association by similarity.

**૧. સમકાલીન સાહચર્ય**

મનુષ્યોને ક્વીનાઈન પ્રત્યે કંટાળો હોય એ સમજી શકાય એવી વસ્તુ છે. પરંતુ તે કંટાળો ક્વીનાઈન પૂરતો જ ન રહેતાં ક્વીનાઈન સાથે અનિવાર્ય રીતે જોડાયેલ દૂધ પ્રત્યે પણ કોઈ કોઈ વાર આવે છે. ક્વીનાઈન,

સાથે દૂધ પીવું પડે એટલે ક્વીનાઇન પ્રત્યેનો અણગમો દૂધ પ્રત્યે પણ ફેલાય છે. 'આમને દૂધ નથી ભાવતું' એવું આપણે તેથી ઘણી વાર સાંભળીએ છીએ.

કેટલાંક પંખીઓ મનુષ્યોથી સાધારણ રીતે બીતાં નથી. પણ જો મનુષ્ય તેમના પ્રત્યે બંદૂકના ભડાકા કરે તો એ ભયંકર અવાજથી તે બીશે, અને સાથે સાથે બંદૂક વિનાના મનુષ્યોથી પણ તે બીશે.

એ જ પ્રમાણે જે બે વસ્તુઓને સંબંધ ન હોય તે બે વસ્તુ વચ્ચે સંબંધ અમુક સંજોગોમાં જોડી શકાય છે. બાળકો સસલાંથી બીતાં નથી, પરંતુ જ્યારે બાળક સસલાં સાથે રમતું હોય ત્યારે તેના કાન આગળ પાછળથી મોટો અવાજ કરવામાં આવે તો તે અવાજથી બીશે એટલું જ નહિ પણ હમેશને માટે સસલાંથી પણ બીશે; એટલે આ પ્રમાણે પહેલાં જે સ્થળે ન હતો તે સ્થળે પણ તેની બીકનો વિસ્તાર થાય છે.

આ સિદ્ધાંત અનુસાર સંવેદનનું ક્ષેત્ર મોટું થતું જાય છે.

## ૨. સામ્યથી વિસ્તાર

જે વસ્તુના સંવેદનથી કોઈ વૃત્તિ જાગૃત થતી તેને મળતી બીજી વસ્તુઓથી પણ તેજ પ્રકારની વૃત્તિ જાગૃત થાય છે. બળદ અને ભેંસ પાળેલા ઢોર થયાં તે પહેલાં જંગલી અવસ્થામાં કેટલાંક કાળા રંગના ભયંકર પશુઓ સાથે તેમને અનેક વાર પરિચયમાં આવવું પડતું, એટલે તેમનાથી તે તે સમયે અને અત્યારે પણ બીએ એ સહજ છે; પરંતુ એ માત્ર તે કાળા પશુઓથી જ ન બીતાં અત્યારે કાળી, હલનચલન કરતી વસ્તુઓથી પણ ઘણી વાર બીએ છે. ભેંસ અને બળદ ઘણી વાર કાળા રંગની છત્રીથી, કાળા રંગના કોટ જોઈને ભડકે છે.

હિંદુ લોકો માંસ ખાતા નથી. માંસ પ્રત્યે આપણને સુગ હોય એ સમજી શકાય એવી વસ્તુ છે. પરંતુ માંસ પ્રત્યેનો અણગમો માંસના જેના રંગમાં દેખાતાં લાલ ટામેટાં અથવા મસુરની દાળ પ્રત્યે પણ કેટલાંકને હોય છે. બન્ને વચ્ચેના સામ્યથી સંવેદનનો વિસ્તાર થાય છે.

એ જ પ્રમાણે બાળકને કોઈ વિચિત્ર મુખવાળા અથવા વિશિષ્ટ ખાસીયતવાળા મનુષ્યે બીવરાવ્યો હોય તો બાળક માત્ર તે મનુષ્યથી જ નહિ બીએ, પણ તેને મળતાં સર્વ મનુષ્યોથી તે બીશે.

આ રીતે સંવેદન કોઇ વિશિષ્ટ જ પ્રકારનું નહિ રહેતાં અનેક પ્રકારનું થાય છે, વૃત્તિને પ્રેરક બળ ચોક્કસ જ સ્વરૂપનું નહિ રહેતાં અનેક જાતનું હોઈ શકે છે.

જેમ અનુભવથી સંવેદનના ક્ષેત્રનો વિસ્તાર થાય છે. તેમ કોઈ કોઈ વાર સંકોચ પણ થાય છે. પશુઓ મોટા અવાજથી, ગતિમાન મોટી આકૃતિથી બીએ છે, એટલે તે રેલ્વે ગાડીથી બીએ એ સહજ છે. પરંતુ હમેશનાં પરિચયથી તેમને અનુભવ થયો છે કે રેલ્વે ગાડી કદી નુકસાન કરતી નથી, એટલે તેનાથી તે બીતા નથી અને તેની પાસે ચર્યા કરે છે. જેને પરિચય હોય તેની બાબતમાં જ આ ખરૂં પડે છે. ઘણી વાર ગામડાના ઘોડા કે ઢોર જો પહેલી જ વાર રેલવે જુએ છે તે તેનાથી ખૂબ ભડકે છે અને નાસી જાય, છે; પરંતુ પરિચય વધે છે એટલે તે પણ બીતા બંધ થઈ જાય છે.

આ પ્રમાણે વૃત્તિના જે ત્રણ વિભાગ આપણે જોઈ ગયા છીએ તેમાં પ્રથમ વિભાગનો વિસ્તાર અને સંકોચ આપણે જોયાં. કખગ તે બદલ ક'ખગ, ક''ખગ પણ થઈ શકે છે તે આપણે જોયું.

## ઊર્મિ

ચિત્તને સંવેદન પ્રાપ્ત થયા પછી તે આછીપાતળી કે ઊંડી ઊર્મિ અનુભવે છે. કોઈ મનુષ્યને સર્પ કરડવા આવતો હોય છે, ત્યારે તેના ચિત્તમાં ભયની ઊર્મિ પ્રકટે છે. તેના મુખ ઉપર ગભરાટની રેખાઓ સ્પષ્ટપણે જણાય છે. તેનું હૃદય ત્વરાથી ધડકવા માંડે છે; તેનાં ફેફસાં વધારે જોરથી કાર્ય કરે છે, કેટલીક ગ્રંથિઓમાંથી વધારે રસ છૂટે છે, અને તેનામાં પ્રથમ કદી ન હોય એવી શક્તિ તેને અર્પે છે; સામાન્ય રીતે તે ન ઠેકી શકતો હોય એવી ઊંચી વસ્તુઓ તે ઠેકી જાય છે; સામાન્ય રીતે તેની દોડવાની ગતિ હોય છે તેના કરતાં તેની ગતિ વધી જાય છે. આવી ઊર્મિ એ વૃત્તિનું આવશ્યક અંગ છે.

માતા બાળકને રડતું સાંભળે છે અને તેના હૃદયમાં દુઃખની ઊર્મિ પ્રકટે છે. છોકરાંઓની રમતમાં તમે વિઘ્ન નાખો તો તેમની ક્રોધની ઊર્મિનો તમને પરિચય થશે. આકાશના તારાઓ નિહાળો, કે તાજમહેલ જુઓ, રેડીઓ સાંભળો, કે એરોપ્લેનને દૃષ્ટિએ પડવા દો, એટલે તમારામાં આશ્ચર્યની ઊર્મિનો જન્મ થશે.

ઊર્મિના આવિર્ભાવ સાથે મુખ ઉપર જે ફેરફાર થાય છે તે કેટલેક અંશે છુપાવી શકાય છે, પરંતુ શરીરની અંદર તો હંમેશ ફેરફારો થયા જ કરે છે. જુદી જુદી ઊર્મિના ઉદય વખતે જુદા જુદા નિશ્ચિત ફેરફારો થાય છે. ક્રોધ, આશ્ચર્ય, વાત્સલ્યની ઊર્મિના જન્મ વખતે અમુક જ પ્રકારના નિશ્ચિત ફેરફારો થાય છે; અને તેથી જ મૂક અભિનયની કલા શક્ય બને છે. ઉદયશંકર જેવો કોઈ નિષ્ણાત નટ ક્રોધ કે ભક્તિની ઊર્મિનું અનુકરણ એક પણ શબ્દ બોલ્યા વિના કરતો હોય છે. છતાં પ્રેક્ષકો સમજી જાય છે કે "નટ ભક્તિભાવ અનુભવે છે," અથવા 'નટ રૌદ્ર રસ પ્રકટ કરે છે.'

ઊર્મિ ગમે તે સમયે એક જ પ્રકારનું રૂપ ધારણ કરે છે; એમાં વૈવિધ્ય હોઈ શકતું નથી; એમાં વૈવિધ્ય હોય છે અલ્પતા અથવા ઉત્કટતાનું. ક્રોધ, હર્ષની ઊર્મિ સામાન્ય હોય કે ઉત્કટ પણ હોય. પરંતુ એ બંને સમયે એના આવિર્ભાવમાં ઘણું સામ્ય હોય છે.

કાર્ય અથવા પ્રવૃત્તિ :

વૃત્તિનો ત્રીજો વિભાગ કાર્ય અથવા પ્રવૃત્તિ છે. એક વસ્તુનું અથવા અમુક પરિસ્થિતિનું પ્રથમ દર્શન થાય, પછી ઊર્મિ જાગૃત થાય અને છેવટે તે ઊર્મિ કાર્યમાં, પ્રવૃત્તિમાં પરિણમે છે. લોકોનું ટોળુ ભેગું થયેલું જોઈને આપણું કુતૂહલ જાગૃત થાય છે, અને આપણે તે સમૂહમાં ભળી જવા પ્રવૃત્ત થઈએ છીએ. રસ્તા વચ્ચે બાળક ઊભું છે; સામેથી મોટર આવે છે; આપણો વાત્સલ્ય ભાવ જાગૃત થાય છે, અને આપણે તેને ખસેડવા દોડી જઈએ છીએ. લોકસમૂહ એકઠો થયેલો હોય છે, ત્યાં કોઈ ભયની ચીસ પાડે છે; બીજા તે ચીસ ઝીલે છે અને સહુ તે ભયમાંથી નાસી છૂટવા પ્રવૃત્ત થાય છે.

તાપની ઊર્મિ જાગૃત થતાં મનુષ્યો નાસી જાય છે, ક્રોધની ઊર્મિ જાગૃત થતાં આપણી આડે આવનારને આપણે દૂર કરીએ છીએ કે, નિરાશાવૃત્તિ જાગૃત થતાં તે વૃત્તિ જગાડનાર વસ્તુ અથવા પરિસ્થિતિનું ઊંડુ નિરીક્ષણ કરવા વાત્સલ્યભાવ જાગૃત થતાં રક્ષણ કરવાની પ્રવૃત્તિમાં પડવા આપણે પ્રેરાઈએ છીએ. આ પ્રમાણે દરેક વૃત્તિના ઉદય વખતે કોઈ ચોક્કસ ધ્યેય સિદ્ધ કરવા તરફ આપણે વળીએ છીએ; કોઈ નિશ્ચિત ધ્યેયથી પરિસ્થિતિમાં ફેરફાર કરવા આપણે પ્રવૃત્ત થઈએ છીએ, અને ધ્યેયની સિદ્ધિને અર્થે પ્રયત્નશીલ રહીએ છીએ એ દ્વિતીય પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ.

કાર્ય [Conation]માં ફેરફાર

જેમ સંવેદનના ક્ષેત્રનો વિસ્તાર થઈ શકે છે તેમ એ સંવેદનોને લઈને જે કરવાનું હોય છે, જે હેતુ સાધવાના હોય છે, તે હેતુ સાધવાની રીતમાં પણ ફેરફાર થઈ શકે છે. પશુઓ પોતાનું ધ્યેય સાધવાની રીતોમાં થોડોક જ ફેરફાર કરી શકે છે. તેમના શરીરનું હલનચલન એટલું બધું અમુક ચોક્કસ જ નિશ્ચિત દિશામાં સ્થિર થઈ ગયું હોય છે કે બીજી રીતે હિલચાલ કરતાં તેમને બહુ શ્રમ પડે છે. સરકસમાં ઘોડાને પાછલા બે પગ ઉપર ઊભા રહેતાં અથવા કોઈ પશુને એક ટેબલ ઉપર બેસતાં જોઈને આપણને આશ્ચર્ય થાય છે. શરીરની હિલચાલની બાબતમાં જેમ મર્યાદાઓ ઘણી છે તેમ તેમની બુદ્ધિના ઉપયોગમાં પણ મર્યાદાઓ ઘણી છે. તે પોતાના લક્ષ્યને પહોંચવામાં એક નહિ તો બીજો રસ્તો અજમાવશે, પણ તે રસ્તાઓ ફેરવવામાં અમુક જ દરજ્જે સફળ થઈ શકશે. કૂતરાને ઘરમાં પૂરીને બારણાંનો આગળાઓ બંધ કરી દીધો હોય તો તે બારણું ઉઘાડવા માટે પ્રયત્ન કરશે અને જુદી જુદી હિલચાલો કરીને છેવટે આગળાઓ ઉઘાડવા શક્તિમાન થશે પણ ખરો. જે વસ્તુ આપણે ઢાંકી હોય છે તે વસ્તુ ઉંદર એક અથવા બીજી રીતે કેટલીક વાર ઉઘાડી નાખે છે, અને બગાડ કરે છે પણ ખરો. પરંતુ આથી વધારે વિકાસ, આથી વધારે કાર્યસાધકતા આપણે પશુપંખીમાં જોઈ શકીશું નહિ.

કાર્યસિદ્ધિ માટે મનુષ્ય જે ઉપાય લે છે તે ઉપાયમાં તે ઘણું વૈવિધ્ય આણી શકે છે. શારીરિક હિલચાલની બાબતમાં અભ્યાસથી મનુષ્ય ઘણો ફેરફાર કરી શકે છે. યોગનાં ચોર્યાસી આસનો આ વસ્તુનું સારું ઉદાહરણ પૂરું પાડે છે. મનુષ્ય જેટલું કેળવી શકે તેટલું કોઈ પણ પશુ કેળવી શકે નહિ. બુદ્ધિની બાબતમાં તો પશુ કરતાં મનુષ્ય ક્યાંઈ આગળ વધી જાય તે વાત તો જાણીતી છે. પોતાના હેતુને સિદ્ધ કરવા મનુષ્ય અનેક ઉપાય અજમાવે છે. ઉચ્ચ અને નીચ, નૈતિક, અનૈતિક એવા વિવિધ સાધનો મનુષ્ય પોતાના લક્ષ્યને પહોંચવા અજમાવે છે. કૂતરાને કોઈ મનુષ્ય ઉપર ગુસ્સો ચડયો હોય તો તેને બચકું ભરે એ સિવાય તેનો ગુસ્સો વ્યક્ત કરવાનું તેને સૂઝશે નહિ. મનુષ્યને બીજા મનુષ્ય ઉપર ક્રોધ ચડયો હશે તો તે ક્રોધ તે અનેક રીતે વ્યક્ત કરી શકે છે. તે તેના વેરી વિરુદ્ધ કાવતરું રચશે, તેના વિશે કવિતાઓ રચશે; છાપાઓમાં તેના વિરુદ્ધ ચળવળ કરશે; વર્ષો પછી પણ તેની સામે રાજકીય પક્ષ ઊભો કરશે; તે પોતે વેર ન લઈ શકે તો તેના પુત્રને તે વેર વાળવાના સોગન આપી જશે. તેજ પ્રમાણે પોતાનો સ્નેહ વ્યક્ત કરવા મનુષ્ય રાતદિવસ પૈસા કમાશે, ઉજાગરા કરશે, પર્વતો ઓળંગશે, આકાશમાં ઊડશે, ઉપવાસ કરશે, અને પ્રાણ આપવાની જરૂર પડશે તો પ્રાણ પણ આપશે. તે પર પ્રત્યે પ્રેમ સ્થૂળમાં સ્થૂળ રીતે સૂક્ષ્મમાં સૂક્ષ્મ રીતે અથવા દિવ્યરૂપે દર્શાવી શકશે; તે સ્નેહને વિકૃત પણ કરી શકશે અને ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા ઉપર પણ લઈ જઈ શકશે. વિકૃતિ[1] અને ઉર્ધ્વગમન અથવા સંસ્કરણ[2] બન્ને મનુષ્યજીવનમા મોટો ભાગ ભજવે છે, આપણે આગળ તેને જરા વિગતવાર જોઈશું આ પ્રમાણે કાર્યસાધનામાં પુષ્કળ વૈવિધ્યને મનુષ્ય જીવનમાં અવકાશ રહે છે, અને તેથી જ તે આટલું ગૂઢ, જટિલ વિચિત્ર અને આશ્ચર્યકારક બની શકે છે.

ઉપર આપણે જોયું તે પ્રમાણે માત્ર ચોક્કસ કારણથી Stimulus જ નહિ પરંતુ અનેક કારણોથી Stimuli થી આપણામાં ભય, જિજ્ઞાસા, વગેરે વૃત્તિઓ જાગૃત થાય છે. ભય ઉપજાવનાર પદાર્થ એક બે નહિ પરંતુ અનેક થઈ શકે છે. એ જ પ્રમાણે ભય નિવારવાની અથવા જિજ્ઞાસાને પૂર્ણ કરવાના ઉપાય [Response] એક જ નહિ પણ અનેક હોય છે. એક વૃત્તિને જાગૃત કરનાર અનેક કારણો Stimuli અને એ વૃત્તિને સંતોષનાર ક્રિયાઓ [Responses] અનેક હોય છે; માત્ર એ સમયે અનુભવાતી ઊર્મિમાં કાંઈ વૈવિધ્ય થતું નથી.

1 Perversion 2 Sublimation

વૃત્તિનું કાર્ય નીચે પ્રમાણે આકૃતિથી દર્શાવી શકાય.




કાળી લીટી વાળો નં. ૧ વાળો લંબચોરસ

સાદી લીટી વાળો નં. ૨ વાળો લંબચોરસ શરીરનો પ્રદેશ બતાવે છે, અને સંવેદનો તથા ક્રિયાઓમાં થતું વૈવિધ્ય દર્શાવે છે.

આપણે વૃત્તિના ઉદય વખતે વ્યક્ત થતા ત્રણ મનોવ્યાપાર જોઈ ગયા; દરેક સમયે એ ત્રણે ય દર્શન દે છે એ ખરું છે, પરંતુ એ ત્રણેય એક સરખા પ્રમાણમાં વ્યક્ત થતાં નથી. દૃષ્ટાંત તરીકે કોઈ તત્વજ્ઞાની જીવ, જગત અને ઈશ્વરના સંબંધ વિશે, કોઈ ગણિતશાસ્ત્રી ભૂમિતિના સિદ્ધાંત વિશે અથવા કોઈ રાજદ્વારી પુરુષ રાજ્યના અટપટા કોયડા ઉકેલવામાં ગુંથાયો હોય છે ત્યારે તેના ચિત્તમાં સંવેદનની ક્રિયા પ્રબળપણે ચાલી રહી હોય છે અને અન્ય વ્યાપારો અતિશય મંદ સ્વરૂપે વ્યક્ત થાય છે; એ જ વ્યક્તિઓ કોઈના પ્રત્યે ક્રોધ દાખવતા હોય ત્યારે ઊર્મિ મુખ્ય ભાગ ભજવે છે અને સંવેદન તથા ક્રિયા ગૌણ બની જાય છે; એ જ મનુષ્યો જ્યારે જમવા બેસશે, જ્યારે ચાલતા હશે અથવા ન્હાતા હશે ત્યારે ક્રિયા મુખ્ય પ્રવૃત્તિ બને છે. અને સંવેદન અને ઊર્મિ એ આડે ઢંકાઈ જાય છે.

માનવજીવનની દરેક પ્રવૃત્તિની પાછળ આ વૃત્તિઓમાંથી એક અથવા વિશેષ વૃત્તિઓનું પ્રેરક બળ રહેલું છે એમ આ પ્રકરણમાં કહેવામાં આવ્યું છે. પરંતુ આ વૃત્તિ સીધેસીધી, પ્રત્યક્ષ એ ને એ સ્વરૂપમાં માનવજીવનમાં સદા ભાગ ભજવતી નથી. એના ઉપર સંસ્કાર, વાતાવરણ, અનુભવ અને બુદ્ધિના થરના થર જામે છે; એ બીજાં બળોની અસર નીચે વૃત્તિનું સ્વરૂપ વિકાસ પામે છે, પલટાઈ જાય છે. વૃત્તિ જે નવાં રૂપો ધારણ કરે છે તેને આપણે 'મનોભાવ'* કહીશું. આ મનોભાવની અંદર વૃત્તિની સાથે આ બીજાં તત્વો એવાં જકડાઈ ગયેલાં હોય છે કે વૃત્તિને ઓળખી કાઢવી પણ મુશ્કેલ થઈ પડે છે. બુદ્ધિના ચમકાર નીચે વૃત્તિ એવી છુપાઈ ગઈ હોય છે કે આપણને મનુષ્ય જીવનમાં બુદ્ધિવૈભવ સિવાય બીજું કાંઈ નજરેજ ચડે નહિ; જ્યાં જુઓ ત્યાં બુદ્ધિ, વિચારશક્તિ અને પ્રતિભાનું જ સામ્રાજ્ય દૃષ્ટિએ આવે તેથી જ વૃત્તિ માનવજીવનમાં ભાગ ભજવે છે કે નહિ એ વિશે કોઈને શંકા ઉઠાવવાને કારણ મળે છે.

* વૃત્તિ આવાં નવાં સ્વરૂપોને અંગ્રેજીમાં *Sentiments* કહેવામાં આવે છે. કોઈ કોઈવાર એને *Complex* ( ગ્રન્થિ ) પણ કહેવામાં આવે છે. એ Sentiment અને Complex વચ્ચે જે સૂક્ષ્મ ભેદ કરવામાં આવ્યો છે, તે આગળ સ્પષ્ટ કરવામાં આવશે.

# કેમ્બ્રીજની શાળાઓ*

: રૂપાંતરકાર :

શ્રી. મણિભાઈ પટેલ

આચાર્ય • ભારત વિદ્યાલય • કરાડી

[ ૩ ]

## ભૂગોળશિક્ષણ

આ ગ્રામશાળામાં ભૂગોળ વ્યવહારિક દૃષ્ટિએ શીખવવામાં આવતી હતી. તેને માટે કોઈ પાઠ્યપુસ્તક ઠરાવેલું ન હતું. આપણા દેશમાં નાનાં નાનાં છોકરાં માટે પણ પાઠ્ય પુસ્તકો ઠરાવેલાં હોય છે અને જિલ્લા અને તાલુકાઓનાં નામ ગોખાવીએ છીએ. દેશનાં અને દુનિયાનાં શહેરો જોયા વિના મશહુર શહેરોની ગોખણપટ્ટી કરવી પડે છે. કેમ્બ્રીજની ગ્રામશાળામાં પાઠ્યપુસ્તક પણ નથી, તેમજ ઠેરવેલો ક્રમ પણ નથી. દરેક વિદ્યાર્થીઓ પાસે દરેક ખંડ [ Continent ] માટે નોખી નોખી ફાઈલો હોય છે તે ફાઈલની અંદર છાપાં કે માસિકોમાંથી મળી આવતાં ચિત્રો એકઠાં કરેલાં હોય છે. આવાં ચિત્રો બહારથી કે જ્યાં જ્યાં છાપાં કે માસિકો નજરે પડે ત્યાંથી તે મેળવી લાવે છે. શિક્ષક આવાં એકઠાં થયેલાં ચિત્રો ઉપર વાતો કરે છે. અને વિદ્યાર્થીઓ પોતાના શબ્દોમાં તેના વિશે નોંધ કરે છે. જુદા જુદા દેશોની ફિલમો, પરદેશના ખબરો તથા પરદેશથી આવી ચડતા યાત્રીઓ ભૂગોળ શિક્ષણને માટે પૂરતો ખોરાક થઈ પડે છે, મેં એક વિદ્યાર્થી પાસે હિંદુસ્તાન વિશે ફાઈલ જોઈ હતી. તેની ફાઈલનાં ચિત્રોમાં હિંદી સિપાઈ, મહાત્મા ગાંધી, એવરેસ્ટ ચડનાર ૧૯૩૪ની ટુકડી, ગારીવાલનો ચિત્તા શિકાર, તાજમહાલ, ગંગાસ્નાન, મંદિરો અને મસ્જીદોનાં ચિત્રો હતાં. આ દરેક ચિત્રની નીચે ટૂંકી ટૂંકી નોંધ હતી. આ વિદ્યાર્થીઓને કુદરતી વિભાગોની બહુ ખબર ન હતી એટલે કે સૌથી ગરમ પ્રદેશ, સૌથી ઠંડો પ્રદેશ તથા ઘઉં કયા પ્રદેશમાં થાય કે ચહા કયા પ્રદેશમાં થાય ? મારી મુલાકાતે તેમના ભૂગોળના એક પાઠની ગરજ સારી. મારો તેમની સાથેનો ટૂંકો વાર્તાલાપ પૂરો થયો કે તેમણે નીચે લખેલાં સંખ્યાબધ સવાલો પૂછ્યા હતા.

તમારો રંગ કેમ પાકો છે ? તમારો ધર્મ કયો છે, અને ખ્રિસ્તિ ધર્મ કરતાં તેમાં કેવી જાતનો ફેર છે ? તમે હિંદી રહેવાસીના મકાનનું ચિત્ર દોરી શકશો ? તમારા દેશના કાંઈ ફળનું ચિત્ર દોરી શકશો ? તમે દિવસમાં કેટલી વખત ચહા પીઓ છો ? તમે ઊંચામાં ઊંચી જગાએ ગયા હો તેવી જગાનું વર્ણન કરશો ? હિંદી ખોરાક અંગ્રેજ ખોરાકથી કેવી રીતે જુદો પડે છે ? પાટિયા પર તમારી ભાષાનાં બે ચાર વાક્યો લખી બતાવશો ? હિંદી સંગીતનો ખ્યાલ આપશો ?

## નૈસર્ગિક અભ્યાસ

આ શાળાની બીજી વિશેષતા નૈસર્ગિક અભ્યાસ [ Nature Study ] હતી. અને ચારે બાજુ લોકો તે જોવા આવતા હતા. વિદ્યાર્થીઓને જે કંઈ નમુના મળી આવે તે શાળામાં લઈ આવવા માટે પ્રોત્સાહિત કરવામાં આવતા હતા. આવા આવેલા નમૂનાઓની નોંધ રાખવામાં આવતી હતી અને દરેક શનિવારે તે બધાને

---

* ત્રૈમાસિક Teachingમાં 'કેમ્બ્રીજ સ્કૂલ્સ' નામના શ્રી. ઈશકુમારના લેખનું રૂપાંતર. આગલા બે હપતા માટે 'નૂતનશિક્ષણ'ના મે અને જૂન માસના અંકો જુઓ.

વર્ગ સમક્ષ પ્રદર્શન રૂપે ગોઠવવામાં આવતા હતા અને તેની પર ચર્ચા ચલાવવામાં આવતી હતી. જે આ નમૂનાનો સરસ સંગ્રહ કરી લાવતો તેને આવતે અઠવાડિયે આ નમૂનાઓની નોંધ રાખવાનું માન આપવામાં આવતું હતું.

સાચો નૈસર્ગિક અભ્યાસ તો શાળાના ઓરડાની બહારજ હોઈ શકે. તેથી દર મહિને એક પ્રવાસ ખેતરોમાં, નદીકાંઠે, દરિયાકાંઠે, ટેકરાળ પ્રદેશ કે એમ જુદી જુદી જાતના પ્રદેશોમાં ગોઠવવામાં આવતો. દરેક પ્રવાસનો ખાસ હેતુ લક્ષમાં રાખવામાં આવતો હતો. ટુકડી પ્રવાસે ઊપડે તે પહેલાં શિક્ષક વિદ્યાર્થીઓને પ્રવાસનો હેતુ સમજાવતો અને સામાન્ય સૂચનાઓ પણ આપતો હતો. ઠરાવેલે સ્થળે પહોંચતાં ટુકડી ત્રણચાર નાની નાની ટુકડીઓમાં વહેંચાઈને જુદી જુદી દિશામાં વેરાઈ જતી. એકાદ કલાક પછી બધાં એકઠાં થતાં અને તે વખતે દરેકની ઉમ્મર અને બુદ્ધિના પ્રમાણમાં કંઈ ને કંઈ રસદાયક મળી જતું. આણેલા નમૂનાઓ ભેગા કરવામાં આવતા, વર્ગીકરણ થતું અને નોંધ રાખવામાં આવતી. આ શાળાના વિદ્યાર્થીઓમાં મને એક ખાસ વિશેષતા દેખાઈ અને તે એ કે તેઓ તેમની આસપાસના સંજોગો પર અદ્વિતીય સ્વામીત્વવાળા હતા અને નિરીક્ષણવૃત્તિ ઘણી ઊંડી હતી. તેમના ગામમાં ઊગેલા એક એક છોડવાઓ અને ઝાડોનાં નામ તથા તે દરેકની ખાસિયતથી તે પરિચિત હતા. અને તે શાળાના હેડમાસ્તર કહેતા હતા કે આવા પ્રવાસોથી તેમને શીખવાતા પાઠોમાં વધારે રસ ધરાવતા થયા હતા. તેમનું ભૌગોલિક જ્ઞાન વધ્યું હતું, લેખન સુધર્યું હતું. કુદરત વિશેના વાચનની અભિરુચિ જાગૃત થઈ હતી. પંખીઓ, ખેતરો અને ફળ પરનાં કાવ્યો મોઢે કરવામાં તેમને વધારે રસ ઉત્પન્ન થયો હતો. માબાપોને પણ છોકરાં પાસેથી પ્રેરણા મળતી અને આ જ્ઞાનયજ્ઞમાં આખું ગામ સહકાર આપતું હતું.

## ગ્રામ મહાશાળાઓ

કેમ્બ્રીજ જેને માટે મશહૂર છે તે સીનિયર શાળા પર હવે હું આવીશ. આવી શાળાઓ ગ્રામ મહાશાળાઓ ( Village College ) તરીકે ઓળખાય છે. બોટીસામ, સ્વાસ્તન, લીન્ટન અને હીસ્ટન એ ચાર સ્થળોએ આવી શાળાઓ છે. આ સંસ્થાઓ ગ્રામજનતાની કેળવણીનું કેન્દ્ર ગણાય છે. આ શાળાઓની શિક્ષણવિષયક બાજુ તો બીજી ગ્રામશાળાઓ જેવી સામાન્ય હોય છે, પણ તેમનું સાચું કાર્ય તો શાળાના સમય પછી થાય છે. શાળામાં સંખ્યાબંધ જુદાં જુદાં મંડળો હોય છે અને આમાંથી કોઈ ને કોઈ મંડળની સભા રોજ સાંજે હોયજ. આ મંડળમાં શાળાના જૂના વિદ્યાર્થીઓ તથા આજુબાજુના ગૃહસ્થ લોકો સભ્ય તરીકે જોડાઈ શકે છે. આ મંડળીનો મુખ્ય હેતુ એ હોય છે કે શાળા છોડયા પછી વિદ્યાર્થી નિરક્ષરતામાં પડી જાય કે માનસિક આળસ સેવતો થઈ જાય તેમાંથી અટકાવવાનો છે. ત્યાં જુદાં જુદાં રમત મંડળો ઉપરાંત નાટ્યમંડળી, ચર્ચાસભા, નૃત્યમંડળી, પ્રૌઢમંડળ, ફોટોગ્રાફીમંડળ, વ્યાયામમંડળ, પ્રસૂતિગૃહ, ખેતીવાડીમંડળ, તાત્કાલિક સારવારમંડળ વગેરે વગેરે જાતની મંડળીઓ હોય છે. દર પખવાડિયે ફિલ્મ ઈવનીંગ હોય છે, સત્રમાં એક વખત હોલી ઓર્કેસ્ટ્રનૂન અને વર્ષમાં એક વખત મોટો જલસો યોજાય છે.

આ સંસ્થાઓ સહકારનાં અને ગ્રામોન્નતિનાં કેન્દ્રો હોય છે. આજ તેમનો મુખ્ય હેતુ હોય છે અને આજે હિંદમાં આવી સંસ્થાઓની જરૂર છે. આપણા દેશની પ્રાથમિક શાળાઓએ કેટલુંક કાર્ય કર્યું છે અને કરે છે. પણ હજી કેળવણી અધૂરી અને કૃત્રિમ છે. વિદ્યાર્થીઓ શાળા છોડયા પછી નિરક્ષરતાના સાગરમાં ડૂબી જાય છે. શિક્ષકો અધૂરા કેળવાયેલા છે, પગારો પણ ઓછા અપાય છે અને નૈતિક ઘડતર અચોક્કસ હોય છે. મોટા ભાગના શિક્ષકો–માનસિક, નૈતિક અને આર્થિક–ઉન્નતિની જરૂર છે.

## સ્વાતંત્ર્ય અને ઉલ્લાસ

કેમ્બ્રીજની બધી શાળાઓમાં સ્વાતંત્ર્ય અને ઉલ્લાસનું વાતાવરણ હોય છે. શિક્ષક અને શીખનારાઓ મળીને શિક્ષણનો પ્રકાર નક્કી કરે છે. વિદ્યાર્થીઓને ઘેર લખવા વાંચવાનું હોતું નથી. માત્ર મેટ્રિકવાળાઓને

હોય છે. છોકરાઓ પોતાનાં પુસ્તકો ઘેર લઈ જતા નથી. આપણે અહીં ઘર આગળ લખવાવાંચવાનું ન આપવામાં આવે તો માબાપો શિક્ષકનું માથુ ખાઈ જાય છે. આપણી કેટલીક શાળાઓ સારાં પરિણામ લાવવા અને શિષ્યવૃત્તિઓ મેળવવા વધારાના વર્ગો ચલાવે છે. આવી જાતની વિચારણા કેમ્બ્રીજ શાળાઓ માટે ભયંકર છે. આપણે અહીં વર્નાક્યુલર ફાઈનલ વિદ્યાર્થીઓનું લોહીનું પાણી કરે છે. પણ કેમ્બ્રીજની શાળામાં વિદ્યાર્થીને ઘર આગળ વાંચવાનું આપે તો છોકરાની મા શિક્ષકનો દમ કાઢી નાખે. ત્યાં પુસ્તકો, સ્ટેશનરી, ચિત્રકળાનાં સાધનો કેમેરા-શાળાની અંદર જે જે જરૂર હોય તે બધું શાળા તરફથી મફત પૂરુ પાડવામાં આવે છે. વિદ્યાર્થીનું પોતાનાં તો કપડાં અને સાયકલ એ જ હોય છે. શાળામાં તે સ્વતંત્ર હોય છે. આપણા દેશમાં રજાને દિવસે છોકરાંને આનંદ થાય છે. પણ કેમ્બ્રીજમાં રવિવારનો દિવસ ગમગીનીનો દિવસ હોય છે. કારણકે શાળામાં જવું તે તેને આનંદદાયક લાગે છે. જૂના જમાનાના મારકણા કે વઢકણા હેડમાસ્તરો ત્યાં નથી. ત્યાં મા ખિજવાય તો એમ કહે કે 'આવતી કાલે તને શાળામાં નહિ જવા દઉં.'

મૂળાક્ષરો અને ગણિત બન્ને ઉલ્લાસમાં છેલ્લી ઢબનાં સાધનોથી શીખવવામાં આવી છે. આપણે અહીં શાળાના નામથી વિદ્યાર્થીના માનસ ઉપર એક ભયંકર છાપ ઊભી થાય છે તેવું ત્યાં નથી. તે ત્યાં હસે છે, રમે છે અને ભણે છે. અડધું પડધું સમજ્યો ન સમજ્યો અને તેને ગોખવાનું ત્યાં નથી હોતું. તે ચોપડીઓમાંથી અને શિક્ષકો પાસેથી શીખે તેના કરતાં વધારે નિરીક્ષણથી શીખે છે. શિક્ષક તેમના પર હકીકતના ચોકડા લાદતો નથી પણ તેને સહાય કરે છે. છોકરાને ભણાવવામાં આવતો નથી પણ તે જાતે ભણે છે. શિક્ષણ પદ્ધતિની મોટામાં મોટી ફત્તેહ ગણો કે શિક્ષકની મોટામાં મોટી ફત્તેહ ગણો તો એજ કે—તેમણે રસ પેદા કર્યો છે.

## સહકેળવણી

કેમ્બ્રીજની શાળાઓમાં સહકેળવણી જેવું બહુ નથી. ઈંગ્લંડમાં સહકેળવણીના વિષયમાં મતભેદ પ્રવર્તે છે. કેમ્બ્રીજમાં પણ બરો અને કાઉન્ટી અમલદારો વચ્ચે મતભેદ છે. બરો અમલદારો જુનવાણી છે અને સહકેળવણીની વિરુદ્ધ છે અને કાઉન્ટી અમલદારો સહકેળવણીની તરફેણમાં છે. બન્ને પોતપોતાના વિચારોમાં મક્કમ છે અને પોતપોતાની રીતે પોતાના વિચારો અમલમાં મૂકવાને હિંમતવાળા અને સ્વતંત્ર છે. અને પરિણામે આ બન્નેની વચ્ચે આરોગ્યદાયક હરીફાઈ પ્રવર્તે છે. બરો વિભાગમાં (નાનાં છોકરાંની શાળા સિવાય) એક પણ શાળામાં સહકેળવણી નથી. પણ આનો અર્થ એવો નથી કે છોકરા છોકરીઓ છૂટથી હળે મળે તેની સામે વાંધો છે. ત્યાં કોઈ પણ જાતનો પ્રતિબંધ નથી અને જ્યાં સ્નેહ લગ્ન હોય ત્યાં આવો પ્રતિબંધ હોઈ શકે પણ નહિ. સહકેળવણી સામે તેમનો વાંધો કેળવણી અને માનસશાસ્ત્રીની દૃષ્ટિએ છે. એટલે કે તેઓ એમ માને છે કે છોકરીઓને જુદા પ્રકારની શિક્ષણની જરૂર છે તેમજ તેમની સાથેનું વર્તન પણ છોકરાઓ કરતાં જુદા પ્રકારનું હોવું જોઈએ કારણકે તેમના માનસબંધારણમાં ફેર હોવાથી તેને સ્પર્શ કરવાની રીત જુદી હોવી જોઈએ.

આપણે અહીં આ પ્રશ્ન આ દૃષ્ટિએ ઉકેલવામાં આવતો નથી. આપણે પાશ્ચિમાત્યોનું અનુકરણ કરીને સામાજિક રચનાને ઉથલાવી નાખવા માગીએ છીએ, સહકેળવણી પર આપણે અહીં જુદી જુદી વાતો કરવામાં આવે છે. કોલેજોમાં સહકેળવણી હોય છે. અને હવે અભિપ્રાય એવો થતો જાય છે કે તેથી વહેલી ઉમ્મરે સહકેળવણી શરૂ કરવી જોઈએ. માનસશાસ્ત્રની દૃષ્ટિએ આ વિચાર બરાબર છે. કારણ કે ખરી સહકેળવણી શરૂઆતથી જ હોવી જોઈએ. પણ સમાજમાં સ્ત્રી પુરુષોને છૂટથી હળવામળવા વિશે પ્રતિબંધ હોય ત્યાં સહકેળવણી થઈ શકે જ નહિ. અને થાય છે ત્યાં પરિણામ એ આવે છે કે છોકરીઓ શરમ અને સંકોચથી વર્ગમાં બેસે છે. અલગ જગા પર બેસે છે. અને બધો વખત તેમનું માનસ સંકોચ વૃત્તિથી પિડાય છે. જો કે

દલીલ એમ કરવામાં આવે છે કે સહકેળવણીથી બધું સુધરી જશે, પણ સમાજના વ્યવહારમાં છૂટથી હળવા-મળવાનું વાતાવરણ ન ઊભું થાય ત્યાં સુધી સુધારો થવો અશક્ય છે. ઈંગ્લંડના સમાજમાં છૂટવાળું વાતાવરણ છે અને થોડા કલાકો છોકરા છોકરીઓ જુદાં રહે છે. આપણા દેશમાં છૂટવાળું વાતાવરણ નથી. અને થોડા કલાક એક ઓરડામાં બેસાડીને આપણે સહકેળવણી આપ્યાનો સંતોષ માનીએ છીએ. છોકરાછોકરીઓની એ જુદી શાળાઓ કરતાં બન્નેની ભેગી શાળાઓ હોય તો આર્થિક દૃષ્ટિએ ફાયદાકારક છે. જો કે કેમ્બ્રીજમાં આનો નિકાલ જુદી રીતે કરેલો છે. ત્યાં છોકરા છોકરીઓની શાળાઓ નજીક નજીક બાંધી છે, વર્ગો જુદા, શિક્ષકો જુદા. પણ વ્યાયામ મંદિર, પ્રયોગ મંદિર, રમતોનાં મેદાનો, નાહવાના તળાવ એ બધું બધાંને માટે હોય છે અને જુદે જુદે વખતે જુદી જુદી શાળા વાપરે છે.

કેમ્બ્રીજની જે ગ્રામશાળાઓમાં સહકેળવણી પૂર બહારમાં ચાલે છે તેવી લગભગ ડઝનેક શાળાઓ મેં જોઈ છે. ત્યાં પણ એક જ પાટલી પર કે હારમાં છોકરા છોકરીઓને બેઠેલાં જોયાં નથી. છોકરીઓ પ્રમાણમાં શરમાળ લાગ્યા કરતી હતી. ભોજનગૃહમાં જમવાનાં ટેબલ જુદાં જુદાં હતાં. લગભગ અડધું શિક્ષણ નોખા નોખા સમયમાં ચાલતું. છોકરીઓ રાંધવાના, શિવવાના કે એવા ઘરકામના સમયમાં હોય, ત્યારે છોકરાઓ સુથારી, લુહારી કે બગીચાકામ જેવામાં જતા હતા. વિશ્રાંતિના સમયમાં પણ ભાગ્યે જ હળતાંભળતાં દેખાય. તેનો અર્થ એવો નથી કે હળવાભળવા માટે પ્રતિબંધ છે. કેટલીક શાળાઓમાં આવા નોખાપણાનાં વિચારને ઉત્તેજવામાં આવતો નથી. કેટલીક શાળાઓમાં આ બાબતને અવગણવામાં આવે છે. મોટે ભાગે શાળાના આચાર્ય ઉપર આનો આધાર રહે છે.

### બાળશિક્ષણ શાળાઓ

કેમ્બ્રીજમાં બાળશિક્ષણ શાળાઓ બહુ નથી. મેં લગભગ ત્રણેક નવી શાળાઓની મુલાકાત લીધી હતી. તે બધી જ સરસ જગાએ હતી અને સારા મકાનમાં હતી. હવા અજવાળું અને તડકો પુષ્કળ હતો અને રમતગમત માટે મેદાનો પણ પુષ્કળ હતાં બાળશિક્ષણ એટલે 'આનંદદાયક રમતો' અને 'ટેવનું બંધારણ'. વાચનનું નામનિશાન નહિ. તાલબદ્ધ ગીતો, સંગીત, રમતો, મણકા પરોવવા, રંગો કરવા, ટેબલને સાફસૂફ કરી નાસ્તો તૈયાર કરવો, થાળીઓ ધોવી, ખુલ્લા મેદાનમાં રમવું, વાર્તાઓ કહેવી. આજ એમનો કાર્યક્રમ હોય છે. વળી એથી મોટી ઉંમરના બાળકોની શાળામાં પણ ચોપડીઓ હોતી નથી. નાચ, રંગ કામ, હાથ ઉદ્યોગ, નમૂનાઓ બનાવવા, વાર્તાઓ કહેવી, નાટકો ભજવવાં, તાલબદ્ધ ગાવું અને વાર્તાલાપ કરવો–એ જ હોય છે.

આવી શાળાઓમાં રીતસર અક્ષરજ્ઞાનનું શિક્ષણ હોતું નથી, અને કોઈકને એમ લાગવાનો સંભવ છે કે શિક્ષકને કંઈ કામ જ નથી. પણ તેની અસર નજરે ન દેખાય એવી સજ્જડ હોય છે. તે શિક્ષક દરેકે દરેક વિદ્યાર્થીની પર પોતાની નજર રાખે છે અને તેની રમત, તેની ટેવ વગેરે પર પૂરતું ધ્યાન આપે છે. શિક્ષક બાળકોની દાતણ કરવાથી માંડીને તે રૂમાલની કસરત સુધીની બધી પ્રવૃત્તિઓમાં જોડાયેલો હોય છે. તે પોતાના ધંધામાં પાવરધા હોય છે એટલું જ નહિ પણ તેની ધીરજ અખૂટ હોય છે અને બાળપ્રેમ અસીમ ધરાવે છે. તે ખાસ આ કામ માટે તાલીમ લઈને જ આવે છે અને આ કાર્ય તેના વિના બીજું કોઈ કરી શકે એમ નથી. માનસશાસ્ત્રીની છેલ્લામાં છેલ્લી પદ્ધતિથી તે પૂરતો માહિતગાર હોય છે.

### મુગ્ધવતાં બાળકો

ફરજિયાત કેળવણી પહેલવહેલી પશ્ચિમમાં શરૂ થઈ. પછી બાળ કેળવણીની વાત આવી અને હવે અણુવિકસિત મુગ્ધવતાં બાળકોની કેળવણીની વાત હાથ ધરવામાં આવી છે. આપણે માટે હજી આ દૂરની વાત,

છે. કારણકે આપણી મુશ્કેલીઓ પારાવાર છે. એક તો અક્ષરજ્ઞાનનું પ્રમાણુ જ દશ ટકાથી ઓછું છે. હજારો બાળકોને પરીક્ષાનો હાઉ ગભરાવે છે. પરદેશી ભાષા ફરજિયાત શીખવી પડે છે. આપણા વાસ્તવિક જીવનથી કેળવણી ઘણે દૂર છે. આપણો દેશ ગરીબ છે. આપણી કેળવણી ખર્ચાળ છે. અને તેનો બદલો કાંઈ જ નથી. લગભગ ૭૦ ટકા વસ્તી ગામડામાં રહે છે કે જેમની પાસે વ્યવહારનાં સાધનો ઓછાં છે. હજારો લોકો દેશના વાસ્તવિક જીવનથી દૂર છે. કેટલાક ભાગોમાં તો જમીનદારો કે ધણિયામાઓ પોતાના તાબેદાર ખેડુતોનાં છૈયાંછોકરાં અક્ષરજ્ઞાન મેળવે એ ઇચ્છતા નથી કારણકે એ ભણીગણી હોશિયાર થાય તો તેમનાં કામકાજ કોણ કરે? તેથી આપણા દેશમાં સાક્ષરતાનો ઝંડો ફરકાવવો કઠણ છે.

કેમ્બ્રીજમાં મેટ્રિક સુધી શિક્ષણ મફત છે. દૂરમાં દૂર ગામડું હોય ત્યાંથી પણ અડધા કલાકમાં ઉચ્ચ પ્રાથમિક શિક્ષણ શાળામાં જઈ શકાય. ઓછી બુદ્ધિવાળાં બાળકોને માટે એક અલાયદો વર્ગ હોય છે. અને આ અલાયદા વર્ગને માટે એક ખાસ તાલીમ પામેલો શિક્ષક રોકેલો હોય છે. મોટે ભાગે આ વર્ગમાં તેમને જીવનમાં અનુરૂપ થાય અને તેમના જીવન નિર્વાહમાં ઉપયોગી થાય તેવું શિક્ષણ આપવામાં આવે છે. આપણા દેશમાં આવાં બાળકોની સંભાળ લેવાની જોગવાઈ નહિ હોવાને કારણે રસ્તાના રખડુ થઈને જાહેર સમાજના તિરસ્કારને પાત્ર થાય છે.

શારીરિક અને માનસિક ખોડ દૂર કરવાના હેતુથી એક ખાસ શાળા છે. તેમાં બે વિભાગ છે. બન્નેનો અભ્યાસક્રમ અને શિક્ષકો જુદા જુદા છે. શારીરિક ખોડખાંપણવાળાઓ મોટો સમય શહેર બહાર ખુલ્લી હવા અજવાળામાં ગાળે છે. આવાં છોકરાંને સવારનો નાસ્તો અને બપોર પછીનું ખાણું શાળા તરફથી આપવામાં ાવે છે. ઘર આગળ કેવી જાતનો ખોરાક આપવો તેની સલાહ માબાપોને આપવામાં આવે છે. ડાક્ટર વર્ષમાં વખત તપાસ કરે છે અને જે સમધારણ સ્થિતિમાં જણાય તેમને જાહેર શાળામાં મોકલી આપવામાં આવે . અને એ રીતે અભ્યાસનો બોજો શરીરની તંદુરસ્તીને અસર ન કરે તેવાં પગલાં લેવાય છે.

કેમ્બ્રીજની મોટી ફત્તેહ તો એ છે કે માનસિક ખોડવાળાં બાળકોની તે સંભાળ રાખે છે. આવી એક ાળામાં ૪૦ બાળકો હતાં અને તેમનું માનસિક વિકાસના પ્રમાણમાં વર્ગીકરણ કરેલું હતું. તેમાંનાં કેટલાંક હલકું ભારે, નાનું કે, મોટું, ધોળું કે કાળું—એ બધાનો ભેદ સમજી શકતાં ન હતાં છતાં તે ગાંડાં તો નહોતાં જ. તેઓ ીજાં બાળકો કરતાં ક્રમઅક્કલ હતાં એટલે તેમને ખાસ રીતે શીખવવું જોઈએ. અને ખરેખર તેમના શિક્ષકોની ીરજ અને હિંમત જોઈને તાજુબ થઈ જવાય. આથી યે વધારે પ્રશંસાપાત્ર અને નિરાશાજનક ગણી શકાય ની શાળા તે ધંધા કેન્દ્ર [Occuption Centre] હતું. ત્યાં અણુવિકસિત અને અવિકસિત બાળકોને ાક્ષણુ અપાતું. ત્યાં લગભગ નવ વર્ષથી માંડીને તે ૪૫ વર્ષ સુધીનાં સ્ત્રી પુરુષો મળી ૨૦ જણ હતાં. શિક્ષકને ખૂબ ચકોર રહેવું પડતું. શિક્ષકની જરા જેટલી બેધ્યાની બારીના કાચ તોડવામાં કે કંઈ ફેંકી દેવામાં પરિણમતી. ુળાક્ષરો અને સંખ્યાજ્ઞાન શીખવવા માટે ખાસ પ્રકારનાં સાધનો હતા. તાલબદ્ધ ક્રિયાઓ પ્રત્યે ખાસ ધ્યાન ગપાતું હતું. આ બધાં તદ્દન બાધાં હતાં. તે વજન કે સિક્કા પારખી શકતાં ન હતાં. સાદા સવાલોના જવાબો ણુ આપતાં નહિ. મોટરમાં બેસીને ઘેર પણુ જઈ શકતાં નહિ. તેમ છતાં છએક વર્ષમાં આમાંથી ચારેક જણુ ોતાનું પેટિયું મેળવી શકે તેવી લાયકાતવાળાં થયાં હતાં. એક છાપાં વેચનાર ફેરિયો થયો હતો. બીજી રસોડામાં ાદદનીશ નોકર થઈ હતી. આ બધું લખવાનો મુદ્દો તો એ છે કે જુદી જુદી જાતનાં બાળકોની શક્તિને પૂરા પ્રમાણમાં વિકસાવવા માટે કેવા પ્રયત્ન થાય છે!

કેટલાક આંકડાઓ

કેમ્બ્રીજની વસ્તી ૧૯૩૮ માં ૭૬,૫૬૦ જણની હતી. તેમાંથી ૩૭૨૮ છોકરાઓ અને ૩,૪૮૯ છોકરીઓ મળી કુલ ૭,૨૧૭ જણ શાળાએ જતાં હતાં. વસ્તીના દશ ટકા જેટલો ભાગ આને માટે ૭૦ પુરુષો અને ૧૭૩ સ્ત્રીઓ મળી કુલ ૨૪૩ શિક્ષકો હતાં. સરેરાશ શિક્ષક દીઠ ૩૦ બાળકો ગણાય ત્યાં ઉત્તરોત્તર પુરુષ શિક્ષકોને સ્થાને રહી શિક્ષિકાઓ વધારવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ૧૯૩૮નું શિક્ષણ ખર્ચ ૧,૦૮,૮૫૮ પાઉંડ એટલે બાળક દીઠ વાર્ષિક ૧૫ પાઉંડ હતું. ત્યાંના શિક્ષકોના પગારનું ધોરણ બર્નહામ સ્કેલથી નક્કી થયેલું છે.

| | | |
|---|---|---|
| પ્રમાણપત્રવાળા પુરુષને વાર્ષિક | પાઉંડ ૧૦૨–૭૬– | ૧૫૬ |
| પ્રમાણપત્રવાળી સ્ત્રીને ,, | પાઉંડ ૯૩–૯ – | ૧૪૪ |
| પ્રમાણપત્રવાળા પુરુષને વાર્ષિક (વધુમાં વધુ) | પાઉંડ ૧૬૮–૧૨–૩૩૦ | |
| પ્રમાણપત્રવાળી સ્ત્રીને ,, | પાઉંડ ૧૫૦– ૯–૨૫૮ | |

ઇંગ્લંડમાં શિક્ષકોને પોતાના પગાર, પગારનાં ધોરણ, પગારના વધારો કે પેન્શનનો વિચાર કરવાનો હોતો નથી. પણ તેમને પોતાના શિક્ષણકાર્યનો જ વિચાર કરવાનો હોય છે.

# જીવન ઉપર શાળાની અસર*

શ્રી. ભાનુ ઠાકર

શાળા કુટુંબનું આગળ વધેલું અંગ છે. જો માબાપો છોકરાંઓને તાલીમ આપવાનું અને એમના જીવનના પ્રશ્નો ઉકેલવાનું કામ માથે લઈ લે, તો શાળાની કેળવણીની કશી જરૂર ન રહે. આપણી આધુનિક સંસ્કૃતિ બહુ અટપટી બની ગઈ છે. તેથી સામાજિક જીવનને માટે જરૂરની હોય એટલી કેળવણી બાળકને ઘરમાં જ આપવી શક્ય નથી, અને શાળાઓની જરૂર પડે છે.

આધુનિક શાળાઓ જ્યારે સ્થપાઈ, ત્યારે રાજ્યકર્તાઓના આદર્શ પ્રમાણે કેળવણી આપવાનું નક્કી થયું. રાજ્યકર્તાઓને આજ્ઞાંકિત નોકરો જોઈતા હતા, તેથી એમણે શાળાનો અભ્યાસક્રમ એ જાતનો ઘડ્યો. સમય જતાં આ જાતની કેળવણીની ત્રુટિઓ જણાવા લાગી અને અત્યારે કેળવણીનો આદર્શ એ બન્યો છે કે બાળક સ્વતંત્રપણે વિચારતું થાય, આપણી આખી માનવસંસ્કૃતિમાં ભાગ લે અને પોતાનો ફાળો આપે. બાળકો મોટાં થઈને કેવળ પૈસા કમાય એ આપણે નથી જોઈતું, પરંતુ તેઓ સ્વતંત્ર અને જવાબદાર કાર્યકરો બને એ પણ જોઈએ છે. જેઓ શાળામાં કોઈ પણ સુધારો સૂચવતા હોય છે, તેઓ જાણ્યે અજાણ્યે સામાજિક જીવનમાં સહકારનો અંક વધારવા રસ્તો શોધી રહ્યા હોય છે, આ કાર્યને માટે શાળામાં બાળકને સમજી શકે અને એના વિકાસમાં મદદ કરી શકે એવી શિક્ષકોની તાલીમ આપવાની જરૂર છે.

જ્યારે બાળક શાળામાં પહેલી વાર આવે છે, ત્યારે એની સામે સામાજિક જીવનની નવી કસોટી આવે છે, અને આ કસોટી એના વિકાસની ભૂલો ઉઘાડી કરે છે. જો તેને ઘરમાં પંપાળીને રાખવામાં આવ્યું હશે, તો તેને ઘર છોડીને બીજા બાળકો સાથે ભળવું ગમશે નહિ. એના પાઠમાં અને શિક્ષકમાં બિલકુલ રસ લેશે નહિ, અને ઘેર લઈ જવા માટે રડશે. તે બધો વખત પોતાની જાતનો જ વિચાર કરતું હશે, તેથી અભ્યાસમાં પાછળ પડશે. આવાં બાળકો માટે માબાપ ઘણી વાર કહે છે કે ઘેર તેઓ જરા પણ તકલીફ નથી આપતાં, પણ માત્ર શાળામાં જ મુશ્કેલી ઊભી થાય છે. ઘેર એની પાસે કશી કસોટી મૂકવામાં આવતી નથી. તેથી તેના વિકાસની ભૂલો દેખાતી નથી. શાળામાં તો તેને પંપાળવામાં આવતું નથી, તેથી તેમાં એને પોતાની હાર લાગે છે.

બાળકોની મુશ્કેલીઓ ઉપર ધ્યાન આપવાનું અને માબાપની ભૂલો સુધારવાનું કામ શિક્ષકને માથે રહે છે. જે બાળક ચોક્કસપણે નબળા મનનું નથી હોતું, છતાં વર્ગમાં પછાત રહે છે, તે સામાજિક જીવનને અનુકૂળ બનવાના પ્રશ્ન સામે ગભરાતું હોય છે. આ નવી પરિસ્થિતિને પહોંચી વળવા માટે શિક્ષક મદદરૂપ બની શકે.

શિક્ષક કઈ રીતે મદદ કરી શકે? માતાની જેમ તેણે બાળકની સાથે સંબંધમાં આવીને તેને રસ લેતું કરવું જોઈએ. આ રસ ઉપર તેના આખા ભવિષ્યનો આધાર છે. તેને સખ્તાઈ અથવા સજાથી રસ લેતું કરી શકાતું નથી તેના ઉપર ટીકા કરવી અથવા તેને ઠપકો આપવો, એ પણ ખરાબ છે, કારણ કે એમ કરવાથી તો તેનો શાળા તરફનો અણગમો વાજબી સાબિત થશે. આવી રીતે ઠપકો આપીને જે બાળકો માટે શાળાનું વાતાવરણ કૃત્રિમ રીતે અળખામણું બનાવવામાં આવે છે. તેઓ મોટે ભાગે રખડુ બને છે, ખરાબ વિદ્યાર્થીઓ બને છે, અક્કલહીન દેખાય છે, અને અનેક રીતે ત્રાસ આપે છે. આવા બાળકો ખરેખર અક્કલહીન નથી હોતાં.

---

* અનુવાદિત

તેઓ ઘણી વાર શાળાએ નહિ આવવાનાં બહાનાં શોધવામાં અને માબાપની ખોટી ચિઠ્ઠી બનાવવામાં બહુ બુદ્ધિ બતાવે છે. તેઓને શાળા બહાર રખડુ છોકરાઓમાં શાળા કરતાં વધારે પ્રશંસા મળે છે, તેથી તેમને શાળાના વર્ગમાં રહેવાં કરતાં રખડુ ટોળીમાં ફરવું વધારે ગમે છે. આ પરિસ્થિતિમાં દેખાશે કે જે બાળકો વર્ગના એક ભાગ નથી બની શકતાં, તે ગુના કરવા તરફ જાય છે.

જો શિક્ષકે બાળકને રસ લેતું કરવું હશે તો તે બાળકના પહેલાંના રસના વિષયો સમજશે, અને એને ખાતરી કરાવશે કે એમાં અને બીજી બાબતોમાં તે ફત્તેહ મેળવી શકશે. જ્યારે બાળકને એક બાબતમાં વિશ્વાસ આવી જાય છે. ત્યારે બીજી બાબતોમાં પ્રોત્સાહન આપવું સહેલું થઈ જાય છે, તેથી સૌથી પહેલાં આપણે એ શોધી કાઢવું જોઈએ કે બાળક દુનિયા તરફ કઈ રીતે જુએ છે, તે કઈ જ્ઞાનેંદ્રિય ઉપર વધારે ધ્યાન આપે છે, અને કઈ જ્ઞાનેન્દ્રિય સૌથી વધારે કેળવાયેલી છે. કેટલાંક બાળકોને જોવામાં સૌથી વધારે રસ હોય છે કેટલાંકને સાંભળવામાં અને કેટલાંકને ફરવામાં સૌથી વધારે રસ હોય છે. જે બાળકને જોવામાં રસ હોય, તેની પાસે વ્યાખ્યાન આપવામાં આવશે તો તે નહિ સાંભળે.

કોઈ પણ વિષયને બાળકના જીવન સાથેના સંબંધ સહિત ભણાવવો એ શિક્ષણની સૌથી સારી રીત છે, કારણ કે તેથી બાળકને શિક્ષણના હેતુની અને એની વ્યવહારિક ઉપયોગિતાની ખબર પડે છે. દા. ત. મકાન બાંધવા સાથે ગણિતને જોડી શકાય. કેટલાક વિષયો ભેગા પણ શીખવી શકાય. દા. ત. શિક્ષક બાળકોને ફરવા લઈ જઈ, એમને રસ આવતી બાબતો ઉપર શીખવી શકે. અલબત આને માટે સૌથી પહેલી એ શરત છે કે શિક્ષકને બાળકમાં રસ હોવો જોઈએ.

આપણી અત્યારની પદ્ધતિમાં બાળક શાળામાં સહકારને બદલે હરીફાઈ માટે તૈયાર થઈને આવે છે, અને શાળામાં અભ્યાસ દરમિયાન આ હરીફાઈ ચાલુ રહે છે. હરીફાઈ છોકરાં માટે મોટી આફત છે. જે બાળકો પછાત રહી જાય છે તેમને માટે અને જેઓ ખૂબ મહેનત કરીને બીજાથી આગળ નીકળી જાય છે, એ બેઉ માટે આ સરખી આફત છે, કારણ કે એ બેઉ સ્થિતિમાં બાળક માત્ર પોતાની જાતનો જ વિચાર કરતું થાય છે. પોતાના માટે બને તેટલું મેળવવું અને બીજાને કશી મદદ ન કરવી તે એનું ધ્યેય હોય છે. કુટુંબની જેમ વર્ગ પણ સમાન વ્યક્તિઓનો એકાંક બનવો જોઈએ. જો એમને આ રીતે કેળવવામાં આવે તો તેઓ એક બીજામાં રસ લેતાં થાય અને સહકારમાં મજા લે. ઘણુંએ મુઝવતાં બાળકો વર્ગના રસ અને સહકારથી બદલાઈ જાય છે. સહકાર વધારવા માટે એક એવું સૂચન કરવામાં આવે છે કે વર્ગનું તંત્ર બાળકોને જ સોંપી દેવું. આવા પ્રયોગમાં શિક્ષકે ખૂબ કાળજીપૂર્વક ધ્યાન રાખવાની જરૂર રહે છે.

બાળકોની કેળવણીમાં સૌથી મોટી મુશ્કેલી બાળકની શક્તિની મર્યાદાથી નથી ઊભી થતી, પણ એ મર્યાદા વિશે બાળક પોતે શું ધારે છે, એથી ઊભી થાય છે. જો બાળક એમ માને કે તેનામાં બુદ્ધિ ઓછી છે, તો તે નિરાશ બની જાય છે, અને ધારી બેસે છે કે ફત્તેહ એની શક્તિની બહાર છે. કેળવણીમાં આપણે બાળકનાં હિંમત અને રસ વધારવાનું અને તેણે પોતાની શક્તિ વિષે જે મર્યાદા આંકી હોય તે દૂર કરવાનું કામ કરવું જોઈએ.

શાળાના રીપોર્ટ માટે પણ એમજ બને છે. જ્યારે શિક્ષક ખરાબ રીપોર્ટ આપે છે ત્યારે તે એમ માને છે કે તે બાળકને વધારે મહેનત કરવા પ્રેરે છે. જો ઘરનું વાતાવરણ કડક હશે તો બાળક એ રીપોર્ટ ઘેર લઈ જતાં ડરશે. તે કાંતો ઘેર ન જાય અથવા રીપોર્ટ બદલાવી નાખે. કેટલીક વાર આવા સંજોગોમાં બાળકોએ આપઘાત પણ કર્યા છે. શિક્ષક ઘરના વાતાવરણ માટે જવાબદાર નથી, પણ એણે તે ધ્યાનમાં લેવું જોઈએ. જો માબાપ મહત્વાકાંક્ષી હોય, તો બાળક ખરાબ રીપોર્ટ સાથે આવે છે ત્યારે તેને ખૂબ ઠપકો મળે છે, જો

શિક્ષક થોડો વધારે નરમ અને વધારે ઉદાર હોત, તો બાળકને આગળ વધવાનું અને ફત્તેહ પામવાનું પ્રોત્સાહન મળ્યું હોત. જ્યારે બાળકને હંમેશાં ખરાબ રીપોર્ટ મળે છે, ત્યારે બધા એને ઠોઠ વિદ્યાર્થી ગણે છે, અને તે પણ પોતાના માટે એ સનાતન સત્ય તરીકે સ્વીકારી લે છે. પરંતુ તદ્દન ઠોઠ વિદ્યાર્થીઓ પણ સુધરી શકે છે, અને એ સાબિત કરવા પ્રખ્યાત માણસોના પૂરતા દાખલા છે.

આ એક જાણવા જેવી બાબત છે કે રીપોર્ટની મદદ વિના પણ બાળકોએ એક બીજાની શક્તિનું માપ બહુ સારી રીતે કાઢેલું હોય છે. તેઓ જાણે છે કે વર્ગમાં સૌથી સારું ગણિત, જોડણી, ચિત્ર અને કસરત કોને આવડે છે, અને તેઓ વર્ગીકરણ પણ કરી શકે છે. તેઓ વારંવાર એમ ધારવાની ભૂલ કરી બેસે છે કે પોતે વધારે સારું નહિ કરી શકે. તેઓ બીજાને પોતાથી આગળ જુએ છે અને માની લે છે કે તેઓ એમની સાથે નહિ થઈ શકે. જો બાળક આ અભિપ્રાય ચોક્કસ પણે બાંધી લે છે તો તે પછીના જીવનના સંજોગોમાં પણ એમ જ કરે છે. તે મોટી ઉમ્મરે બીજાની સરખામણીમાં પોતાનું સ્થાન નક્કી કરશે, અને માની લેશે કે તેણે હંમેશાં ત્યાં જ પાછળ રહેવું જોઈએ. કેટલાંક બાળકો એમની શાળાની કારકીર્દિ દરમ્યાન બધા વર્ગોમાં એક સરખું સ્થાન રાખે, તેઓ આગળ મધ્યમાં અથવા છેલ્લાં રહે છે. આનો અર્થ એમ ન થવો જોઈએ કે જન્મથી તેઓ ઓછી કે વધારે શક્તિવાળાં હોય છે. તે એમ બતાવે છે કે તેમણે પોતાની શક્તિની મર્યાદા ક્યાં મૂકી છે, તેમનામાં આશાવાદ કેટલો છે અને એમનું કાર્યક્ષેત્ર કેટલું છે! કેટલીએ વાર પછાત રહેનારાં બાળકો અચાનક આશ્ચર્યકારક વિકાસ કરવા માંડે છે બાળકોએ એમની શક્તિની મર્યાદા આંકવાની ભૂલ સમજી જવી જોઈએ. અને શિક્ષકો અને બાળકોમાંથી આ વહેમ નીકળી જવો જોઈએ, કે સમધારણ બુદ્ધિના બાળકનો વિકાસ તેના કુળ સાથે જોડી શકાય, કેળવણીનાં વિચારમાં જે ભૂલો થઈ છે તેમાં વિકાસને માટે કુલોપાર્જીત મર્યાદાની માન્યતા સૌથી ભયંકર છે. તે માન્યતાથી માબાપો અને શિક્ષકો પોતાની ભૂલો ઢાંકી શકે છે, અને પ્રયત્ન ઓછા કરે છે. માનસિક શક્તિના વિકાસમાં સૌથી અગત્યનું તત્ત્વ રસ છે, અને આપણે જોયું છે કે એ રસ વંશને લીધે નહિ, પણ નિરુત્સાહી બનવાથી અને હારની બીકથી રુંધાઈ જાય છે. જરૂર મગજનું બંધારણ વારસામાં મળે છે, પણ મગજ મનનું સાધન છે, એનું મૂળ નથી. અને મગજમાં બહુ મોટી ખોડ ન હોય, તો તેને તાલીમ આપીને એ ખોડ પૂરી શકાય છે. અસાધારણ શક્તિ પાછળ આપણને હંમેશાં અસાધારણ વશ નહિ, પણ ઊંડો રસ અને તાલીમ માલુમ પડશે. જે કુટુંબમાં પેઢીઓ સુધી શક્તિશાળી વ્યક્તિઓ નીકળી હોય છે, ત્યાં પણ વંશને કારણુ માનવાની જરૂર નથી. આપણે એમ ધારવું જોઈએ કે કુટુંબમાં એક જણની ફત્તેહે બીજાને પ્રેરણા આપી, અને કુટુંબની પ્રણાલીએ બાળકોના રસને વિકસવાની અને તાલીમ પામવાની શકયતા આપી.

જો શિક્ષક પોતે જ એમ માનતો હશે કે વિકાસની મર્યાદા નિયત થએલી હોય છે, તો તે બાળકે પોતાના વિકાસ માટે મૂકેલી મર્યાદાને દૂર નહિ કરી શકે. તે પોતાના સંતોષ ખાતર બાળકને કહી શકે કે તારામાં ગણિત માટે બુદ્ધિ જ નથી, પરંતુ તેથી બાળક વધારે નાહિંમત બનશે.

બહુ મોટા વર્ગો ખૂબ ગેરફાયદાકારક છે. તેમાં કેટલાંય બાળકના પ્રશ્નો ઢંકાઈ જાય છે, અને તેમને બરાબર ઉકેલી શકાતા નથી. શિક્ષકે દરેક વિદ્યાર્થીના અંગત પરિચયમાં આવવું જોઈએ, અને તો જ એ રસ અને સહકાર ઉભાં કરી શકશે. જો બાળકોને અમુક વરસો સુધી એક જ શિક્ષક મળે તો તે બહુ મદદ કરી શકે છે. કેટલીક શાળાઓમાં શિક્ષક લગભગ દરેક છ મહિને બદલાય છે, અને તેથી કોઈ શિક્ષકને બાળક સાથે રહેવાની, તેમના પ્રશ્નો જોવાની અને તેમનો વિકાસ નોંધવાની તક મળતી નથી. જો શિક્ષક ત્રણ વરસ બાળક સાથે રહે, તો બાળકની જીવવાની રીત સહેલાઈથી સમજી શકે અને ભૂલ સુધારી શકે.

વર્ગ કુદાવવા એ પણ બાળક માટે હંમેશાં ફાયદાકારક નથી હોતું. પહોંચી ન વળી શકે એવી આશાઓના ભાર નીચે આવું બાળક દબાઈ જાય છે. જો બાળક તેના વર્ગનાં બીજાં બાળકો કરતાં વધારે પડતું

મોટું હોય અથવા તેનો વિકાસ બહુ જલદી થતો હોય તો જ એમને કુદાવવાનો વિચાર કરવો. જો વર્ગને એકમ ગણવામાં આવે તો વર્ગના એક વિદ્યાર્થીની ફત્તેહથી આખા વર્ગને કામ કરવાનું પ્રોત્સાહન મળે છે. અસાધારણ હોશિયાર વિદ્યાર્થીને બીજી પ્રવૃત્તિઓ આપવી વધારે સલાહભર્યું છે. એમ કરવાથી બાકીના વિદ્યાર્થીઓમાં નવા રસો અને પ્રવૃત્તિઓ જાગૃત કરી શકાશે.

બાળકને એક જ વર્ગમાં બે વરસ રાખવામાં આવે છે એ તો બહુ કમનસીબ છે. આવાં બાળકો પછાત અને કોયડારૂપ હોય છે. તેમના વિષે બીજાં બાળકો પણ સારો અભિપ્રાય ધરાવતાં નથી, અને તેઓ પોતાની શક્તિ વિષે અત્યંત નિરાશ હોય છે. આ અઘરો પ્રશ્ન છે, અને અત્યારની કામ કરવાની રીતથી બાળકને નાપાસ થતાં બચાવી શકાય એમ પણ નથી. કેટલાક શિક્ષકો વેકેશનનો ઉપયોગ બાળકની જીવનની ભૂલ સુધારવા અને નાપાસ થતાં બચાવવા માટે કરે છે. એક બાળકની ભૂલ સમજાઈ જાય, પછી તે ઉપલા વર્ગમાં સફળતાપૂર્વક આગળ વધી શકે છે. ખરેખર, આ એક જ રીતે આપણે પછાત રહેતાં બાળને મદદ કરી શકીએ. તેણે પોતાની શક્તિ માપવામાં જે ભૂલ કરી હોય, તે બતાવવાથી આપણે તેને વિકાસ કરવા માટે છૂટો કરીએ છીએ.

તાત્ત્વિક દૃષ્ટિએ સહશિક્ષણને સંપૂર્ણ ટેકો મળવો જોઈએ. છોકરાઓ અને છોકરીઓને બીજી જાતિની વ્યક્તિને ઓળખવાનું અને સહકાર શીખવાનું તે સારામાં સારું સાધન છે. પરંતુ જેઓ સહશિક્ષણથી બધા પ્રશ્નોનો ઉકેલ આવી ગયેલો માને છે તેઓ મોટી ભૂલ કરે છે. સહશિક્ષણને એના પોતાના ખાસ પ્રશ્નો હોય છે, અને તે ખાસ પ્રશ્નોને ઓળખવામાં અને ઉકેલવામાં ન આવે, તો સહશિક્ષણ વિના હોય છે તેના કરતાં સહશિક્ષણમાં બે જાતિઓ વચ્ચેનું અંતર વધે છે. એક મુશ્કેલી તો એ છે કે સોળમા વરસ સુધી છોકરા કરતાં છોકરીઓનો વિકાસ જલદી થાય છે. જો છોકરાઓ આ ન સમજે, તો તેમનો આત્મવિશ્વાસ ટકાવવો બહુ મુશ્કેલ પડે છે. પોતા કરતાં છોકરીઓને આગળ જુએ છે. તેથી તેઓ નિરાશ થઈ જાય છે. પછીના જીવનમાં પણ તેમને આ પરાજય યાદ આવે છે. તેથી સ્ત્રીઓની હરીફાઈથી ખૂબ ડરે છે. જો શિક્ષક સહશિક્ષણના મતનો હોય અને તેના પ્રશ્નો સમજતો હોય તો તેની દ્વારા ઘણું કરી શકે. બીજી એક મુશ્કેલી એ છે કે જો બાળકોને બરાબર તાલીમ મળી ન હોય, એમના ઉપર બરાબર દેખરેખ રાખવામાં ન આવે, તો જાતીય પ્રશ્નો જરૂર ઊભા થવાના. શાળામાં જાતીય શિક્ષણનો પ્રશ્ન બહુ ગુંચવાડાવાળો છે. જાતીય શિક્ષણ માટે વર્ગ યોગ્ય સ્થાન નથી. શિક્ષક જ્યારે આખા વર્ગને ઉદ્દેશીને કહે છે ત્યારે દરેક બાળક તેને સાચી રીતે સમજે છે તે જાણવાનું એની પાસે કશું સાધન નથી હોતું. બાળક તૈયાર છે કે નહિ તે જાણ્યા વિના આ રીતે રસ જાગૃત થાય છે. અલબત્ત, જો બાળક વધારે જાણવા માગે અને ખાનગીમાં પ્રશ્ન પૂછે, તો શિક્ષકે તેને સાચા અને સીધા જવાબ આપવા જોઈએ. આ રીતે બાળકને શું જાણવું છે તેની શિક્ષકને ખબર પડે, અને તે તેના સાચા ઉકેલ બતાવી શકે.

જેને બાળકને સમજવાની તાલીમ મળી હોય છે તે તેમના જૂદા જૂદા પ્રકારને સહેલાઈથી ઓળખી શકે છે. બાળકની સહકારની માત્રા તેની ઊઠવા બેસવાની ઢબમાં, તેની જોવાની અને સાંભળવાની રીતમાં, બીજા બાળકોથી તેના અળગાપણામાં, તેની મિત્ર બનાવવાની કુનેહમાં, તેની ધ્યાન રાખવાની અને એકાગ્ર બનવાની શક્તિમાં દેખાય છે. જો તે તેનાં લેસન ભૂલી ગયો હોય, અથવા ચોપડી ખોઈ નાખે, તો આપણે સમજવું જોઈએ કે તેને તેના કામમાં રસ નથી. તે શા માટે ગમતું નથી તેનું આપણે કારણ શોધવું જોઈએ. જો તે બીજા બાળકો સાથે રમતમાં ન ભળે, તો તેનું એકલસુરાપણું અને પોતાની વાતમાં જ રસ લે છે એ આપણે સમજી શકીએ. જો તે તેના કામમાં હમેશાં બીજાની મદદ માગે, તો તેનામાં સ્વાતંત્ર્યનો અભાવ અને બીજાઓનાં ટેકાની ઇચ્છા આપણે જોઈ શકીએ.

કેટલાંક બાળકોને વખાણવામાં આવે તો જ તેઓ કામ કરે છે. કેટલાંક પંપાળેલાં બાળકો જ્યાં સુધી શિક્ષકનું ધ્યાન પોતે ખેંચી શકે ત્યાં સુધી જ સફળતાપૂર્વક કામ કરે છે. જ્યારે શિક્ષક ખાસ ધ્યાન આપવાનું

બંધ કરે છે, ત્યારે આવાં બાળકો મુશ્કેલી ઊભી કરે છે. એમને કોઈ ખાસ જોનાર ન હોય, તો તેઓ આગળ વધી શકતાં નથી, તેમનો કામમાંથી રસ ઊડી જાય છે. આવાં બાળકો માટે ગણિત મોટી મુશ્કેલી ઊભી કરે છે. આ એક નાનો વાંક છે. પણ જે બાળક હમેશાં બીજાનું ધ્યાન અને મદદ માગ્યા કરે છે તે આપણા સામાન્ય જીવન માટે ભયરૂપ છે. તે મોટી ઉમ્મરે પણ એ રીતે જ વર્તશે તેની પાસે કાંઈ કોયડો આવશે કે તરત તે બીજાને એ ઉકેલવા માટે દબાણ કરશે. તે આખી જિંદગી કોઈને મદદ નહિ કરે, પણ બીજી વ્યક્તિઓ ઉપર ભારરૂપ બનીને રહેશે.

બીજું અનેક જાતનાં બાળકો એવાં હોય છે કે જો તેઓ ધ્યાનનું કેન્દ્ર નથી બની શકતાં, તો તોફાન કરીને, વર્ગને ખલેલ કરીને, બીજા બાળકોને બગાડીને અને બધાંને કંટાળો આપીને તે ધ્યાન મેળવવા પ્રયત્ન કરે છે. ઠપકો અને શિક્ષા તેમને સુધારશે નહિ, તેમાં તો તેઓ મજા માણે છે. ધ્યાન બહાર રહી જવા કરતા તેઓ ખાવાનું વધારે પસંદ કરે છે. સજાથી તો ઘણા બાળકોને એમની જીવનરીતિ સામે લડાઈનું આવાહન મળે છે વધારે સમય સુધી કોણ ખેંચી શકે છે, એની એમને મન તે રમત બની જાય છે. છેવટનું પરિણામ એમના હાથમાં હોય છે એટલે તેઓ જ જીતે છે. તેથી જ માબાપ અને શિક્ષક સાથે લડનાર બાળકોને જ્યારે સજા કરવામાં આવે છે, ત્યારે કોઈ વાર રડવાને બદલે હસે છે.

આળસુ બાળક માટે એમ હોય છે કે જો તેમનું આળસ શિક્ષક અને માબાપ ઉપર સીધો હુમલો ન હોય તો તેઓ ખૂબ મહત્ત્વાકાંક્ષી પણ પરાજયથી બિનારાં બાળકો હોય છે દરેક માણસ ફત્તેહનો જુદો અર્થ કરે છે. બાળક શેને પોતાનો પરાજય ગણે છે તે ઘણી વાર આશ્ચર્યકારક હોય છે. કેટલાક માણસો જો પોતે સર્વને મોખરે ન હોય તો પોતાની જાતને પરાજિત માને છે. તેઓ સફળ હોય, છતાં તેમનાં કરતાં એક જણે પણ વધારે સફળતા મેળવી હોય, તો તેઓ તેમની સફળતાને પરાજય ગણે છે. આળસુ બાળકો સાચી પરાજયની લાગણી અનુભવતા નથી, કારણ કે સાચી કસોટીનો તેઓ કદી સામનો કરતાં નથી. તેઓ સામે આવેલા પ્રશ્નને બાજુએ મૂકે છે, અને બીજા સાથે પોતે હરીફાઈમાં ઊતરી શકશે કે નહિ, તેનો નિર્ણય કરવાનો મુલતવી રાખે છે. દરેક જણને ઓછી વધતી ખાતરી હોય છે કે જો તે ઓછો આળસુ હોત તો તેની મુશ્કેલીઓને પહોંચી વળ્યો હોત. "જો હું મહેનત કરું, તો હું ધારું તે કરી શકું" એ સ્વપ્નમા તેઓએ આશરો લીધો હોય છે. જ્યારે જ્યારે તે નિષ્ફળ જાય છે, ત્યારે આ રીતે તે નિષ્ફળતાની અગત્યતા ઓછી કરે છે અને આત્મ ગૌરવ સાચવે છે. તે પોતાને કહી શકે છે કે "નિષ્ફળતા માટે નિર્બળતા નહિ, પણ મારુ આળસ કારણ હતું."

કેટલીક વાર આળસુ વિદ્યાર્થીને શિક્ષક કહે છે "જો તું મહેનત કરે, તો વર્ગમાં સૌથી હોશિયાર વિદ્યાર્થી બને." જો વિના મહેનતે તે આવી આબરુ મેળવી શકે, તો મહેનત કરીને એને ગુમાવવાનું જોખમ તે શા માટે વહોરે! જો તે આળસને દૂર કરે તો તેની ગુઢ શક્તિની આબરુનો કદાચ અંત આવે. તેણે શું પ્રાપ્ત કર્યું હોત–તેના બદલે તેણે શુ પ્રાપ્ત કર્યું છે, તેના ઉપરથી તેનું માપ કાઢવામાં આવે. આળસુ બાળકને બીજો અંગત ફાયદો તે મળે છે કે જો તે થોડું પણ કામ કરે, તો તેને વખાણવામાં આવે છે. દરેક જણ તેની પ્રવૃત્તિમાં સુધારો જુએ છે, અને તેને પ્રોત્સાહન આપવા માટે બહુ આતુર હોય છે. મહેનતુ બાળકના એટલા કામ માટે ધ્યાન પણ અપાતું નથી. આ રીતે આળસુ બાળક બીજા લોકોની આશા ઉપર જીવે છે. બીજાની મહેનતથી પોતાને બધું મળે એવી આશા રાખનારું બાળક પણ પંપાળેલું બાળક જ છે.

બીજી એક જાતનાં સહેલાઈથી ઓળખી શકાય એવાં બાળકો બીજાં બાળકોમાં હમેશાં નેતૃત્વ ધારણ કરનારાં હોય છે. માનવ જાતને નેતાની જરૂર હમેશાં રહી છે, પરંતુ તે જરૂર તો બીજા બધાના હિત માટે દોરવણી આપે તેવા નેતાની હોય છે, અને તેવા નેતા બહુ મળતા નથી. નેતાગીરી લેનારાં બાળકોને મોટે ભાગે --બીજા ઉપર સત્તા ચલાવવાનું સ્થાન મેળવવામાં જ રસ હોય છે, અને તેઓ એ શરતે જ બીજાં બાળકો સાથે

મળે છે. આની જાતનાં બાળકો પણ ઇચ્છવા જેવાં નથી. તેમને માટે પાછલા જીવનમાં મુશ્કેલીઓ તો ઊભી થાય જ છે, અને લગ્નમાં ધંધામાં અથવા સામાજિક સંબંધોમાં આવા નેતાઓની મુલાકાત, જ્યારે કરુણ ન હોય, ત્યારે ગમ્મત ઉપજાવે એવી હોય છે. દરેક જણ બીજા ઉપર સત્તા બતાવવાની અને પોતાની શ્રેષ્ઠતા સાબિત કરવાની તક શોધતો હોય છે. કેટલીકવાર કુટુંબમાં વડીલો પંપાળેલા બાળકને તેમના ઉપર સત્તા જમાવતું જોઈને આનંદ લે છે. તેઓ તેના તરફ હસે છે, અને તેને પ્રોત્સાહન આપે છે. શિક્ષક જોઈ શકશે કે બાળકની આ જાતની ચારિત્ર્યની ખીલવણી તેના સામાજિક જીવન માટે ફાયદાકારક નથી.

બાળકોના અનેક પ્રકાર હોય છે, અને આપણો હેતુ તેમને લાકડાના ચોકઠામાં પાડેલાં બીબાં જેવાં બનાવવાનો નથી. પરંતુ ભવિષ્યમાં નિષ્ફળતા અને મુશ્કેલી સહેવી પડે એવો વિકાસ અટકાવવાની આપણી ઇચ્છા છે. આવો વિકાસ અટકાવવાનું બાળપણમાં પ્રમાણમાં સહેલું છે. જો તેમને તે વખતે સુધારવામાં ન આવે, તો તેનાં સામાજીક પરિણામ બહુ નુકશાનકારક અને ભયંકર આવે છે. બાળપણની ભૂલો અને મોટપણની નિષ્ફળતાઓનો સંબંધ બહુ સીધો છે. જે બાળક નાનપણમાં સહકાર નથી શીખતું, તે મોટું થતાં ચિત્તભ્રમવાળું, દારુપીનારું, ગુન્હેગાર, અથવા આપઘાત કરનારું બને છે. ચિંતાતુર ચિત્તભ્રમવાળો માણસ નાનપણમાં અંધારાથી, નવા માણસોથી અથવા નવી પરિસ્થિતિથી ડરતો હતો. રોગિઓ એ રોતલ બાળક હતો. આપણા સમાજમાં બધાં માબાપોને મળીને તેમના બાળકોની ભૂલો અટકાવવાનું શક્ય નથી. જે માબાપો ખાસ સલાહ આપવા જેવાં છે, તેઓ સલાહ માટે આવતાંજ નથી. પરંતુ શિક્ષકો મારફત આપણે બાળકના સંસર્ગમાં આવી શકીએ, અને થયેલી ભૂલો સુધારીને બાળકોને સ્વતંત્ર, હિંમતવાળાં અને સદાચારી જીવન ગાળતાં કરી શકાય. આ કાર્યમાં માનવજાતના કલ્યાણની મોટી આશા દેખાય છે. આ હેતુ સિદ્ધ કરવા કોઈ નિષ્ણાત માનસશાસ્ત્રીની મદદ લઈને શાળા માટે બાળકોના પ્રશ્ન ઉકેલવા સલાહકાર મંડળ સ્થાપવામાં આવે, તો કામ ઘણું સહેલું અને રસિક બની જાય.

શિક્ષક બાળકો સાથે રહે છે, અને કામ કરે છે, તેથી બાળકનું મન તેના જેટલું કોઈ સમજી ન શકે, અને કુટુંબની ભૂલો ચાલુ રહે કે સુધરે એનો આધાર તેના ઉપર જ રહે છે. માતાની જેમ તે પણ માનવજાતના ભવિષ્યનો રક્ષક છે, અને તે અમૂલ્ય સેવા આપી શકે. *

---

અનુવાદિત

# શાળા પ્રત્યે માબાપનો સદ્ભાવ

શ્રી. ભાઈલાલ એમ. છાટબાર
શેઠ. મ. ન. હાઈસ્કૂલ • મહુવા–બંદર

'ઘર' અને 'શાળા' એ બંને બાળકના વિકાસ અને ઘડતરનાં કેન્દ્રો છે. તે બેઉ વચ્ચે સુમેળ ન હોય તો બાળકનો જે વિકાસ કેળવણી દ્વારા થવો જોઈએ, તે થતો નથી. રાષ્ટ્રિય જાગ્રતિથી શિક્ષણ તરફની નૂતન દૃષ્ટિ કેળવાયા પહેલાં 'ઘર' અને 'શાળા' એ બંને જુદાં જુદાં–એક બીજાંથી ભિન્ન પ્રકારનાં સ્થાન હતાં અને બાળકને એ બંને ચોગઠામાં પોતાની જાતને જુદી જુદી રીતે બંધબેસ્તી કરવી પડતી. શાળામાંનું બાળક ઘરે જતાં જાણે બીજું જ બાળક બની જતું. પરંતુ બીજા રાષ્ટ્રોની શિક્ષણ–સંસ્થાઓ પ્રયોગો, સિદ્ધાંતો અને પદ્ધતિઓના અનુભવથી આપણી શિક્ષણની દુનિયામાં પણ જે નૂતન દૃષ્ટિ અને શિક્ષણની ઉચ્ચ ભાવના જન્મ પામી છે, તે દૃષ્ટિ અને ભાવનાએ 'ઘર' અને 'શાળા'ને એક બીજાંની નજીક લાવી મૂક્યાં છે. 'ઘર' અને 'શાળા' એ બંને વચ્ચેનું અંતર ઘટી ગયુ છે એટલું જ નહિ પણ એ બંને એક એવી સુંદર સાંકળના અંકોડા બની ગયા છે, કે જેના પરિણામે બાળક ઉચ્ચ ભાવનાશીલ, ચારિત્ર્યવાન, સરકારી અને કેળવાયેલ વ્યક્તિ આદર્શ નાગરિક બને છે. બાળક માત્ર ઘરનું કે કુટુમ્બનું એક અગ નહિ રહેતાં તેની ઉચ્ચ ભાવનાઓ વડે તે સમાજનું, રાષ્ટ્રનું અને માનવ જાતનું એક અગ બનવાનું લક્ષ્ય રાખી એ દિશામાં પ્રગતિનાં પગલાં માંડે છે.

શાળામાં શિક્ષક ગમે તેટલા પ્રયોગો કરે પરતુ જ્યાંસુધી તેના પ્રયોગોમાં બાળકોના માબાપ તરફનો સદ્ભાવ હોતો નથી, ત્યાંસુધી તેના પ્રયોગો અધૂરા રહે છે. કદાચ પ્રયોગો ફળદાયી બને તો પણ શાળા અને ઘર એ બનેમાં ભિન્નતા–એ બંને વચ્ચે અંતર–હશે ત્યાંસુધી શાળામાંથી બાળક ઘરે જતાં પ્રયોગના ફળની અર્ધી શક્તિ ઘટી જશે. સંપૂર્ણ ઘડતર અને વિકાસ તો ત્યારેજ થાય કે જ્યારે શિક્ષક માબાપને પણ બાળકોનું શિક્ષણમાં રસ લેતાં કરે અને શિક્ષકના શાળાના પ્રયોગો અને પરિણામની મદદમાં 'ઘર'નું વાતાવરણ પણ પૂરક બની રહે. ઘરનું વાતાવરણ શાળાના કાર્યની પૂર્તિ રૂપ બનાવવા માટે શિક્ષકે માબાપનો સદ્ભાવ સાધવો ઘટે છે, અને સદ્ભાવ વધે એવી તકનો ઉપયોગ કરવો ઘટે છે.

બાળકોના વડીલો શાળામાં મુલાકાતે આવે ત્યારે શિક્ષક તેમના પ્રત્યે અમુક પ્રકારનાં વિવેક અને સન્માન દાખવે એવા પ્રકારની તેમના હૃદયમાં ઊંડી ઊંડી ઇચ્છા હોય છે. કેટલીકવાર આ રીતે પોતાના બાળકોની પ્રગતિ માટે તપાસ અને પૂછપરછ કરવા શાળાની મુલાકાતે આવનાર વડીલો તરફ શિક્ષક બેદરકાર અથવા તો ઉદાસીન વૃત્તિ સેવતો હોય છે. આવા પ્રસંગે શિક્ષકની ટેડકથી વડીલોનો ઉત્સાહ ઓસરી જાય છે અને જે થોડો ઘણો રસ તેઓ બાળકની કેળવણીમાં લેતા હોય છે, તે પણ નાશ પામે છે. કદાચ રસ ટકી રહે તો તે એટલા પૂરતો જ ટકી રહે છે કે તેઓ ઘર આગળ બાળકને તેના અભ્યાસ બાબત પૂછી લે છે. પરંતુ શિક્ષક અને વડીલો મળીને અને સહકાર સાધીને બાળકની પ્રગતિ માટે જે સુન્દર તોડ લાવી શકે, તેના પ્રસંગો બિલકુલ અટકી પડે છે. માબાપ અથવા તો વડીલો બાળકના શિક્ષણમાં રસ લેતા હોય તેવી પરિસ્થિતિ હજી આપણી શાળાઓમાં જોવામાં આવતી નથી. પરતુ થોડા વડીલો તો અવશ્ય એ બાબતમાં રસ લેતા હોય છે. બધાં માબાપ બાળકોની કેળવણીમાં સક્રીય રસ લેતા થાય એ માટે શિક્ષકે પ્રયત્ન કરવો ઘટે છે. શિક્ષકને બાળકોનાં શિક્ષણ બાબતમાં જ્યારે જ્યારે એવી પરિસ્થિતિઓ ઉપસ્થિત થતી લાગે કે જ્યારે તેને વડીલોને બોલાવી ઘરનાં વાતાવરણનો તેમજ બીજી મુશ્કેલીઓનો અભ્યાસ કરવાની જરૂરિયાત ઊભી થાય અને દિશાસૂચન કરી બાળકોનું વિદ્યા

પ્રત્યેનું અભિમુખપણું તથા અભિરુચિ વધારવા વિચારણા કરવી પડે તેવા દરેક પ્રસંગે શિક્ષકે માબાપનો સહકાર સાધવા પ્રયત્ન કરવો જોઈએ. આવો દરેક પ્રસંગ ઘર અને શાળાનું અંતર ઘટાડવામાં ખરેખર મદદરૂપ થઈ પડશે.

શિક્ષક બાળકોને જ ઓળખે એટલું બસ નથી પરંતુ પોતાની પિછાણ પણ તેઓ કરે એવી વડીલોની ઇચ્છા હોય છે. એવા પણ શોચનીય દાખલાઓ હોય છે, કે જ્યાં શિક્ષક પોતાના વર્ગમાંના કેટલાક વિદ્યાર્થીઓને પણ પૂરતી રીતે પિછાનતો હોતો નથી. બાળક તો કેળવણીનું જીવન્ત અંગ છે. જે ભૂમિકા ઉપર પોતાને કામ કરવાનું છે, તેનું ચોક્કસ જ્ઞાન શિક્ષકને હોવું જોઈએ. બાળકો તેમજ તેમના વડીલોને સંપૂર્ણ રીતે ઓળખવાથી ઘરના વાતાવરણનો, વારસામાં ઊતરેલ સ્વભાવ, ટેવો અને વૃત્તિઓનો શિક્ષકને સારો અભ્યાસ થઈ શકશે, અને પરિણામે માબાપને સાથે રાખી, તેમની સાથે ચર્ચા કરી બાળકની પ્રગતિ બાબતમાં તેમનો સહકાર સાધી શકાશે.

બાળકોમાં રહેલી શક્તિઓ તેમજ અશક્તિઓનો, તેમનામાં રહેલ સદ્ગુણો તેમજ દુર્ગુણોનો, તેમનામાં રહેલી સદ્વૃત્તિઓ તેમજ અસદ્વૃત્તિઓનો, તેમનામાં રહેલ તરંગી તેમજ સરળ સ્વભાવનો અભ્યાસ કરી વડીલો સાથે પ્રસંગોપાત એ વિષય ઉપર વિચારણા કરવી જોઈએ. બાળકમાં રહેલ ક્ષતિઓ તથા ખામીઓ માત્ર માબાપની નજર સમક્ષ મૂકવામાં આવે તે તેમને કદી પણ પ્રિય હોતું નથી. પરંતુ બાળકની ખામીઓની વાત સાથોસાથ બાળકની મુશ્કેલીઓનો તેમજ તેમનામાં રહેલી શક્તિનો ઉલ્લેખ કરવામાં આવે તો માબાપને બહુજ આનંદ થાય છે. એ તો દેખીતી વાત છે કે વડીલોને પોતાના બાળકોના વખાણ સ્વભાવિક રીતે ગમતા હોય છે જ. શિક્ષકે બાળકની શક્તિની પ્રશંસા કરી તેમનામાં રહેલી ત્રુટિઓ તરફ માબાપનું લક્ષ ખેંચી તેનું નિરાકરણ કરવાનું રહે છે; ત્રુટિઓ પાછળ કામ કરી રહેલી મુશ્કેલીઓ દૂર કરવામાં આવશે તો બાળકની ત્રુટિઓ આપોઆપ દૂર થઈ તેનામાં રહેલી શક્તિનો સદુપયોગ થઈ તેનો વિકાસ થશે.

શિક્ષક શાળામાં પોતાનાં બાળકો પ્રત્યે માનભર્યો અને વિવેકભર્યો વર્તાવ કરે એવા પ્રકારની પણ વડીલોની આંતરઇચ્છા હોય છે, અને તેમાં યે કોઈ શિક્ષક પોતાના પ્રત્યે તોછડાઈભર્યું વર્તન ચલાવે અને ધિક્કારસૂચક શબ્દોનો ઉપયોગ કરે તો તો માબાપને તેવા વર્તન પ્રત્યે ખાસ અણગમો હોય છે. આવું થાય ત્યારે તો માબાપ અને શિક્ષક વચ્ચે બહુજ અંતર વધી જાય છે. આવા ઘણાં માબાપ શાળા તરફ અરુચિ સેવતાં થાય તો તો આગળ ઉપર એવા પ્રકારની સ્થિતિ પણ આવે કે જ્યારે શાળાના સંચાલનમાં મુશ્કેલી ભરી પરિસ્થિતિ ઉપસ્થિત થાય અને શાળાની શિસ્તનો બહુજ ખરાબ રીતે વિધ્વંસ થાય. શિક્ષકોના બાળકો તરફના સહિષ્ણુતાભર્યા વર્તાવથી બાળકોના હૃદયમાં કોઈ જુદા જ પ્રકારનો ઉત્સાહ અને તરવરાટ પ્રસરે છે, અને શિક્ષક શિષ્ય અને માબાપના એકરૂપ થવાથી શાળાના વાતાવરણમાં જુદા જ પ્રકારનું જોમ વ્યાપ્ત થયેલું જોવામાં આવે છે.

શાળામાં જ્યારે જ્યારે પુસ્તકો અથવા તો વર્ગમાં ખપ આવતી બીજી કોઈ જરૂરિયાતની વસ્તુઓ, પર્યટનો તેમજ શાળાના ઉત્સવો માટે આવશ્યક ખર્ચ કરવાની જરૂરિયાત ઊભી થાય ત્યારે ત્યારે માબાપને વેળાસર તે બાબત ખબર તેમજ ચેતવણી આપવામાં આવે એ વધારે ઇચ્છવાયોગ્ય છે. આકસ્મિક ખર્ચના પ્રસંગો બની શકે તેટલા ઓછા કરી ખર્ચ બાબત વિચારપૂર્વકના સમજણભર્યા ખબર માબાપને યોગ્ય વખતે આપવામાં આવે તો માબાપ તરફથી સુન્દર સહકાર મળવામાં વિલંબ થશે નહિ.

કેટલીકવાર એવા પ્રસંગ બને છે કે બાળકના શાળાના જીવનમાં વિષમ પરિસ્થિતિ અચાનક ઉપસ્થિત થાય છે. બીજાં બાળકો સાથેના સંબંધમાં કોઈ કોઈ વાર એકાદ બાળક મૂંઝવણભરી પરિસ્થિતિમાં મૂકાઈ જાય છે. અથવા તો બાળક તેના વૈચિત્ર્યથી તરંગી બની વર્ગની શિસ્તમાં ભંગ પાડે છે અગર તો બીજા બાળકોની સાથે તેના વર્તનમાં તે અસભ્ય બની જાય છે. આવા બાળકોનું શાળાનું જીવન કેટલીકવાર નિરુત્સાહી અને અકારૂં થઈ પડે છે. આવી ગંભીર પરિસ્થિતિ ઉપસ્થિત થાય એ પહેલાં જ શિક્ષકે બની શકે તો માબાપને મળી એ બાબતથી વાકેફ કરવા જોઈએ; અને તેવી પરિસ્થિતિ નિવારવા શિક્ષકે તેમ જ માબાપે શક્ય પ્રયાસ કરવા જોઈએ.

બાળકોની તંદુરસ્તીના રક્ષણનો પ્રશ્ન પણ શાળાએ વિચારવો ઘટે છે. માબાપ ઇચ્છા રાખતા હોય કે પોતાના બાળકની તંદુરસ્તીનું સંપૂર્ણ રીતે શાળામાં રક્ષણ થાય અને શિક્ષક એ તરફ ખાસ લક્ષ રાખી શાળામાં અપાતા શારીરિક શિક્ષણ તેમ જ આરોગ્યશિક્ષણદ્વારા બાળકનાં સ્વાસ્થ્યમાં સારો સુધારો કરવાના પ્રયાસ કરે. શાળામાં બાળકોના શરીરની દાક્તરી તપાસ કરવામાં આવે તેને પરિણામે શાળામાં clinic ની સગવડતા કરવી જોઈએ. બાળકમાં કોઈ ખાસ ખામી માલૂમ પડે તો માબાપનું એ તરફ લક્ષ ખેંચી તે ખામી દૂર કરવા ઘટતો પ્રયાસ કરવો જોઈએ. વખતોવખત બાળકોનાં જુદાં જુદાં માપ તેમજ વજનની નોંધ લેવાવી જોઈએ અને આ રીતે બાળકનો રમતો દ્વારા જે વિકાસ થાય તેની માહિતી માબાપને મળે એવા પ્રકારની ગોઠવણ થવી જોઈએ.

વાચનકળા, લેખનકળા અને ઉદ્યોગપ્રધાન કેળવણી હોય તો ઓજાર વાપરવાની કળા ઉપર બાળકને સારી રીતે કાબૂ હોય અને તેને લગતી સંપૂર્ણ આવડત તેનામાં હોય એમ માબાપ ઇચ્છતા હોય છે. વિદ્યાભ્યાસના જુદા જુદા પ્રદેશોને અનુકૂળ અને ફળદાયી થાય તો તેવા વિદ્યાભિમુખ થવા માટેની ખંત, મહેનતુ સ્વભાવ તેમજ સુંદર ટેવોની બાળકોને શિક્ષક તરફથી તાલીમ મળે એ બાબત ઉપર પણ ભાર મૂકવામાં આવે છે. સુથારકામ, લુહારીકામ, બાગકામ, ખેતીકામ જેવા ઉદ્યોગો માટે શાળામાં તાલીમ લેતા બાળકો પોતાના ઘર આગળ પોતાના પિતાને સારી રીતે સાથ આપી શકે તો જ શાળામાં તે બાળકને મોકલવામાં સાર્થકતા લાગે છે, તેવા બાળકો ઉપર ગણાવેલા ધંધાઓમા જુદી જુદી જાતના હથિયારો તેમજ ઓજારોનો સારી રીતે ઉપયોગ કરી શકતા હશે અને પોતાના વડીલોને સાથ આપી શકતા હશે અને પોતાના વડીલોને સાથ આપી શકતા હશે, તો તે વડીલોનો શાળા પ્રત્યેનો સદ્ભાવ જરૂર વધશે. તેવી જ રીતે વાચનકળા તેમજ લેખનકળામાં પ્રભુત્વ મેળવી શકેલા બાળકો પણ પોતાના વડીલોનું શાળાના સચોટ શિક્ષણ તરફ ધ્યાન ખેંચી શકશે.

પોતાનાં બાળકો શાળામાં પ્રમાણિકતા, સહકારની ભાવના, વાણીની વિશુદ્ધિ, સચ્ચાઈ, સહિષ્ણુતા, ખીરાદરી, સ્વમાનશીલતા, નિરભિમાનીપણું, વિનય તેમજ ખેલદીલી જેવા ઉમદા ગુણો શાળામાં શીખે એવા પ્રકારની મહેચ્છા પણ માબાપ સેવતા હોય છે. વર્ગમાં રમતના મેદાન ઉપર તેમજ શાળાના કમ્પાઉન્ડમાં બાળક બાળક વચ્ચેના તેમજ બાળક તથા શિક્ષક વચ્ચેના સંપર્કમાં જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે ઉપર ગણાવેલ ઉમદા ગુણોની બાળકોમાં ખીલવણી થાય એ શિક્ષકે ખાસ જોવાનુ રહે છે. જ્યારે જ્યારે પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે એ ઉમદા ગુણોની ખીલવણી માટે શિક્ષકે સાવધ રહી પ્રયત્ન કરવો જોઈએ.

શાળામાં આવનાર બધાં બાળકો અભ્યાસ તરફ એક સરખી રુચિ ધરાવનારાં હોતાં નથી. શાળામાં જે જે વિષયનું શિક્ષણ આપવામાં આવે, તે તે વિષયમાં પ્રત્યેક બાળક એકસરખી રીતે અભિમુખ હોય એમ પણ બનતું નથી. કેટલાક બાળકો શીખવેલ વિષય તરત જ ગ્રહણ કરી લે છે, જ્યારે કેટલાંક બાળકોની પરિમિત શક્તિઓ તેમ કરતાં અટકાવે છે. એ ચાર અથવા તો તેથી વધારે વખત ફરીફરીને ભારપૂર્વક એ વિષયનું જ્ઞાન આપવામાં આવે ત્યારે તેવાં ધીમાં બાળકો તે ગ્રહણ કરી શકે છે. આમ પરિસ્થિતિ હોય છે, પરંતુ દરેક બાળક વર્ગમાં શીખવતા વિષયોમાં ઠીક ઠીક પ્રગતિ કરે એ શિક્ષકે જોવાનું રહે છે. છતાં પણ કેટલાંક બાળકોને પ્રગતિ કરવામાં નિષ્ફળતા પ્રાપ્ત થાય, તો શિક્ષકે, તેવાં બાળકોની મુશ્કેલીઓનું નિદાન કરવાનું રહે છે. પોતાના બાળકની સરળ રીતે ઠીક ઠીક પ્રગતિ થાય અને નહિ તો તેમને નડતી મુશ્કેલીઓને દૂર કરવાનો પ્રયત્ન થાય તેની ઇચ્છા પણ વડીલો ધરાવતા હોય છે.

બાળક વચ્ચેના વર્તનમાં શાળામાં સદ્ભાવ અને બંધુત્વની લાગણીનો જેમ બને તેમ વધારે વિકાસ થાય તો બાળકોને બહુ જ અનુકૂળતા લાગે છે. બાળકોના જુદા જુદા સમુદાયમાં એક બીજા વચ્ચે સહાનુભૂતિની લાગણી ફેલાય તેવા પ્રસંગોને ઉત્તેજન મળવું જોઈએ. આમ થશે તો પ્રત્યેક બાળકને શાળા પ્રત્યે અભિરુચિ સવિશેષ પ્રમાણમાં થશે. અને તેમનામાં શાળા માટે મમત્વ [civic pride] ની ઉચ્ચ ભાવના જન્મી વિકાસ પણ પામશે.

બાળકોને ઘરે આપવામાં આવતા પાઠ એવા હોવા જોઈએ કે જે બાળકની શક્તિની કસોટી કરે અને તેમનામાં રસ ઉત્પન્ન કરે. આવા પાઠ વર્ગમાં શીખવેલા પાઠના પૂરક જેવા થઈ રહેવા જોઈએ, કે જેથી કરીને બાળકને એ વિષયનું સંગીન જ્ઞાન પ્રાપ્ત થાય. કોઈ પણ જાતના અંતિમ ધ્યેય વગર આપવા ખાતર ઘરે પાઠ આપવા એ નિરર્થક છે. પરંતુ વર્ગમાં જે વિષય શિક્ષકે શીખવેલ હોય તેની સાંકળ રૂપે જ ઘરે આપેલ પાઠ રહેવા જોઈએ. આ દૃષ્ટિએ અપાયેલા પાઠ માબાપનું શાળાના કાર્ય તરફ ખાસ લક્ષ ખેંચે છે.

વર્ગ એ તો શિક્ષકની પ્રયોગશાળા છે. જુદા જુદા સ્વભાવના, જુદી જુદી ટેવોવાળાં, જુદાં જુદાં વાતાવરણમાં ઊછરેલાં, જુદી જુદી શક્તિઓ ધરાવનારાં, જુદા જુદા સંસ્કારવાળાં કુટુમ્બોમાંથી આવતાં, તેમજ તરંગી, શાંત તેમજ સરળ બાળકોનાં માનસમાંથી શિક્ષક ઘણું શીખી શકે છે. માનસશાસ્ત્રના સિદ્ધાંતો અમલમાં મૂકવા માટે તેમજ માનસશાસ્ત્રના કેટલાક અણખેડાયલા પ્રદેશોની શોધ માટે વર્ગ જેવું બીજું એક પણ સાધન નથી. સૌથી હોશિયાર બાળકમાં રહેલી ખામી શિક્ષકે પારખેલી હોય છે. તેવી જ રીતે ઠોઠમાં ઠોઠ ગણાતા બાળકમાં રહેલ કોઈ છુપી શક્તિની તેને જાણ હોય છે. માબાપને પોતાનાં બાળકની શક્તિમાં શ્રદ્ધા હોય છે, તે કરતાં યે વિશેષ શ્રદ્ધા તો શિક્ષકને એ બાળકની શક્તિમાં હોય છે. પ્રસંગોપાત જ્યારે જ્યારે શિક્ષક અને વડીલો બાળકની પ્રગતિ બાબત વાતચીત કરતા હોય અને તેવા પ્રસંગે શિક્ષક એ બાળક માટે માબાપ કરતાં પણ વિશેષ આશા ધરાવતો માલૂમ પડે ત્યારે માબાપ સાનંદાશ્ચર્ય પામે છે, અને શિક્ષકના કાર્યમાં પોતાનાથી બનતો સહાનુભૂતિ ભર્યો ફાળો આપે છે. પોતાના બાળકની શક્તિમાં પોતે શ્રદ્ધા અને વિશ્વાસ રાખતા હોય તે કરતાંયે વિશેષ શ્રદ્ધા અને વિશ્વાસ જ્યારે શિક્ષક તે બાળકના માનસના અન્વેષણને અંગે ધરાવતો માલૂમ પડે ત્યારે કયા માબાપ એ શિક્ષક તરફ અને તેના કાર્ય તરફ આકર્ષણ ન અનુભવે ?

જ્યાં બાળકો પ્રત્યે વિવેક અને સન્માનની લાગણી દેખાડાતાં હશે, જ્યાં શિક્ષકો વડીલો સાથે તેમના બાળકની વાતો કરવાની તક શોધતા હશે, જ્યાં શિક્ષકો બાળકોની ત્રુટિઓ જાણતા હશે, પરંતુ સાથોસાથ તેમનામાં રહેલ ગુણોની કદર કરી શકતા હશે, જ્યાં માબાપને બાળકોના પર્યટન, ઉત્સવ, વગેરે વખતસર વાકેફ કરવામાં આવતાં હશે, જ્યાં બાળક કોઈ વિષમ પરિસ્થિતિમાં મૂકાઈ જાય તે પહેલાં તેને મદદ કરવા શિક્ષક તત્પરતા દાખવતો હશે, જ્યાં બાળકની તંદુરસ્તીના રક્ષણના પ્રશ્નને ખાસ ધ્યાન આપવામાં આવતું હશે, જ્યાં બાળકની વાચનકળા, લેખનકળા તેમજ ઓજાર વાપરવાની કળાને ઉચ્ચ કક્ષાની તાલીમ મળતી હશે, જ્યાં *પ્રમાણિકતા, સચ્ચાઈ, સહિષ્ણુતા, ખીલદિલી, સ્વમાનશીલતા, નિરાભિમાનપણું તેમજ ખેલદિલી જેવા ઉમદા* ગુણોના વિકાસ તરફ લક્ષ આપવામાં આવતું હશે, જ્યાં બાળકની પ્રગતિ સરળ રીતે થતી હશે અને તેમની મુશ્કેલીઓનું નીરાકરણ કરવામાં આવતું હશે, જ્યાં બાળક બાળક વચ્ચે બંધુત્વની ભાવના ફેલાવવાનું વાતાવરણ હશે, જ્યાં બાળકની શક્તિ અને રસને પોષે તેવા પાઠ આપવામાં આવતા હશે, અને જ્યાં વડીલો કરતાં યે વિશેષ શિક્ષકને બાળકોની શક્તિમાં શ્રદ્ધા અને વિશ્વાસ હશે, ત્યાં તે શાળામાં માબાપ અને શિક્ષકો વચ્ચેનું, તેમજ 'ઘર' અને 'શાળા' વચ્ચેનું અંતર ઘટી જશે, અને એક બીજા વચ્ચે મીઠાશભર્યો સહકારનો સંબંધ બંધાઈ, રાષ્ટ્રની સંપત્તિરૂપ બાળકના શિક્ષણના ઉમદા કાર્યમાં કોઈ નવીન પ્રકારની તાજગી અને ઉત્સાહનું વાતાવરણ ફેલાશે. આ રીતે ઘર અને શાળા વચ્ચેનું અંતર ઘટ્યું હશે ત્યારે તો શાળાએ ઘરનું સ્વરૂપ ધારણ કર્યું હશે અને ઘર શાળાના સ્વરૂપમાં ફેરવાઈ ગયું હશે અને તેમ બન્યું હશે તે દિવસ તો આદર્શ શાળા, આદર્શ કુટુમ્બ અને આદર્શ સમાજથી દેશ સુશોભિત બન્યો હશે અને કેળવણીના મહદ્ અને ઉમદા કાર્યમાં સંપૂર્ણતાની ઉચ્ચ કક્ષા પ્રાપ્ત થઈ હશે.



# સમાચારસંગ્રહ

## — જૂન માસની રોજનીશી —

તા. ૧—અમદાવાદ-રાષ્ટ્રીય યુવક મંડળ તરફથી આરોગ્ય પ્રદર્શન યોજવામા આવ્યું હતું. ઉદ્દ્ઘાટનવિધિ ડૉ. હરિપ્રસાદને હાથે થઈ હતી સ્વચ્છતા અંગેનાં ચિત્રો, આરોગ્યતાની સમજ આપનારા નકશાઓ અને ફીલ્મો વગેરે વસ્તુઓ રજૂ કરવામાં આવી હતી

—મુંબઈ-મધ્યસ્થ ધારાસભાના માજી પ્રમુખ સર. ઈબ્રાહીમ રહીમતુલ્લાનું અવસાન.

તા. ૨—સૂરત જિલ્લા લોકલ બોર્ડ તેમજ જિલ્લા સ્કૂલ બોર્ડના માજી ચેરમેન સરદાર રા. બ. ભીમભાઈનું પ્રાન. સદ્ગતે સ્કૂલ બોર્ડનું સુકાન લાંબો સમય સુધી ળતાથી સંભાળી જિલ્લાની કેળવણીની ઠીક સેવા ી હતી. કહેવાય છે કે સદ્ગતે પોતાના વીલમાં મફત ખાનું ખોલવા માટે તેમજ બીજા હેતુઓ માટે સવા ખ રૂપિયાની સખાવત કરી છે.

તા. ૩—નવસારી-"કવિતા" માસિકના સહતંત્રી રતુભાઈ દેસાઈએ 'અર્વાચીન ગૂજરાતી કવિતા ાહિત્ય' પર પ્રેરક વિવેચન કર્યું હતુ કાવ્યમાં ગેયતા ને સરળતાના તત્ત્વ ઉપર તેમણે ખાસ ભાર મૂકયો તો. દલપત-નર્મદથી માંડી ઉમાશંકર-સુંદરમ્ સુધીના વેઓની કૃતિઓની તેમણે ઝડપી સમીક્ષા કરી હતી.

તા. ૪—મુંબાઈ-નેશનલ વોર-ફ્રન્ટના આમંત્રણથી ી ડી એફ કરાકાએ 'ચીન પાસેથી હું શું શીખ્યો?' ા વિષય ઉપર ટાઈમ્સના અધિપતિ ફ્રાન્સિસ લૉના મુખપદે માહિતીપૂર્ણ વ્યાખ્યાન આપ્યુ હતું. 'નિર્મળ ાંતરિક સહકાર' એ ચીની પ્રજાનો મુદ્રાલેખ થઈ પડયો . એકતા અને ધગશ એ ચીનનો પ્રાણવાયુ થઈ પડયાં છે

તા. ૫—પેટલાદ-વ્યાયામ તાલીમ વર્ગનું પૂર્ણાહુતિ મેલન માજી મહેસુલી પ્રધાન શ્રી. મોરારજી દેસાઈને ુખપદે ભરાયું હતુ.

—અમદાવાદ-મણિનગરમાં શ્રી. ભુરાભાઈ જોશીની ા. ૩૦૦૦૦ની ઉદાર સખાવતથી મેવાડા બ્રાહ્મણ જ્ઞાતિના વેદ્યાર્થીઓ માટે છાત્રાલય બાંધવામાં આવ્યું છે. તેની દ્ઘાટનવિધિ ડૉ. મોતીલાલના હાથે કરવામાં આવી ી, જેમાં જ્ઞાતિની તેમ જ જ્ઞાતિ બહારની અગ્રગણ્ય યક્તિઓએ હાજરી આપી હતી.

તા. ૬—મહુવા (કાઠીઆવાડ) શ્રી. જગજીવનદાસ મહેતાના શુભ હસ્તે કપોળ બાળાશ્રમની ઉદ્દ્ઘાટન-વિધિ થઈ હતી.

નાશક-ભોંસલે લશ્કરી શાળામાં ગેરીલા યુદ્ધ તાલીમ વર્ગના 'રામદંડીઓ' (વિદ્યાર્થીઓ)ને ઇનામો અને પ્રમાણપત્રો આપવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાને નિવૃત્ત કલેકટર શ્રી. દીક્ષિત હતા. આ પ્રસંગે ડૉ. મુંજેએ જણાવ્યુ હતું કે ગેરીલાઓનુ મુખ્ય કાર્ય શત્રુની સામે જઈને લડવાનું નથી પણ શત્રુની આગળ વધતી ટુકડી પાછળ હાહાકાર મચાવી દેવો, શત્રુની સામગ્રીનો વિનાશ કરી દેવો વગેરે છે એમા ઝડપ અને તાબડતોબપણાની જરૂર છે. નાગરિકો માટે આ પદ્ધતિ જ સગવડભરી થઈ પડે છે અને એ હેતુ લક્ષમાં રાખી શિક્ષણ આપવામાં આવ્યું છે

તા. ૭—મુંબઈ-મુસ્લીમ સીવીલ ડિફેન્સ કમિટી તરફથી નાગપાડા ખાતે બચાવના સાધનોનુ પ્રદર્શન યોજવામા આવ્યુ હતુ વિમાન વિનાશક તોપો, વિ. જોવા માટે લોકોએ ભારે પડાપડી કરી હતી.

—શ્રી. મોરારજી દેસાઈને હાથે સૂરતમાં હરિજન છાત્રાલયની ઉદ્દ્ઘાટનવિધિ થઈ હતી.

તા. ૮—અબામા-અખિલ હિંદ મહિલા પરિષદની કારોબારી સમિતિની બેઠકમાં આગામી પરિષદના પ્રમુખ તરીકે શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયની વરણી કરવામાં આવી હતી.

વડોદરા-સાહિત્ય સભાના આશ્રય હેઠળ શ્રી. કનૈયાલાલ મુનશીનો વાર્તાલાપ ગોઠવવામાં આવ્યો હતો. તેમણે સાહિત્ય સભાને વર્ષમાં ચારચાર એમેચ્યોર્સ નાટકો ભજવવાનું તેમજ ચાલુ વર્ષે વડોદરા, પાટણ અને સિદ્ધપુરમાં મૂળરાજ સોલંકીનો સહસ્રાબ્દિ મહોત્સવ ઉજવવાનું સૂચવ્યું હતું

તા ૯—વડોદરા-ઈકૉનૉમિક એસોસીએશનના આશ્રય હેઠળ નાયબ દિવાન શ્રી. મુકરજીના પ્રમુખપદે શ્રી મુનશીએ 'ઇતિહાસની આર્થિક દૃષ્ટિએ મીમાંસા'

એ વિષય ઉપર વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. તેમણે Civilization અને culture નો ભેદ બતાવી જણાવ્યું હતું કે આપણું ધ્યેય culture છે જ્યારે યુરોપનું ધ્યેય civilization છે. culture નું માપ વિચારો અને ભાવનાથી નીકળી શકે, તેમાં અર્થને પ્રાધાન્ય નથી. પાર્થિવ સુખ સંતોષ બધાંને જોઈએ છે પણ તે મેળવવામાં માનવતા અને જીવનની ઊંચી આદર્શ ભાવનાઓ ગુમાવવાની નથી.

તા. ૧૩—મુંબઈ-જાણીતા 'ગુજરાતી' સાપ્તાહિકના માજી તંત્રી સાક્ષર શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઈનું અવસાન. સદ્‌ગત બીજી ગુજરાતી પત્રકાર પરિષદના પ્રમુખ હતા.

તા. ૧૪—સંયુક્ત રાષ્ટ્રધ્વજ દિનની મિત્રરાજ્યોમાં ઉજવણી.

—મુંબઈના-માવાણી લોહાણા ઓર્ફનેજના ગૃહપતિ શ્રી. જગજીવન કેશવજી વ્યાસના અવસાન નિમિત્તે સંસ્થાના મકાનમાં શોકસભા મળી હતી અને સદ્‌ગતનું સ્મારક કરવાનો ઠરાવ થયો હતો.

તા. ૧૫—નાગપુર-ડૉ. ઈ. રાઘવેન્દ્રરાવનું અવસાન. સદ્‌ગત મધ્યપ્રાંતમાં થોડો સમય ગવર્નર રહ્યા હતા. એમના અવસાનથી મધ્યપ્રાંતને તેમજ આખા દેશને ભારે ખોટ પડી છે.

—મુંબઈ-વિદ્યાપીઠની સેનેટની બેઠક મળી હતી, જે વેળા શ્રી. મસાણીએ સદ્‌ગત ખા. બ. દસ્તુર, સર રહીમતુલ્લા અને ડૉ. આનંદશંકર ધ્રુવે મુંબઈ વિદ્યાપીઠની કરેલી સેવાનો ઉલ્લેખ કરી તેમને અંજલિ આપી હતી. તેમણે તે પછી તાતા ટ્રસ્ટના ટ્રસ્ટીઓ તરફથી કેમીકલ ટેકનોલોજી ખાતાને કરવામાં આવેલી રૂ. ૨૦૦૦૬૦ ની સખાવતની જાહેરાત કરી હતી. આ દાનમાંથી સર દોરાબજી તાતાના નામથી રીડરશીપ ચાલુ કરવામાં આવશે.

તા. ૧૬—અમદાવાદ-'મહાગૂજરાત આર્ટ રીચર્સ એન્ડ કલચર સેન્ટર'ના આશ્રય હેઠળ નાટ્ય અને નૃત્ય, સંગીત વિ. નો કાર્યક્રમ રજૂ થયો હતો.

તા. ૧૮—મુંબઈ-સેંટ ઝેવીયર્સ હાઇસ્કૂલના મકાનમાં ટેકનીકલ ટ્રેઈનીંગના પ્રયોગો કરવામાં આવ્યા હતા. ના. ગવર્નરે એ પ્રસંગે હાજરી આપી હતી. શાળાના ચોગાનમાં ટેકનીકલ ટ્રેડ્ઝનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું જેમાં વિધવિધ લડાયક સામગ્રીઓ બતાવવામાં આવી હતી.

તા. ૧૯—અમદાવાદની એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજના નિવૃત્ત થતા પ્રિ. ડૉ. રાવને વિદાય આપવાનો સમારંભ કૉલેજમાં જૂના અને નવા વિદ્યાર્થીઓ તરફથી યોજવામાં આવ્યો હતો.

તા. ૨૦—અમદાવાદ મ્યુનિસિપલ ટ્રેઈનીંગ કૉલેજની ઉદ્‌ઘાટનક્રિયા ડૉ. હરિપ્રસાદને હસ્તે થઈ હતી. તેમણે શિક્ષકોને સ્વ. મોતીભાઈ અમીન અને મણિલાલ દવેના જીવનનું અનુકરણ કરવા જણાવ્યું હતું.

તા. ૨૧—વડોદરા-મધ્ય ગુજરાત યુવક મંડળ પ્રચારક સમિતિની કારોબારીની બેઠક શ્રી. પાંગારકરના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે અગત્યની વિચારણા ચલાવવામાં આવી હતી.

તા. ૨૬—મુંબઈ ઇલાકામાં 'અખિલ હિંદ દિન' ઊજવવા મુંબઈ ઇલાકા વિદ્યાર્થી સંઘના મહામંત્રીએ નિવેદન બહાર પાડયું હતું.

## — પરચૂરણ સમાચાર —

મુંબઈની સેકંડરી ટ્રેનિંગ કૉલેજના પ્રો. આર. પી. કાર મુંબઈ વિભાગના કેળવણી ખાતાના કામચલાઉ ઈન્સ્પેક્ટર નિમાયા છે.

પંજાબ વિદ્યાર્થી મહામંડળે વિદ્યાર્થીઓને ગેરીલા તાલીમ આપવા માટે તા. ૧લી જૂનથી ૧૨મી જૂન સુધી વર્ગો ચાલુ કર્યા હતા. એકંદરે ૫૦૦ સ્વયંસેવકોને તાલીમ આપવામાં આવી હતી.

ચતુર્થ ઇન્ડિયન મૉન્ટેસોરી ટ્રેઈનીંગ ક્લાસની શરૂઆત કોડાઈકનાલમાં ઑગસ્ટની શરૂઆતથી મેડમ મૉન્ટેસોરી કરશે. એમાં જેઓ દાખલ થવા ઇચ્છતા હોય તેમને ફોર્થ ઇન્ડિયન મૉન્ટેસોરી ટ્રેઈનીંગ ક્લાસના મંત્રીને અડયાર (મદ્રાસ)ને સરનામે લખીને અરજીપત્રો તથા બીજી માહિતી મેળવી લેવા વિનંતિ છે.